

कै. नामदार न्यायमूर्ति महादेव गोविंद रानडे, सी. आय्. ई.



सौ. रमाबाईसाहेब रानडे.

# અમારા જીવનમાંની કેટલીએક યાદગિરીઓ.



ન્યા. મૂ. રાનડેનું કૌટુંબિક જીવન.

મૂળ લેખક:—

## શ્રીમતિ રમાબાઇ રાનડે.



ભાષાંતર કરનાર.:—

સૌ. સરસ્વતી ભદ્રા માડગાંવકર.



આ પુસ્તક મુંબઇ વૈભવ પ્રેસમાં છાપ્યું છે.

સને ૧૯૧૩.

કિંમત રૂ. ૧ાા.

# પ્રસ્તાવના.



પ્રસ્તુત ભાષાંતર મેં મારા પતિની સૂચનાથી કરેલું છે. અને શ્રીમતી રમાબાઈ રાનડેએ તે પ્રસિદ્ધ કરવા કૃપા કરી રજા આપેલી છે. આ ભાષાંતરના વેચાણમાંથી જે કાંઈ ઉત્પન્ન થશે તે પુના સેવા સદનને આપવાનું છે.

આ ભાષાંતરને પ્રસ્તાવનાની ઘણી થોડી જરૂર છે. સ્વ. ન્યા. મૂ. રાનડેનું નામ કેવળ મહારાષ્ટ્રમાંજ નહિ, પણ આખા હિંદુસ્થાનમાં જાણીતું થયલું છે, એટલે તેમનાં પત્નીએ પ્રસિદ્ધ કરેલ "आठवणी" (યાદગીરીઓ) નું ભાષાંતર કરવા મેં હિમ્મત કરી છે. તેના બચાવમાં અનેક કારણો રજુ કરી શકાય. પ્રથમ તો મારા કુટુંબનો સ્વ. ન્યા. મૂ. રાનડે અને તેમનાં પત્ની સાથે ઘણો ગાઢ સંબંધ હોવાથી એમનું આ ઉત્તમ પુસ્તક મને પોતાને ખાસ આનંદ દાયક હોય એ સ્વાભાવિક છે; આ ઉપરાંત શ્રીમતી રમાબાઈ રાનડે એક સાધારણ અને અશિક્ષિત બાળાની સ્થિતિમાંથી પોતાના સંસ્કારી પતિની સહાયથી ક્રમે કરીને કેવી રીતે એક ઉત્તમ અને આપણને અભિમાન ઉપજાવે એવાં આર્યસન્નારી બન્યાં છે, તેનું બહુ સારૂં ચિત્ર આ પુસ્તકમાં આપેલું છે; અને એ ચિત્રજ હિન્દવાસી સ્ત્રી પૂરૂષોને ઉત્તમ બોધરૂપ છે.

મારી નમ્ર માન્યતા પ્રમાણે હિન્દવાસી સ્ત્રીઓમાં ઉચ્ચ આદર્શ પામવા યોગ્ય શક્તિઓ રહેલી છે, અને તેમના પતિઓ ઇચ્છે તો કેળવણીથી આવી શક્તિઓનો વિકાસ કરી, તે આદર્શો પ્રાપ્ત કરવા, તેમને પ્રયત્નશીલ કરી શકે. પણ જાણી જોઇને પુરૂષો તેમને શારીરિક અને માનસિક અંધકારની સ્થિતિમાં રાખે તો પ્રજાના હીણપણામાટે તેઓનેજ સર્વથા જવાબદાર ગણવા જોઇએ; અને પ્રજાની અધોગતિનો આરોપ માતાઓ ઉપર મૂકવો ન જોઇએ. હિન્દવાસી લોકોનું રાષ્ટ્રિયત્વ ટકાવી રાખવા અને દૃઢ કરવા જેટલી પુરૂષસમુદાયને કેળવણી આપવાની જરૂર છે, તેટલીજ (બલ્કે વધારે) સ્ત્રીસમુદાયને પણ કેળવણી આપવાની જરૂર છે. તેમનામાંથી અજ્ઞાન અને વહેમ કાઢી નાખવાનો પ્રયત્ન થવો જોઇએ. આવા ઉદાર આશ-

યને બદલે આપણા લોકોમાં તો ધર્મગુરુઓથી બ્હીને તેમનો, તેમના કહેવા પ્રમાણે અંધ પ્રવૃતિ, બાળ લગ્ન જેવી હાનીકારક રૂઢીઓ અને અંત્યજનો સ્પર્શ કરવાથી અપવિત્ર થવાય છે, એવી છોકરવાદ માન્યતાઓ દુસ્મન રૂપે પ્રવર્તી રહેલી છે. અંગ્રેજી અથવા એવા બીજા શિક્ષણદ્વારા સ્ત્રીઓને મળેલી ઉપર ટપકેની કેળવણીથી નહિ, પણ પુરુષો તેમને તેઓના કાર્યમાં અને મહત્વાકાંક્ષામાં સહચારિણી કરીને અપાએલી કેળવણીથી જેવું લોક સમુદાયનું કલ્યાણ થશે, તેવું કલ્યાણ રાષ્ટ્રીય કે સામાજીક મંડળોથી થવા સંભવ નથી.

હવે ગુજરાતીમાં આ ભાષાંતર કરવાનો મેં પ્રયાસ કર્યો છે, તે સંબંધમાં મારે છેવટ એટલુંજ જણાવવાનું છે કે અત્યાર સુધી મારા જીવનનો ઘણોખરો ભાગ મેં ગુજરાતમાં ગાળ્યો છે એટલે મહારાષ્ટ્ર પર મને જેટલો ભાવ છે, તેટલો ભાવ ગુજરાત, ત્યાંના લોકો, ત્યાંની ભાષા અને સાહિત્યપર પણ છે. મારી ગુજરાતી બ્હેનો આ ભાષાંતરમાં રહેલી ઘણી ન્યૂનતાઓ જોઇને હાંસી તો કરશે, પણ એમ કરતાં પણ શ્રીમતી રમાબાઇ રાનડેએ દોરેલા આદર્શો પામવા તેઓ પ્રયત્ન કરશે તો હું મારો પ્રયાસ સફલ થયલો માનીશ.

સરસ્વતી ભદ્રા મડગાંવકર.

અહમદનગર. ૧૯૧૨



श्रीमती रमाबाई पंडित.

મારાં પરમપૂજ્ય માતુશ્રી શ્રીમતિ ઉપાધ્યાય પંડિતને આ પુસ્તક અર્પણ કરૂં છું.

ભદ્રા માડગાંવકર,
ભાષાંતર કર્તા.

# નિવેદન.



આ પુસ્તક લખી, શ્રીમતિ રમાબાઇ રાનડેએ, 'પુના સેવાસદન' ને ભેટ કર્યું છે. આ પુસ્તકનું ઉત્પન્ન 'પુના સેવાસદન બીલ્ડીંગ ફંડ' ખાતે જશે.

આ પુસ્તક અતિ ઉપયોગી છે, એટલુંજ નહિ, બલ્કે આના બ્હોળા ફેલાવાથી 'એક પંથ ઓર દો કાજ' સરે તેમ છે. એક તો પુસ્તકનું પુસ્તક, ઉપરાંત સેવાસદન જેવી ઉત્તમ સંસ્થાને સહાય; તો આશા છે કે ગરવી ગુર્જર પ્રજા આ પુસ્તકને પ્રત્યેક ગૃહમાં આવકાર આપશે.

મારા મિત્ર મી. ચંદ્રવદન, ડી. પંડયા, બી. એ. એલ એલ. બી. એ આ પુસ્તકનાં પ્રુફ સુધારવાની જે તકલીફ ઉઠાવી છે તે માટે આ સ્થળે પુના સેવાસદન તરફથી હું તેમનો આભાર માનું છું.

ગોપાળ કૃષ્ણ દેવધર

જનરલ સેક્રેટરી,

પુના સેવાસદન.

# મૂળ મરાઠી ગ્રંથની પ્રસ્તાવના.



કૈ. ન્યા. મૂ. રાવસાહેબ રાનડે, એમનાં સંબંધનો ગ્રંથ, જે શ્રી. ભાભી સાહેબને હાથે લખાયલો છે, તે ગ્રંથને ખરેખરું જોતાં કાંઇ પણ પ્રસ્તાવના લખવાની જરૂર નથી. પણ શ્રી. ભાભી સાહેબે પ્રદર્શિત કરેલી ઇચ્છા, કે જે એક પ્રકારની આજ્ઞાજ કહેવાય, તેનું ઉલ્લંઘન મારાથી કરી શકાય નહિ, તેથી હું આ નીચે પ્રમાણે બે ચાર શબ્દો લખું છું.

રાવ સાહેબ રાનડે, એ ઓગણીસમી સદીના, પ્રથમ મહારાષ્ટ્રમાંની, અને પછીથી આખા હિંદુસ્થાનમાંની રાષ્ટ્રોન્નત્તિના નાના પ્રકારની ચળવળના કેવળ આધાર–સ્થંભ હતા, એટલુંજ નહિ, પણ આદિ પ્રવર્તક પણ હતા. એમની વિશાળ, વ્યાપક અને તેજસ્વી બુદ્ધિ, અગાધ જ્ઞાન, પ્રચંડ ઉદ્યોગ, અને અદ્‌ભુત આકર્ષણ શક્તિ, એ બધાં તેઓએ એકનિષ્ઠતાથી દેશસેવા સારૂ અર્પણ કર્યાં હતાં. આ આપણી આર્યભૂમી સર્વાંગ સુંદર શાથી બનશે; સામાજીક, રાજકીય, નૈતિક, ઔદયોગિક, શિક્ષણવિષય વગેરે બાબતોમાં એનું પગલું આગળ શાથી પડશે; બીજા પ્રકારની પ્રગતિ પામવા સારૂ જે ગુણ આવશ્યક છે તે આપણા સમાજનાં સ્ત્રી પુરૂષોમાં શી રીતે આવશે, એ વાતો સિવાય બીજો કોઇ વિચાર અહોરાત્ર એમના મનમાં કદી આવ્યો નહિ હતો. એવી ઉજ્જવળ દેશ—ભક્તિ, અને દેશોન્નતિના થયેલા પ્રયત્નપર એટલી દૃઢ શ્રધ્ધા કોઇ પણ દેશમાં કવચિતજ દેખાઇ આવશે. પણ રાવસાહેબ રાનડેની ગણના આ દેશમાંજ નહિ પણ આખા જગત્‌માં અત્યંત શ્રેષ્ઠ વિભુતિમાંજ કરવી જોઇએ, તે કેવળ એમના બુધ્ધિ વૈભવને લીધે, વિદ્વત્તાને લીધે, કે દેશભક્તિને લીધેજ નથી. આ સદ્‌ગુણો ખરેખર અસાધારણ તો છેજ. પણ એટલા તો અસાધારણ છે કે ઘણાઓથી તેમાંથી કેવળ એક એક સદ્‌ગુણના જોરપર પણ આ જગતમાં પ્રખ્યાતી મેલવી શકાય. આ કરતાં પણ અસાધારણ એવી ચિત્તવૃત્તિ રાવસાહેબમાં હતી. એવી ચિત્તવૃત્તિ મહાન્ સાધુ સંતો વિના કોઇમાં જણાઇ આવતી નથી. આ ચિત્તવૃત્તિમાં અનેક સાત્વિક ગુણો વિકાસ પામ્યા હતા, તથા રાવસાહેબના અંગમાં જે ઇશ્વરી અંશ હતો

તેનો પુરાવો આપતા હતા. રાવસાહેબ કેટલાક શતકો પહેલાં જન્મ્યા હોત તો ખાસ કરીને અવતારી પુરૂષોમાં એઓની ગણના થાત. એવી વિભુતિ જે રાષ્ટ્રને હાલના સમયમાં મળી, તેને પોતાની ભાવી સ્થિતિને વીશે નીરાશ થવાનું કારણ નથી.

રાવસાહેબને સાર્વજનિક કામો એટલાં તો હતાં કે જો એની બધી હકીકત સવિસ્તર લખવા માંડે તો લખનારને આ દેશનો ત્રીસ વરસનો ઇતિહાસ લખવો પડે. નિદાન તેટલા સમયમાં જે અનેક મહત્વની સાર્વજનિક સંસ્થાઓ નિકળી, તથા ચળવળો અસ્તિત્વમાં આવી, તેમાંની ઘણી ખરીની હકીકત આપવી પડે. એ કામ સહેલું નથી; તથાપિ રાષ્ટ્ર હિતની દૃષ્ટિએ તથા ભાવિ ઓલાદને માર્ગ દેખાડવા સારૂ એમ બનવું જોઇએ, એમા સંશય નથી. રાવસાહેબના પગ પાસે બેસી દેશકાર્યનો પાઠ શિખવાની જેઓને અમુલ્ય સંધિ મળી, અને પુત્રવત્ પ્રેમથી રાખી મોટી ફિકરથી જેઓને રાવસાહેબે માર્ગ સહેલો કરી આપ્યો એમના શિરપર આ એક પવિત્ર જવાબદારી છે એમાં શંકા નથી. કોણ જાણે તેઓ આ જવાબદારીમાંથી કયારે ને કેમ મૂકત થશે ? પણ રાવસાહેબના સદ્ગુણોને લીધે એમના આયુષ્યનો સાર્વજનિક ભાગ જેટલા મહત્વનો અને ચિરસ્મરણીય થયો છે તેજ પ્રમાણે, ઉપર કહ્યા મુજબ, સાધુસંતને છાજે એવા એમના સ્વભાવને લીધે એમનો ખાનગી આયુષ્યક્રમ પણ અત્યંત હૃદયગમ્ય અને બોધકૃત થયો છે. આ ખાનગી આયુષ્યક્રમનું ચિત્ર આ ચોપડીમાં લખી શ્રી. ભાભીએ વાંચકો આગળ મૂકયું છે.

આ પુસ્તકમાં રાવસાહેબના સાર્વજનિક ચરિત્રનો ભાગ સુદ્દલ આવેલો નથી, એમ કાંઇ નથી. રાવસાહેબ અહર્નિશ દેશકાર્યમાં એટલા તો મગ્ન રહેતા કે, એમના અત્યંત ખાનગી વિચારમાં, વર્તનમાં, તેમજ બોલવામાં પણ સાર્વજનિક કામોનો કાંઈપણ ભાગ આવ્યા વગર રહે એ શકય નથી. આ "યાદગીરીઓ" લખતી વખતે ભાભીનો પ્રધાન હેતુ સાર્વજનિક વાતો વિશે લખવાનો નથી, પણ રાવસાહેબના આખા આયુષ્ય ક્રમનું ચિત્ર મહારાષ્ટ્રીઓ આગળ સારી રીતે મુકવા સારૂ, એમને પોતાને જે માહિતી હતી તે, તથા તેઓએ બીજા પાસેથી જે મેળવી હતી તે, પ્રસિદ્ધ કરવાનો છે. આ ચોપડીને "અમારા આયુષ્યમાંની કેટલીક યાદગીરીઓ"

એ નામ આપ્યું છે તે બરાબર છે. આ ચોપડી એટલે રાવસાહેબનું બરાબર રીતે લખેલું ચરિત્ર નથી. તેમજ આ "યાદગિરિઓ" ( reminiscences ) નોંધ પોથી તેમજ લિખિત આધાર પરથી લખેલી નથી. વખતો વખત જે વાતો બની આવી અને તે વખતે જે સંભાષણો થયાં તે કાંઇ સેહેજ અથવા કાંઇ વિશેષ કારણને લીધે ધ્યાનમાં રહ્યાં, તે જેમ યાદ આવ્યાં તેમ, હાલની સ્થિતિમાં જીગરનું સાંત્વન કરવા સારૂ અને જે શ્રેષ્ટતમ સહવાસ હવે પ્રત્યક્ષ રહ્યો નથી, તેનો માનસિક રીતે અનુભવ લેવા સારૂ, ભાભીએ કાગળપર મૂકી વાંચકો આગળ રજુ કીધાં છે. અનુપમેય ભક્તિ અને નિઃસીમ પ્રેમ એ ભાવથી આ "યાદગીરીઓ" લખેલી છે, તે સહાનુભુતિપૂર્વક અંતઃકરણથી વાંચકો વાંચશે એવી આશા છે. આ ગ્રંથ લખવાનું ભાભીએ મનમાં આણ્યું, અને હાથમાં લીધેલું કામ પાર પાડયું, એ મહારાષ્ટ્રનું મોટું ભાગ્ય સમજવું જોઇએ એમ મને લાગે છે. પત્નીએ પોતાના પતિ વિશે આ પ્રમાણે લખેલો ગ્રંથ હિંદુસ્થાનમાં આ પહેલોજ છે, અને તે ભાભીએ લખ્યો એ ઘણું સારૂં થયું. કારણ કે હાલના વખતની આપણા તરફની સ્ત્રીઓમાં શ્રી. ભાભીની યોગ્યતા ઘણી છે. પોતાના આયુષ્યમાંનાં સતાવીશ વર્ષો જેઓએ તે વિભૂતિ સાથે એમની સહધર્મચારિણીનાં સંબંધથી "છાયા" પેઠે ગાળ્યાં, જેમનાં અંગનું નૈસર્ગિક તેજ શિક્ષણથી અને એમના સહવાસથી ઘણું વધ્યું, અને જેમનું મન રાવસાહેબની ભક્તિમાં નિમગ્ન થઇ રહ્યું છે, તેમણે પોતાના કીર્તિવાન પતિના સ્વભાવનું અને આયુષ્યક્રમનું જે ચિત્ર કાઢયું છે, તે આપણને જોવા મળ્યું, તે માટે મહારાષ્ટ્રના લોકોને અભિમાન તથા સમાધાન થાય તો તે બરાબર છે.

આ ચોપડી વાંચનારનાં મન ઉપર જે કેટલીક વાતોની છાપ પડયા વગર રહેનાર નથી, તેમાંની એક બે વાતો વિશે અહિં લખવાની જરૂરી બાત છે એમ મને લાગે છે. પાશ્ચાત્ય સમાજમાં ઘણાં કુટુંબોમાં પતિ પત્નીમાં ઘણો પ્રેમ દેખાઇ આવે છે, પણ એમનો પરસ્પર ભાવ ઘણો ખરો સરખાપણાનો હોય છે; પણ એ પ્રકારનો પ્રેમ બન્ને જણમાં જ્યારે હોય છે ત્યારે પત્નિએ પતિની સેવામાં પોતાને અર્પણ કરી, તેમાં ધન્યતા માનવી, એ પૂર્વમાંની સ્ત્રીઓનો અને તેમાં વિશેષે કરી હિન્દુસ્તા-

નની સ્ત્રીઓનો મનોધર્મ છે. આ મનોધર્મ હજારો વર્ષના સંસ્કારનુ અને પરંપરાનુ ફળ છે, અને તેનું અત્યંત મોહક સ્વરૂપ આ પુસ્તકમાં દેખાઇ આવે છે. નવું શિક્ષણ, નવી કલ્પનાઓ, અને નવી પરિસ્થિતિથી વિચારને તથા આયુષ્યક્રમને નવું વલણ મળેલું હોવા છતાં ભાભી જેવી સ્ત્રીનો આ મનોધર્મ કાયમ રહે છે, તેથી ઘણા લોકોને તેમાંથી બોધ લેવા જેવું છે. બીજી વાત વાંચકોના વિશેષ લક્ષમાં આવશે, તે એ છે, કે અસલના લોકો, જે હવે ઘણા ખરા જતા રહ્યા છે, તે લોકોને સ્ત્રીશિક્ષણ વગેરે સમાજ સુધારાની બાબતમાં જે અનેક અડચણો ખમવી પડી તે છે. હાલના લોકોને એ અડચણની ઘણી કલ્પના નથી, અને કેટલાક દિવસ પછી તે બિલકુલ નષ્ટ થશે, એ સ્પષ્ટ દેખાય છે; તથાપિ પહેલાંના લોકોને તેથી કેટલો દુઃસહ ત્રાસ ખમવો પડયો છે, અને તેઓએ તે સહન કરી સમાજ પર કેટલા બધા ઉપકાર કર્યા છે, એ આપણે ભુલી જવું, એ ઠીક કહેવાય નહિ. એ યાદગિરી કાયમ રાખવાના કામમાં આ ગ્રંથનો ઘણોજ સારો ઉપયોગ થશે. અને એજ દૃષ્ટીથી જોતાં આ ગ્રંથ લખવા માટે શ્રી. ભાભીનું અભિનંદન કરવું જરૂરનું છે.

ગોપાળ કૃષ્ણ ગોખલે.

પુણા તા. ૨૦ અપ્રેલ સ. ૧૯૧૦

# અમારા આયુષ્યક્રમનું કેટલુંક સ્મરણ.

અથવા

# પોતા ( સ્વ. મહાદેવ ગોવિંદ રાનડે ) સંબંધી કેટલીક માહિતી.



## ભાગ પહેલો.

---

### પૂર્વજોનું વૃત્તાંત અને 'પોતા'નું બાળપણ.

અમારા (રાનડે) કુટુંબના પૂર્વજોનું મૂળ સ્થળ રત્નાગિરી જીલ્લામાંના ચિપલૂન તાલુકામાં ગુહાગરાનજીક મોભાર-પાંચેરી ઉર્ફે પાચેરીસડા નામનું ગામ છે. આ ગામમાં આ કુટુંબના વંશજો છે અને તેમને હજી સુધી ખોતીનું ઉત્પન્ન મળ્યું જાય છે. એ ગામમાંથી ભગવંતરાવ નામે પુરૂષ ('પોતા' ની ચોથી પેઢીના પૂર્વજ ) કોંકણમાંથી દેશમાં એટલે પંઢરપુર પાસે કસ્બે કરકમ્બ છે ત્યાં આવીને રહ્યા. એઓ જો કે ગૃહસ્થ હતા, તો પણ તેમને જ્યોતિષનું સારૂં જ્ઞાન હતું. એમ કેહવાય છે કે નાના ફડનવીસ વિષે જેજે ભવિષ્ય તેમણે એક વખતે ભાખ્યું હતું તે બધું ખરૂં પડયું હતું.

---

* શ્રીમતી રમાબાઈએ પોતાના પતિ ન્યા. મૂ. સ્વર્ગસ્થ મહાદેવરાવ રાનડે વિશે લખતાં તેમનું નામ સ્પષ્ટ રીતે ન લેતાં "સ્વતઃ" એ શબ્દથી તેમનો બોધ કરાવ્યો છે, માટે સ્વતઃ કે પોતે શબ્દથી પૂર્વાપર સંબંધ પ્રમાણે ન્યા. મૂ. સ્વર્ગસ્થ મહાદેવરાવ રાનડે એમ સમજવું.

...ભગવંતરાવના પુત્ર ભાસ્કરરાવ ઉર્ફે અપ્પાજી, પોતાની માતાના ઘણા સંતાનોમાંથી એકલાજ બચ્યા હતા. ખરેખર એ તેમની માતાના એટલે કૃષ્ણાબાઇના સતત બાર વર્ષ લગી અત્યંત નિષ્ઠાપૂર્વક અને સખત વ્રતાચરણ કરવાથીજ બચ્યા. કૃષ્ણાબાઇનાં છોકરાં જીવતા નહોતાં તેથી એમણે સતત બાર વર્ષ સુધી પીપળાની અને ગાયની પ્રદક્ષીણા કરી ને તે મુદ્દતમાં તેઓ ગોમૂત્રમાં દશમી કરીને તે ખાઇને રહેતાં. એ ઉપરાંત એઓ બીજો આહાર લેતાં નહી. તેઓ ભાવિક તથા સાત્વિક વૃત્તિનાં હતાં. અતિથિ, અભ્યાગત કોઈપણ વખતે પોતાને ઘેર આવે તો કંટાળો ન આણતાં ઊઠીને રસોઈ કરી તેમને જમાડતાં અને પીપળા પાસે એટલીજ માગણી કરતાં કે મને પુત્ર થાય ને તેના જડીઆં મુલીઆં તારા જેવાંજ ઉંડાં જાય તથા વિસ્તાર પણ તારા જેવોજ મોટો થઈ ઘણાઓને તેનો છાંયડો મળે. એમના માગવા પ્રમાણે પરમેશ્વરે ભાસ્કરરાવને પૂર્ણાયુ કરીને ભાગ્યવાન તથા પરાક્રમી કીધા, અને 'એકના એકવીસ થાય' એ કહેવત પ્રમાણે એમનો વેલાનો વિસ્તાર મોટો થઇને રાનડે કુટુંબમાં-ના સર્વ પુરૂષો બુધ્ધિમાન, શૂર, પરાક્રમી, ઉદ્યોગી, ઉંચા તથા મજબૂત બાંધાના તથા સખી દીલના થયા. આ સર્વ એ મહા-સાધ્વીના પુણ્યનું ફળ છે એમજ સમજવું જોઇએ.

અપ્પાજી ભગવંત ઉપર કહેલાં સાધ્વીના એકના એક પુત્ર 'પોતા'ના પ્રપિતામહ હતા. સાંગલી સંસ્થાનના અધિપતિ પ્રખ્યાત ચિંતામણરાવ ઉર્ફે અપ્પાસાહેબ પટવર્ધન પાસે તે પ્રથમ કારકુન હતા. એક વખતે પટવર્ધનના સૈન્યમાંની એક ટુકડીના તેઓ ઉપરી થયા હતા. એમ કેહેવામાં આવે છે કે, એમણે એક વખતે મુગલો સાથે લઢીને એક કિલ્લો સર કર્યો હતો;

અને તે વખતે લૂટમાં જે માલ એમને મળ્યો નહતો તેમાંથી કોઈ પણ વસ્તુને એમણે સ્પર્શ કર્યો હતો. ત્યાર પછી પોતાની હુશિઆરીથી ચઢતો દરજ્જો પ્રાપ્ત કરી શ્રી. અપ્પા સાહેબ તરફથી ઈંગ્રેજ સરકાર પાસે તેઓ વકીલ થયા. કોઇ પણ બાબતમાં શરમ ન રાખતાં પોતાની બુદ્ધિને શુદ્ધ અને ખરી લાગે એવીજ પોતાના માલિકને સલાહ આપતા. એમ કર્યાથી માલિક જરા નારાજ થાય તો પણ તે બીતા ન હોતા. તેમના પ્રમાણિકપણા તથા બુદ્ધિ એ બે ગુણોને લીધે પટવર્ધનની તેમના ઉપર ઘણી મહેરબાની હતી. તેઓએ એમને જે જાગીર વંશપરંપરા કરી આપેલી તે હજુ સુધી સાંગલીમાં વસતા અમારા કુટુંબીઓમાં કાયમ છે. શ્રી. ચીદંબરસ્વામી નામે કર્ણાટકમાં જે પ્રાસદ્ધ થઈ ગયા તે અમારા અપ્પાના ગુરૂ હતા. એમ કહેવામાં આવે છે, કે, અપ્પાને પોતાનો મરણકાળ માલમ હતો. મરણના પહેલાં છ માસ સુધી તેઓ મોટા ઘોડા ઉપર ઝડપથી બેસતા હતા. આખર સુધી દાંત તથા બીજા અવયવો સાબીત હતાં. તેઓ પોતાનો બધો વખત ઇશ્વરધ્યાનમાં તથા ચિંતનમાં ગાળતા, તથા મુખથી નામસ્મરણ કરતા. તેઓ પંચાણુ વરસની ઉમરે મુખથી નામસ્મરણ કરતા કરતા બેઠેલા ત્યાંજ કૈલાસવાસી થયા. એમ કહેવામાં આવે છે કે દેહાવસાન થયા પહેલાં તેઓએ પોતાનો મરણકાળ પોતાના પુત્રને કહી રાખ્યો હતો.

આપ્પાના વડીલ ચિરંજીવ અમૃતરાવ તાત્યા 'પોતા'ના દાદા થાય. તાત્યા ઈંગ્રેજી રાજ્યની શરૂઆતમાં પ્રથમ કરકમ્બથી નગર જીલ્લામાં નોકરી માટે ગયા. ત્યાં તેઓ શિરસ્તેદાર થઇને પછી મામલતદાર થયા, તથા નગર જીલ્લાથી પુના જીલ્લામાં આવ્યા. પુનામાં તથા આંબેગામમાં ઋણ-

વરસ સુધી મામલતદારી કર્યા બાદ પાબળ તાલુકામાં એમની બદલી થઇ; તથા ત્યાંજ એમણે પેનશન લીધું. તાત્યાને અમારા સસરાજી સુદ્ધાં ચાર પુત્ર હતા. સૌથી મોટા બળવંતરાવ દાદા; બીજા ગોવિંદરાવ ભાઉ; ત્રીજા ગોપાળરાવ અને ચોથા વિષ્ણુપંત અણ્ણા. આ ચારમાંથી ગોવિંદરાવ તથા વિષ્ણુપંત પ્રથમ નિફાડમાં નોકરીપર હતા. અને આગળ જતાં ૧૮૪૧–૪૨ માં કોલ્હાપુરમાં જવાબનિશીના કામ ઉપર ચડયા. અને બીજા બે જણા તાત્યા પાસે પાબળમાંજ રહ્યા. તાત્યા એમના વડીલનીજ પેઠે ઊંચા બાંધાના તથા ઘણાજ મજબૂત હતા. એ ઘોડા ઉપર બેસવામાં કુશળ હતા. એમને સંસ્કૃત તથા શાસ્ત્રો ઉપર બહુ પ્રીતિ હોવાથી એણે એનો સારો અભ્યાસ કર્યો હતો. ઘણા સંસ્કૃત ગ્રંથો એમણે વાંચી કેટલીક પોથીઓની નકલો પોતાના હાથે લખી રાખી છે. તેમણે પુરૂષસૂક્ત ઉપર ટીકા તથા મરાઠીમાં તેનો અર્થ કર્યો હતો, અને તે પુસ્તક છાપવાને માટે "પોતા"ની પાસે આપી મુકેલું હતું. તેપ્રમાણે "પોતે" તે પુસ્તક છપાવ્યું હતું એમ સાંભળ્યું છે. તાત્યા શ્રીમદ ભાગવત ઘણું સારૂં સંભળાવતા. શિવાય જ્યોતિષ ઉત્તમરીતે કહેતા, પત્રિકા જોતા અને બનાવતા પણ હતા.

મારા સસરાજી ફડનીસના કામ ઉપર હતા. ત્યારે 'પોતા'નો જન્મ શકે ૧૭૬૩ ના માઘ સુદ ૬ એટલે તા. ૧૮ જાનેવારી સને ૧૮૪૨ મંગળવારને રોજ સાયંકાળે થયો. એ વખત તાત્યાએ લખી રાખી સ્વહસ્તે "પોતા"ની જન્મપત્રિકા વિસ્તારથી લખી રાખી છે.

તાત્યાએ એવી રીતે પૂર્વવયમાં તેમજ ઉત્તરવયમાં પોતાનો આયુષ્યક્રમ ઉત્તમ રાખી પોતાની ૮૦ વરસની ઉમરે

એટલે સન ૧૮૫૮ ની સાલમાં કોલ્હાપુરમાં અમારા સસરાજી પાસે આવીને પોતાની આ લોકની જીવનયાત્રા પુરી કરી. સસરાજી કોલ્હાપુરમાં આવ્યા બાદ થોડા દિવસ જવાબનિસીના કામપર હતા. આગલ જતાં ત્યાંજ તઓ મામલતદાર થયા. ભૂધરગઢ, પન્હાળા, ગડહિંગ્લજ વિગેરે જુદા જુદા મહાલમાં મામલતદારનું કામ કર્યા બાદ ફરી કોલ્હાપુરમાં એમની બદલી થઈ. તેઓ ઇ. સ. ૧૮૫૨–૫૩ ની સાલમાં ખાનગી કારભારીની જગાએ કાયમ નીમાયા. આ વખતે એમને અઢીસો રૂપીઆ પગાર મળતો હતો.

ઇ. સ. ૧૮૪૨ ની સાલમાં તેઓ કરવીરમાં એકલાજ આવ્યા હતા; સાથે બૈરાં છોકરાંઓને લાવ્યા ન હોતા. અમારાં સાસુજી, ત્યાર પછી ત્રણ ચાર વરસે અમારા નણંદ ( દુર્ગા બહેન ) નો જન્મ થઓ ત્યાં સુધી, નિપ્પાડમાં એમના સાસુજી પાસ રહ્યા હતા. દુર્ગા બહેન જન્મ્યાં ત્યારે "પોતે" અઢી વરસના હતા. આંબેગામમાં તાત્યા હજુ મામલતદારીપરજ હતા. એમની પાસે થોડા દિવસ રહી પોતાના બન્ને છોકરાંને લઈ પોતાના પતિપાસે કોલ્હાપુર જવા અમારા સાસુજી બળદની ગાડીમાં નિકળ્યાં. આ પ્રવાસમાં 'પોતા'ના ઉપરનું એક સંકટ ઇશ્વરકૃપાથી નષ્ટ થયું તેની હકીકત નીચે પ્રમાણે છેઃ—

સાસુજી પ્રથમ નિપ્પાડથી આંબેગામ આવતાં હતાં ત્યારે એમની સાથે આંબેગામથી તેડવા આવેલો એક શિપાઈ તથા 'પોતા'ના દૂરના કાકા વિઠલ બાલાજી રાનડે એ બેજ જણા હતા. વિઠુકાકા ઘોડાપર બેસી ગાડીની પાછળ આવતા હતા. ઉન્હાળાના દિવસ હોવાથી સાંજના જ્યારે તડકો નરમ પડતો ત્યારે ગાડી જોડી આખી રાત ચલાવતા. આ દિવસો અંધારી

વરસ સુધી મામલતદારી કર્યા બાદ પાબળ તાલુકામાં એમની બદલી થઇ; તથા ત્યાંજ એમણે પેનશન લીધું. તાત્યાને અમારા સસરાજી સુદ્ધાં ચાર પુત્ર હતા. સૌથી મોટા બળવંતરાવ દાદા; બીજા ગોવિંદરાવ ભાઉ; ત્રીજા ગોપાળરાવ અને ચોથા વિષ્ણુપંત અણ્ણા. આ ચારમાંથી ગોવિંદરાવ તથા વિષ્ણુપંત પ્રથમ નિફાડમાં નોકરીપર હતા. અને આગળ જતાં ૧૮૪૧–૪૨ માં કોલ્હાપુરમાં જવાબનિશીના કામ ઉપર ચડયા. અને બીજા બે જણા તાત્યા પાસે પાબળમાંજ રહ્યા. તાત્યા એમના વડીલનીજ પેઠે ઊંચા બાંધાના ત્થા ઘણાજ મજબૂત હતા. એ ઘોડા ઉપર બેસવામાં કુશળ હતા. એમને સંસ્કૃત તથા શાસ્ત્રો ઉપર બહુ પ્રીતિ હોવાથી એણે એનો સારો અભ્યાસ કર્યો હતો. ઘણા સંસ્કૃત ગ્રંથો એમણે વાંચી કેટલીક પોથીઓની નકલો પોતાના હાથે લખી રાખી છે. તેમણે પુરૂષસૂક્ત ઉપર ટીકા તથા મરાઠીમાં તેનો અર્થ કર્યો હતો, અને તે પુસ્તક છાપવાને માટે "પોતા"ની પાસે આપી મુકેલું હતું. તેપ્રમાણે "પોતે" તે પુસ્તક છપાવ્યું હતું એમ સાંભળ્યું છે. તાત્યા શ્રીમદ ભાગવત ઘણું સારૂં સંભળાવતા. શિવાય જ્યોતિષ ઉત્તમરીતે કહેતા, પત્રિકા જોતા અને બનાવતા પણ હતા.

મારા સસરાજી ફડનીસના કામ ઉપર હતા. ત્યારે 'પોતા'નો જન્મ શકે ૧૭૬૩ ના માઘ સુદ ૬ એટલે તા. ૧૮ જાનેવારી સને ૧૮૪૨ મંગળવારને રોજ સાયંકાળે થયો. એ વખત તાત્યાએ લખી રાખી સ્વહસ્તે "પોતા"ની જન્મપત્રિકા વિસ્તારથી લખી રાખી છે.

તાત્યાએ એવી રીતે પૂર્વવયમાં તેમજ ઉત્તરવયમાં પોતાનો આયુષ્યક્રમ ઉત્તમ રાખી પોતાની ૮૦ વરસની ઉમરે

એટલે સન ૧૮૫૮ ની સાલમાં કોલ્હાપુરમાં અમારા સસરાજી પાસે આવીને પોતાની આ લોકની જીવનયાત્રા પુરા કરી. સસરાજી કોલ્હાપુરમાં આવ્યા બાદ થોડા દિવસ જવાબનિસીના કામપર હતા. આગલ જતાં ત્યાંજ તેઓ મામલતદાર થયા. ભૂધરગઢ, પન્હાળા, ગડહિંગ્લજ વિગેરે જુદા જુદા મહાલમાં મામલતદારનું કામ કર્યા બાદ ફરી કોલ્હાપુરમાં એમની બદલી થઈ. તેઓ ઇ. સ. ૧૮૫૨–૫૩ ની સાલમાં ખાનગી કારભારીની જગાએ કાયમ નીમાયા. આ વખતે એમને અઢીસો રૂપીઆ પગાર મળતો હતો.

ઇ. સ. ૧૮૪૨ ની સાલમાં તેઓ કરવીરમાં એકલાજ આવ્યા હતા; સાથે બૈરાં છોકરાંઓને લાવ્યા ન હોતા. અમારાં સાસુજી, ત્યાર પછી ત્રણ ચાર વરસે અમારા નણંદ ( દુર્ગા બહેન ) નો જન્મ થઓ ત્યાં સુધી, નિપ્રાડમાં એમના સાસુજી પાસ રહ્યા હતા. દુર્ગા બહેન જન્મ્યાં ત્યારે "પોતે" અઢી વરસના હતા. આંબેગામમાં તાત્યા હજુ મામલતદારીપરજ હતા. એમની પાસે થોડા દિવસ રહી પોતાના બન્ને છોકરાંને લઈ પોતાના પતિપાસે કોલ્હાપુર જવા અમારા સાસુજી બળદની ગાડીમાં નિકળ્યાં. આ પ્રવાસમાં 'પોતા'ના ઉપરનું એક સંકટ ઇશ્વરકૃપાથી નષ્ટ થયું તેની હકીકત નીચે પ્રમાણે છેઃ—

સાસુજી પ્રથમ નિપ્રાડથી આંબેગામ આવતાં હતાં ત્યારે એમની સાથે આંબેગામથી તેડવા આવેલો એક શિપાઇ તથા 'પોતા'ના દૂરના કાકા વિઠ્ઠલ બાલાજી રાનડે એ બેજ જણા હતા. વિઠુકાકા ઘોડાપર બેસી ગાડીની પાછળ આવતા હતા. ઉન્હાળાના દિવસ હોવાથી સાંજના જ્યારે તડકો નરમ પડતો ત્યારે ગાડી જોડી આખી રાત ચલાવતા. આ દિવસો અંધારી

રાત્રે આસરે બે વાગ્યા હતા અને ગાડીમાંના
રતાના હતા. રાત્રે આસરે બે વાગ્યા હતા અને ગાડીમાંના
બધા માણસો ( સાસુજી અને બન્ને બાળકો ) ભર નિદ્રામાં
ઉંઘી ગયાં હતા. નાની બહેનને છાતી પાસે લઇ સાસુજી સુ-
તેલાં હતાં; તથા નણંદની પેલી બાજુએ જુદું ઓરાડીને
“પોતાને” સુવાડેલા હતા. ઠંડીનો વખત અને શીતલ
પવન વાવા લાગ્યો હતો તેથી ગાડી સાથે જે શિપાઈ ચાલતો
હતો તે આ વખતે આગળની બાજુએ ગાડી હાંકનારની જોડે
જઇ બેઠો. ત્યાર બાદ થોડા વખત પછી ગાડીવાન તથા
શિપાઈ બન્ને જણા ઝોકાં ખાવા લાગ્યા. બળદ પણ આસ્તે
આસ્તેજ ચાલતા હતા. તથા વિઠુકાકા ઘણાજ પાછળ રહી
ગયા હતા. આવે સમયે એક મોટું નાળું આવ્યું અને તેમાં-
થી બળદ જોરથી ગાડી ખેંચી લઇ ગયા. આ પ્રસંગે “પોતે”
નિદ્રામાં ગાડીને છેક છેડે આવી ગયા હતા; અને ગાડી નાળામાંથી પસાર થતાં તેને જોરથી લાગેલા ધક્કાને લીધે ઓઢેલા લુગડા સાથે ‘પોતે’ ગાડીમાંથી રસ્તામાં પડ્યા. સાસુજી ભર ઉંઘમાં હતાં; પણ ગાડી જોરથી ચાલતાંજ સિપાઈ તથા ગાડીવાન જાગ્યા. તો પણ ગાડીના દોડવાના અવાજને લીધે પછવાડે કાંઇ પડ્યાનું એમને સમજાયું નહી. ગાડી માઇલ દોઢ માઇલ આગળ નિકળી ગઈ ત્યારબાદ અરધા પોણા કલાક પછી “પોતે” એ વિઠુકાકાના ઘોડાના પગનો અવાજ સાંભળ્યો અને “વિઠુકાકા ! વિઠુકાકા ! હું અત્રે પડ્યો છું” એમ કહ્યું. એ સાદ સાંભળી વિઠુકાકાએ ‘પોતાનો’ અવાજ ઓળખ્યો, અને એકદમ ઘોડો ઉભો રાખ્યો અને નિચે ઉતરીને ‘પોતા’ને ઉપાડી લીધા; અને ઠંડા પડેલા શરીર ઉપર બરાબર ઓરાડી પોતાની છાતી સરસા દાબી તેઓ ઘોડાપર બેઠા. અને સાસુજીની ગાડી પાસે આવતાંજ સાસુ-

જીને કહ્યું "ગોપિકા ભાભી જાગો છો ને? બાળકોને બરાબર ઓરડ્યું છે ને?" એમણે સુતાં સુતાંજ જવાબ આપ્યો કે "હાં બધું બરાબર છે." એટલે વિઠુકાકાએ ફરી પુછ્યું, "તમે હજુ ઉંઘમાંજ છો. બન્ને બચ્ચાં તમારી પાસે છે ને? બરાબર તપાસી જુઓ." એ સાંભળી તેઓ એકદમ ચમકી જાગી ઊઠયાં, ને જુએછે તો નણંદ શિવાય ત્યાં બીજું કોઇ ન હતું. એ જોતાંજ તેઓ અતિશય ગભરાયાં ને રોવા લાગ્યાં, ત્યારે વિઠુકાકાએ "પોતાને" પછેડીમાંથી કાઢી સાસુજીને આપ્યા. ને કહ્યું કે, "પરમેશ્વરે આજે કેટલી ખેર ગુજારી!" [આ વાત વિઠુકાકાએ જાતે મને કહેલી; અને હજુ પણ એ વાત કહેતી વખતે તેઓ ગળગળા થઈ જતા.]

આ પ્રમાણે આંબેગામમાં થોડા દિવસ રહીને પછી સાસુજી બન્ને બાલકોને લઈ કોલ્હાપુરમાં સસરાજી પાસે ગયાં. ત્રણ વરસથી તેર વરસ સુધીનું પોતાનું બચપણ ઘણું ખરૂં કોલ્હાપુરમાંજ ગયું. છ સાત વરસની ઉમરે "પોતાને" પાંડોબા તાત્યા દિવેકરની મરાઠી નિશાળમાં મુકયા. આ વખતના પોતાના સ્વભાવની તથા અભ્યાસની બધી માહિતી તાઈ સાસુજીના બોલવામાં વારંવાર આવતી હતી. તે એમનાજ શબ્દમાં કહું છું એટલે નાનપણમાં 'પોતા'નો સ્વભાવ કેવો હતો, તે સહજ સમજાશે. તાઇ સાસુજી કોઈ વખતે જ્યારે ગુસ્સે થતાં ત્યારે "પોતાના" નાનપણની આ વાતો કહેતા:—

"અમે કોલ્હાપુરમાં સરકારી કોઠીમાં રહેતાં હતાં ત્યારે કીર્તને મેડી ઉપર અને અમે નીચે રહેતા હતા. બન્ને ઘરમાં માણસો ઘણાં હતાં. અમારા ઘરમાં મોટા માણસો વધારે ને બચ્ચાંઓ થોડાં; અને કીર્તનેને ત્યાં તો છોકરા અને છોકરીઓ ઘણાં હતાં. તેથી અમારા બંને ઘરનાં માણસોથી આટલી મોટી હવેલી

ભરેલી દેખાતી હતી. કીર્તને ક-હાડે અને અમે કોંકણસ્થ એમ કોઇ સમજતું નહતું. બન્ને ઘરના અમે બધાં નાના મોટાં માણસો અને બાલકો એક ઘરનાં તથા સગાં વહાલાંની પેઠે રહેતાં હતાં. અમારા ભાઉસાહેબમાં અને આબા સાહેબ કીર્તનેમાં મુદ્દલ ભેદાભેદ હતો નહિ. એજ નમુનો બીજા નાન-મોટા માણસોના વર્તનમાં દેખાતો હતો. અમારાં બેને ઘરમાંથી કોઇને ત્યાં કાંઇ હોય તો બધાં માણસો ત્યાં જતાં. બીજો ચુલો સળગતો નહિ. દરેક વાર તેહવાર વખતે "અમે આ તેહેવાર કરીશું" એમ ટંટો ચાલતો હતો. આગળ જતાં એમ ગોઠવણ કરી કે કુલધર્મના જેટલા તેહવાર હોય તેટલા જુદા કરવા; બાકીના અડધા અડધા વેહેંચી લઈ વારા ફરતી કરવા; અને તે પ્રમાણે અમે કરતાં હતાં. કીર્તનેના બચ્ચાંઓ નાનપણથીજ હુશિઆર અને ચાલાક હતાં; પણ અમારો દીકરો ઘણો ઠંડો અને ધીમો હતો એને કાંઇ સમજ નહોતી. સાદો સંદેશો પણ કોઈને કહેતાં આવડતો નહોતો. નિશાળમાં પરીક્ષા થતી ત્યારે કીર્તનેના છોકરાઓ "અમે પાસ થયા અમને પરીક્ષકે આમ આમ કહ્યું" વગેરે ઘણું ઘણું ઘેર આવી કહેતા પણ આ છોકરો એવું કશું કહેતો નહિ. પુછયા વગર "હું પાસ થયો" એમ પણ કહે નહી. કીર્તનેના છોકરા પાસથી પાસ થયાનું હું જાણુ, ત્યારે એને પુછતી કે અરે માધવ તું પાસ તો થયા પણ અમને કહ્યુએ નાહ! તને કશાની હોંસજ નથી! આ વિનાયક જો કેટલો હુંશિઆર છે?" ત્યારે એ કહેતો કે "તેમાં શું કહેવાનું છે? રોજ નિશાળમાં જઈને અમે અભ્યાસ કરીએ છીએ તો પાસ થવાનાજ. એમાં શું વધારે છે?" એમ કહી છાનોમાનો ચાલ્યો જતો.

"માને તો હમેશાં ચિંતા થતી કે માધવનું શું થશે. તે દશ રૂપીઆ કમાઈને પોતાની સ્ત્રીનું પેટ ભરી શકે એટલો પણ ડાહ્યો થશે? એમ એમને હમેશાં કહેતાં. આ દુગા જુઓ! તે ભારે બોલકણી હુશિઆર ને ચાલાક ને હજુ પણ એવીને એવીજ છે. પિતાના તથા ભાઈના લાડથી અને હુશિઆર છે, એમ કહેવાથી બહુ મોડે ચડી ગઈ છે, અને વળી હમણાં તો એ બહેન થયાથી માધવ કરતાં પણ ડાહી થઇ છે. નાનપણથી એ હમેશા ટંટાખોર હતી, અને જે તે બાબતમાં પોતાનું કહ્યું ખરૂં કરતી; ને આ તો નંદીની માફક એકમાર્ગી અને સીધો. દાવપેચની કાંઇ ખબર ન મળે, અને તે સમજવાના પણ નથી. એકવાર કોઈ કામની શરૂઆત કરે તો તે ન ભુલતાં નિયામત કર્યાં કરે, એ વિશે ફરી કહેવું પડતું નહી. પણ એમાં કોઈ અડચણ કરે તો હઠ પકડીને રોઈ પડતો ને વળી ઝટ સમજાવ્યો સમજે પણ નહી. પહેલીવાર મુળાક્ષરની નિશાળમાં જ્યારે એને મુક્યો ત્યારે નિશાળમાંથી ઘેર આવતો કે તરતજ આખો દિવસ એનું એજ મનમાં ને મનમાં બબડયા કરતો, ને આંગળીથી ભીંત ઉપર અક્ષર તથા આંકડા કાઢતો. એજ એની રમત અને એજ એની ગમત. રસ્તામાં અમથો રમતો હોય તો પણ ધુળમાં આંકડા કાઢતો બેસે. એવો ગાંડો હતો. એકમાર્ગી તો એવો હતો કે એકવાર જે હાથમાં લીધું તે કાયમ રાખતો. એને જ્યારે જનોઇ દીધું ત્યારે એ ઘણી ન્હાની વયનો હતો ને મરાઠી નિશાળ સવારે મોડે (એટલે ૧૦ વાગે) છુટતી ત્યારે ભુખ ઘણી લાગતી. માટે અમારા માઇ (પોતાનાં માતુશ્રી) દશમી કરી રાખતાં, અને એ જ્યારે આવતો ત્યારે એપર ઘી ચોપડી ખાવા આપતા. એક દિવસે થોડાજ

વખતપર છાસ કરી હતી; માખણ તપાવ્યું નહતું માટે માઇએ દશમીપર માખણ નાંખ્યું. એટલે મિજાજ ગયો ને હઠ લઇ બેઠો કે, "હમેશની માફક ઘી પીરસ." "માખણ ગરમ કર્યું નથી, કાલે આપીશ," એમ એમણે ઘણું એ કહ્યું પણ માન્યું નહિ. ત્યારે માઇએ ઘીના વાસણમાં થોડું પાણી નાંખી એ વાસણ જરા ગરમ કરી તેમાંથી પીરસ્યું; એટલે તરતજ છાનો રહ્યો ને દશમી ખાવા માંડી. દુર્ગા પાસેજ ઊભી હતી એ સમજી ગઈ અને મોટેથી હશી અને તાળીઓ પાડી એની મશ્કરી કરવા લાગી કે "ભાઈ, તને માએ ઘી કહીને પાણી પીરસ્યું" પણ એણે એની તરફ લક્ષ ન આપતાં નિચું જોઇ દશમી ખાધી અને ઊઠી ગયો.

"ઘણો ખરો રોજ નિશાળેથી આવીને દશમી ખાધા પછી દુર્ગા સાથે એક કુંકાની રમત રમ્યા પછી સ્નાન કરવા ઊઠતો અને પહેલાજ લોટો માથાપર રેડતાની સાથેજ પુરૂષસૂક્ત બોલવા માંડતો. વચમાં જો કોઇ બોલી ભુલાવે તો ગુસ્સે થતો. સંધ્યા કરતી વખતે એક દિવસ વિઠુ દિઆરજીએ વચમાં કાંઇ સંધ્યામાનું પુછ્યું તેનો જવાબ આપ્યા પછી એ અટકીને બેઠો ને "હું પહિલેથી સંધ્યા નહી કરૂં, જ્યાં આગળ તમે વચમાં બોલ્યા ત્યાં સુધી તમે બોલી જાઓ પછી હું આગળ બોલીશ" એમ ઘણો વખત હઠ લઈ બેઠો. સંધ્યા પણ કરે નહી ને ઊઠી પણ જાય નહી. આખરે વિઠુ દિઆરજીએ અડધી સંધ્યા કરી "હવે તું અહિંઆથી આગળ કર, મેં તને અહીંઆ અટકાવ્યો હતો," એમ કહ્યું ત્યારે એણે સંધ્યા પુરી કરી, ને ઊઠી ગયો.

"તેહેવારને દિવસે મોટા હરખથી મા એને કંઠી કડાં, વિંટી વિગેરે પહેરાવે, તો કંઠી પહેરાવી માટે ગળે ધોતીયું વિંટે; કડ પેહેરણની બાંહ્યની અંદર ઘાલી દે, અને વિંટીમાંનું નંગ હાથાંની આગલ લઇ મુઠ વાળી રાખેઃ એવો તે સદાનો હોંસ વગરનો હતો. હું એકવાર એને વઢીકે, "માધવ, તારી મા એટલા પ્યારથી તને ઘેરણાં પહેરાવેછે તે તું કેમ પહેરાવવા દેતો નથી વારૂ? ને પહેરાવે તો દિવાનાની માફક સંતાડે- છે કેમ?" ત્યારે આ બાલકે કહ્યું, કે "રોજ આપણે ત્યાં માધુકરી આવે છે વિદ્યાર્થીઓ બેવાર ભોજન કરી જાય તે આવે છે એ ક્યાં દાગીના પેહેરે છે?" એવાં તો એનાં લક્ષણ છે. બિ- ચારી મા તો કાલજી કરતાં કરતાં મરી ગઈ. ડહાપણ ક્યાં છે? જરા નશીબની રેષાઓ સારી એટલે ચાર પૈસા મળે છે; બીજું શું?"

35208

"કોલ્હાપુરમાં અમે હતાં ત્યારે અમારા અને કીર્ત- નેના ઘરમાં માણેકઠારીમાં ઘણા બ્રાહ્મણો તથા મિત્ર- મંડલને બોલાવીને દુધ આપવાનો વહિવટ હતો. અને બધા નિશાળના વિદ્યાર્થીઓને તે દિવસે રાત્રે બેવાગ્યાસુધી જાગરણ કરી ચોપટ રમવાની પરવાનગી હતી. અને તે પ્ર- માણે બન્ને ઘરનાં બધાં છોકરાઓ ભેગાં થઇ ચોપટ રમતાં. માઇ મરવાને આગલે વરસ માધવને દશમું વરસ ચાલતું હતું. અને માણેકઠારી આવી ત્યારે કિર્તનેના ઘરની સર્વ મંડળી કાંઇ કામસર રાજુરી ગઇ હતી, તેથી આ વખતે કોઈજ છોકરાંઓ ઘેરમાં ન હોતાં. દુર્ગા હતી પણ એ આઠ નવ વાગે સુઈ ગઈ, એટલે રમવાને કોઈ નહતું. તો પણ રાત્રે ભાઉસાહેબ જમી રહ્યા બાદ માધવ મારી પાસે આવી સોગટાં માગવા લાગ્યો. મેં કહ્યું, "દુર્ગા પણ સુઇ ગઈ છે અને તું કોની સાથે ચોપટ

રમીશ ?" તેણે "કહ્યું હું કોઈની સાથે પણ રમીશ. તું તે આપ એટલે થયું." મેં તે આપ્યાં. તે લઇને તે ઓટલાપર ગયો અને એક થાંબલા આગળ બેસીને દાવ સરૂ કર્યો. અને એક હાથ પોતાનો અને એક હાથ થાંબલાનો એમ સમજી રમવાની શરૂઆત કીધી, અને બન્ને વખતે થાંબલાએ તેને બીનૂતોડી હરાવ્યો. ત્યારે મેં મશ્કરી કરી કે, "અરેરે એક માણસની ફજેતી થઈ. લાકડાના થાંબલાએ પણ તને હરાવ્યો ને?" "ત્યારે એણે ગુસ્સે થયા વગર પણ ધિમેથી કહ્યું "તો એમાં શું થયું ? જે સાચું તે સાચુંજ. થાંબલાનો દાવ સારો પડયો, એટલે એ પહેલો જીત્યો. મારો પડયો નહિ; માટે હું હાર્યો. એમાં શાની ફજેતી ? આ થાંભલાનો દાવ હું જમણે હાથે રમતો હતો: એ હાથને રમવાની ટેવ હોવાને લીધે એનો દાવ સારો પડતો હતો; પરંતુ ડાબે હાથે રમવાની ટેવ ન હોવાથી બરાબર રમતાંજ આવડતું નહતું. તો પછી મારે જોઇતો દાવ પડેજ ક્યાંથી ?" બીજો કોઈ છોકરો હોત તો થાંબલાથી હારત કે? એનો નાનપણથીજ સીધો સ્વભાવ હતો તેથી જે કરવાનું તેમાં લુચ્ચાઈ કરવાનું તે જાણતોજ નહિ.

"એક વખતે માઇએ એને બર્ફી આપી, અને એના બીજા હાથમાં નાનો કડકો આપી કહ્યું કે, આ તું ખા અને આ પેલા છોકરાને આપ. એમણે નાનો કડકો પોતાના મોઢામાં નાંખી મોટો કડકો ચાકરડીના છોકરાને આપ્યો. છોકરાના હાથમાં મોટો કડકો જોઈ માઇએ પુછયું કે "અરે આને નાનો કડકો આપવાનો તે મોટો આપ્યો અને તેં નાનો લીધો ?" માધવે કહ્યું, "તેં આ હાથમાંનો એને આપ એમ કહ્યું માટે મે એ આપ્યો" ત્યારે એ હાથમાંનો આપ એમ કહેવામાં પોતાની ભૂલ થયાથી એમ બન્યું એવું માઈના સમજવામાં આવ્યું.

# ભાગ બીજો.

## મુંબઇનો અભ્યાસ અને શરૂઆતની નોકરી.

" પોતે " અગિયાર વરસના હતા ત્યારે અમારાં નણંદને નવમું વરસ તુરતજ બેઠું હતું. આ વખતે નણંદનું લગ્ન થયું. એમને આજરે ફડનિસની સાથે પરણાવ્યાં હતાં. એક વરસ પછી 'પોતા'ને અગિયારમું વરશ પુરૂં થઈ બારમું બેઠું ત્યારે અમારા સાસુજીને આઠમી વખતે કશુવાવડ થવાથી તુરત ગુજરી ગયાં. પછી " પોતા " ને તથા કીર્તનેના છોકરાઓને કોલ્હાપુરમાં ઇંગ્રજી નિશાળમાં મુક્યા. એ વખતે કૃષ્ણાજી ચાફાજી ઇંગ્રજીના શિક્ષક હતા.

એજ અરસામાં સસરાજીનું બીજીવાર લગ્ન થયું; અને " પોતા " ને તેરમું વરસ બેસતાંજ વાઈના મોરોપંત દાંડેકર નામે એક કુટુંબવત્સલ સદગ્રહસ્થની કન્યા સખુબાઈ સાથે તેમનું લગ્ન ઈ. સ. ૧૮૫૪ માં થયું.

આ દાંડેકરની મોટી કન્યા તાત્યાસાહેબ ઈચલકરંજીકરને આપી હતી. શ્રી. યશોદાબાઈ ઊર્ફે ભાભી સાહેબ ઘોરપડે. આસરે ૧૯૦૩ ની સાલમાં પરલોકવાસી થયાં. એમની બીજી કન્યા કોલ્હાપુરના જોશીરાવને આપી હતી. ત્રીજી કન્યા આજરેકર ફડનિસને આપી હતી, ને ચોથી સખુબાઈ 'પોતા' ને આપી હતી.

'પોતા'નો વિવાહ થયા પછી કીર્તને ચારે બાઈ તથા પોતે સર્વે વિગેરે શિખવા માટે મુંબઇ ગયા.

કોલ્હાપુરની નિશાળમાં બે વરસ એટલે ૧૮૫૬ ની સાલ સુધી અભ્યાસ કર્યાબાદ "હવે અમને અગાડી અભ્યાસ માટે મુંબાઇ મોકલો" એમ કહી આબાસાહેબ કિર્તનેની આગળ તેઓ રોજ તગાદો કરતા. અમારા સસરાજી "પોતા" ની સાથે કદી પણ સખ્તાઈથી વર્તતા ન હોતા કે ગુસ્સો પણ કરતા ન હોતા. તથાપી એમની પાસે પોતે જાતે જઈને કાંઇ પણ વાત પુછતા અથવા કાંઇ પણ માંગતા નહિ. એવી નાનપણથી આખર સુધી "પોતા" ની ખાસીયત હતી. બને ત્યાં સુધી બધી વાતો પરમુખે કહેવડાવતા. કોઇ વખત સમક્ષ બોલવાનો પ્રસંગ આવે તો ફક્ત થોડા શબ્દમાં મર્યાદાથી બોલતા. જમવાની વખત શિવાય બીજે કોઈ પણ વખતે તેઓ સસરાજીની સામે બેસતા નહિ. કોઈ વખતે સમક્ષ બોલવાનું કામજ પડે તો ઊભા રહીને કામજોગું બોલતા. અને તાબડતોબ પોતાને કામે જતા. એજ ટેવ નાનપણથી હોવાથી, મુંબાઇ શિખવા જવાનું "પોતા" ના મનમાં ઘણું હતું તો પણ પોતાના શરમાળ સ્વભાવથી સસરાજી આગળ પોતે જઇ બોલવાની કોઈ દિવસ હીમત કરી નહી. એટલા માટે દરરોજ સવારે પોતે વહેલા ઊઠીને આબાસાહેબ કીર્તનેના સુવાના ઓરડાના બારણા પાંસે જઈ ઊભા રહેતા અને તેઓ ઊઠીને બહાર આવે તેજ વખતે તેમને કહેતા કે, "આબા સાહેબ, અમને મુંબાઈ ક્યારે મોકલશો ? ભાઊસહેબને કહીને અમને બધાને મુંબાઇ શિખવા મોકલો." એ પ્રમાણે બે ત્રણ મહિના નિયમસર "પોતે" આબાસાહેબને કહ્યા કર્યું. પછી કીર્તનેએ તથા સસરાજીએ વિચાર કરી વિનાયકરાવ, બળવંતરાવ, નીલકંઠરાવ, ત્રંબકરાવ અને "પોતે" એ પાંચે જણાને એક

ચાકર તથા એક બ્રાહ્મણ સાથે આપી ઈ. સ. ૧૮૫૬ માં મુંબાઈ અભ્યાસ માટે મોકલ્યા.

ત્યાં ગયા બાદ ત્રણજ વરશ પછી એટલે ઈ. સ. ૧૮૫૯ માં મુંબાઈ યુનિવર્સીટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષા આપી, અને તે પહેલાં તેઓને એલફીન્સ્ટન ઈન્સ્ટિટયૂટમાં પ્રથમ દસ, પછી પન્દર અને આખર વીસ રૂપીઆની સ્કોલરશિપ મળતી હતી. મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પાસ થયા પછી પહેલાં ત્રણ વરશ જુનીઅર અને તે પછીનાં ત્રણ વરસ સીનીઅર યુનિવર્સિટીમાં ગુજાર્યા હતાં; અને તે વખતે "પોતા" ને પ્રથમ ૬૦ રૂપીઆ, અને પાછળથી એકસોવીસ રૂપીઆની દરમાસે ફેલોશિપ મળતી હતી. મેટ્રીક્યુલેશનની પરીક્ષાથી માંડીને પછીની બધી પરીક્ષામાં "પોતા" ને નંબર પહેલો આવ્યો હતો. ઈ. સ. ૧૮૫૧ માં "પોતે" લિટલગોની પરીક્ષા આપી. ઈ. સ. ૧૮૬૨ માં બી. એ. ની પરીક્ષા અને એજ સાલમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્ર એ બે વિષયોની "ઓનર્સ" ની પરીક્ષા આપી તેમાં 'પોતા'ને સોનાનો ચાંદ અને બસો રૂપીઆની ચોપડીઓ બક્ષીસ મળી, અને ૧૮૬૪ માં એમ. એ. ની ડીગ્રી મળી. આજ વખતે એટલે ૧૮૬૨ માં મુંબાઈમાં ઈંદુપ્રકાશ પત્ર નિકળ્યું અને એના ચલાવનારાઓએ તેના અંગ્રેજી વિભાગના એડિટરનું કામ "પોતા" ને સોંપ્યું, પોતાનો અભ્યાસ ક્રમ સાચવીને આ કામ પણ ઉત્તમ રીતથી એઓએ ચલાવ્યુ. પહેલેજ વરસે "પાણિપતની લડાઇનો શતસાંવત્સરિક દિવસ" એ વિષય ઉપર એક અગ્રલેખ લખ્યો. એ લેખમાં દેખાઈ આવતી ઐતિહાસિક દ્રષ્ટિ અને સ્વદેશપ્રીતિને લીધે બધી દુનિયાનું લક્ષ આ પત્ર તરફ ખેંચાયું.

પરીક્ષાઓનો અભ્યાસ ચાલતો ત્યારે તેજ કોલેજમાં વર્ગ શિખવવાનું કામ કરવું પડતું. કોઈ પણ કામમાં ઓછું લક્ષ આપવું નહી એવો "પોતા"નો નિયમ હોવાથી શિખવવાના વિષયો સંબંધે પોતે ઘણું વાચતા. આ બધાની અસર આંખપર થઇ. ઇ. સ. ૧૮૬૪ માં "પોતા" ની આંખો બગડીને દેખાતું તદન બંધ થયું અને તે પછી છમહિના સુધી લીલા પાટા આંખપર બાંધવા પડયા. ડૉકટર ભાઊ દાજીએ આંખ ઉઘાડીને મુદ્દલ જોવું નહિ એવી સખત તાકીદ આપી હતી. દરરોજ સવારે કોઈ પણ મિત્ર "પોતા"નો હાથ પકડી ડૉકટર ભાઉ દાજીને ત્યાં લઈ જતા. અને ત્યાં ગયા બાદ ડૉકટર સ્વહસ્તે આંખ ઉઘાડીને ધોઇ દવા નાંખી ફરી પાટા બાંધતા.

એ પ્રમાણે ૭ મહિનાસુધી "પોતે" આંખનું એટલું દુઃખ ખમ્યા પણ અભ્યાસક્રમ છોડયો નહી. આંખો દુખતી હતી તે દરમ્યાન કેટલીક સહાધ્યાયી મિત્રમંડળી વારાફરતી વાંચે અને "પોતે" સાંભળે એવો ક્રમ ચાલુ રાખ્યો. આ આંખોનું દુઃખ કમી જાસ્તી પ્રમાણમાં આખર સુધી હતુંજ. "પોતા"ની એલ. એલ બી. ની પરિક્ષા ઓનર્સ સુધ્ધાં પાસ કીધી અને તેમાં પણ પહેલો નંબર આવ્યો. તે પહેલાં એલફીસ્ટન કોલેજમાં અંગ્રેજી શિખવવાનું કામ કરેલું તેના બદલમાં તે વખતના કોલેજના પ્રિન્સિપાલ મી. ચૅટફીલ્ડ, બીજા પ્રોફેસરો અને વિદ્યાર્થીઓએ મળીને એક ત્રણસો રૂપીઆનૂં સોનાનૂં ઘડીઆળ 'પોતા' ને એનાયત કીધું.

ઇ. સ. ૧૮૬૬ માં નિશાળ ખાતામાં એકટિંગ મરાઠી ટ્રાન્સલેટરની જગાએ "પોતા" ની બસો રૂપીઆના પગારથી નિમણૂક થઈ. પછી અકલકોટમાં થોડા દિવસ કારભારી-

નું ને કોલ્હાપુરમાં ન્યાયાધીશનું કામ કરી ફરી ઈ. સ. ૧૮૬૮ થી ૧૮૭૧ સુધી મુંબઈની એલ્ફિન્સ્ટન કોલેજમાં દર મહીને રૂપીઆ ચારસોના પગારથી અંગ્રેજીના પ્રોફેસરની જગાએ કામ કર્યું. આ કામપર હતા તે વખતે હાઇકોર્ટમાં ટર્મ ભરી એડવોકેટની પરીક્ષા આપી, અને તેમાં પણ ઉંચે નંબરે પાસ થયા એજ દરમ્યાન કોલ્હાપુરમાં ન્યાયાધીશની જગ્યાએ "પોતાની" નિમણુક થઈ, ત્યારે અમારા સસરાજી ખાનગી કારભારીની જગ્યાપર હતા. "પોતાની" બદલી કોલ્હાપુર થઇ, પણ "પોતાના" નાનપણના શરમાળ અને મર્યાદા ભર્યા વર્તનમાં કાંઇ ફેરફાર થયો નહિ. વિદ્યાર્થી સ્થિતિ પ્રમાણેજ આ વખતે પણ કોઈ ઉપર ગુસ્સો ન લાવતાં અને કોઇ સાથે વિશેષ ન બોલતાં બને ત્યાં સુધી મુંગા મુંગા પોતાના કામો કરવાં અને કરાવી લેવાં, એવો ક્રમ હતો.

કોલ્હાપુરમાં સસરાજીનું રહેવું ઘણાં વર્ષોથી થયું હતું. તેથી સારા સારા લોકો એમના મિત્રો થયા હતા; તેમજ વિશેષ ઘરોબાના પારકા માણસો પોતાના કામ માટે વિનંતિ કરે એવો પણ સંભવ ઘણો હતો તથાપિ પોતે પોતાના કામકાજમાં સર્વ રીતે નિસ્પૃહ અને ચોખા હોવાથી કોઈની પણ વિનંતિ માન્ય કરશે નહી એ સસરાજીને માલુમ હતું. અને તેથી કોઈ પણ માણસ કામ સંબંધે કાંઇ પુછવા આવે, તો તે સંબંધે પોતાનો શબ્દ વ્યર્થ ગુમાવવા સસરાજી સાફ ના પાડતા. તેમ છતાં "પોતે" કોલ્હાપુર જઇને ન્યાયાધીશનું કામ કરતાં મહિનો સવા મહિનો થયા પછી એક દિવસે

કોર્ટ આગળ એક કેસ આવ્યો. એમાંનો પ્રતિવાદી મોટા કુળવાન તથા કુટુંબ કબિલાવાળા હોઈ સસરાજીના વિશેષ ઓળખાણવાળા હતા. વળી દૂરના સગા પણ હતા. એમણે ઘેર આવી સસરાજી આગળ એવી વિનંતિ કરી કે "મારેમાટે આપ માધવરાવને બે શબ્દ કહોજ. હું જાણુછું કે એમ કરવું આપને ગમશે નહિ. પણ આપને અઘરૂં પડે તે કરવા હું વિનંતી કરતોજ નથી. મારા વિશે કહેવાનું તે માત્ર એટલુંજ કે ફુરસદના વખતે મારા કેસના સર્વ કાગળો એકવાર વાંચી જોવા અને નિરાંતે મારી સર્વ હકીકત સાંભળવી. આ શિવાય મારૂં બીજુ કાંઈ કહેવું નથી. એકવાર એ બધું સાંભળ્યા પછી જે વ્યાજબી લાગે તે પ્રમાણે નિકાલ કરવો એટલું મારે માટે આપ કહો."

આમ ઘણા કાલાવાલા કર્યાથી સસરાજીને હા કહેવી પડી; અને "પોતે" જે મેડીપર બેસતા હતા ત્યાં તે ગ્રહસ્થને લઇ ગયા. સસરાજીને જોતાંજ "પોતે" ઊઠીને ઊભા થયા અને એ બન્ને જણા બેઠા પછી "પોતે" બેઠા. સસરાજીએ કહ્યું, "આ કાંઈ કહેવા આવ્યા છે. એમનું કહેવું સાંભલી લ્યો."

"પોતે" કાંઈજ ઉત્તર આપ્યો નહિ. એ જોઈ તે ગ્રહસ્થ બોલવા લાગ્યા, "આજે હું કાંઈ કાગળપત્ર લાવ્યો નથી. ફુરસદ હોયતો મંગાવી લઊં."

ત્યારે "પોતે" કહ્યું, "આજે મને લખવાનું કામ ઘણું છે, ફુરસદ મલશે ત્યારે હું આપને ખબર આપીશ."

એ સાંભળીને તે ગૃહસ્થે કહ્યું, "ઠીક ત્યારે, મને વખતની ખબર પડતાંજ આવીસ. હમણા જાઉં છું." એમ કહી એમણે નમસ્કાર કર્યા. ને ઊઠી ગયા.

પછી સસરાજી નીચે જવા ઊઠ્યા, ત્યારે "પોતે" પણ ઊઠ્યા અને એમને ધીમેથી મર્યાદાપૂર્વક પણ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે, "હું અહીંઆં કામપર આવ્યો છું. સર્વ કોલ્હાપુર આપણું છે. અને હરકોઈ આવીને પોતાના કામ સબંધે આપને વિનંતિ કરશે; પણ એવું ન બને તો સારૂં. નહિ તો આપને ત્રાસ થશે, ને મને અહીંથી બીજી જગ્યાએ મારી બદલી કરાવવી પડશે. કોઈ પણ પક્ષકારનું કામ ઘેર જોવું નહિ તેમજ તેનું બોલવું ખાનગી રીતે સાંભળવું નહિ, એવો મારો નિયમ છે, તે આપ કાયમ રાખો."

એ પ્રમાણે બોલવું થયા બાદ ત્રણ ચાર મહિના કોલ્હાપુરમાંજ કામ કર્યું; પણ એવો પ્રસંગ પુનરપિ આવ્યો નહિ.

પછી પુણામાં આવતાં સુધી મુંબાઇની એલ્ફિન્સ્ટન કોલેજમા પ્રોફેસરનું કામ કર્યું. ઈ. સ. ૧૮૭૧ ના નવેંબરમાં પુણામાં આઠસો રૂપિઆના પગારપર સદર અમીન (ફર્સ્ટ ક્લાસ સબજડજ) ની જગ્યાપર કાયમની નિમણુક થઈ.

ઇ. સ. ૧૮૭૩ માં "પોતાનાં" પ્રથમનાં પત્ની ગુજરી ગયાં. આ બાઈ પુનામાં આવ્યા પછી કેટલાક મહિના સુધી જીર્ણજ્વરથી પીડાતાં હતાં. વૈદ્ય ગણેશ શાસ્ત્રી સાકુર્ડેકરની દવા ચાલતી. તો પણ તેમનો મંદવાડ દિવસે દિવસે કમી ન થતાં, જે પહેલા પાંચ સાત મહિના સૂધી સાદો લાગતો

હતો તેને ડાક્ટર તથા વૈદ્યોએ ક્ષયનું નામ આપ્યું. આ મંદવાડમાં "પોતાને" ઘણોજ ત્રાસ ને ઉજાગરા કરવા પડ્યા. દિવસમાં કોર્ટનું કામ સંભાળીને આખી રાત વખતો વખત સ્વહસ્તે ઔષધો આપવાં અને ઉજાગરા કરવા, એ કેવું અઘરૂં છે એ ફક્ત જેને એનો અનુભવ હોય તેનેજ સમજાય. સૌ. રમાબાઈ નો સ્વભાવ અત્યંત ગરીબ અને મળતાવડો હોવાથી "પોતે" એમના ઉપર ઘણો પ્રેમ રાખતા હતા તેથી એમના મંદવાડમાં બને તેટલું કામ હું કરીશ એમ "પોતાનો" નિશ્ચય હતો. ઘણા ઔષધોપચાર કીધા પણ તેની કાંઈ અસર ન થઈ ને કાર્તિક શુદ્ધ શકે ૧૭૯૫ એટલે ઇ. સ. ૧૮૭૩ માં એ પરલોકવાસી થયાં. તેમનાં મરણ પછી એક વરસ સુધી પોતાને અતિશય દુ:ખ થયું. એમને સારૂ આંખમાં પાણી આવ્યા વગર એક દિવસ પણ ગયો નહિ. રાત્રે જમ્યા પછી નિદ્રા આવે ત્યાં સુધી તુકારામના અભંગોનું વાંચન ચાલતું. કોઈ અભંગ, કરૂણારસથી અને પ્રેમરસથી ભરેલા આવે તો તે બબ્બે ચાર ચાર વખત ફરી વાંચવાનું કહેતા, અને ગળગળા થઇ જતા. પણ મારાં લગ્ન થયા પછી મારા શિક્ષણમાં સાંજનો કલાક દોઢ કલાક જતો હતો. મારા લગ્નની તથા તે પછીની હકીકત સવિસ્તર લખીશ; પણ તે પહેલાં મારા પીએરના કુટુંબની થોડી ઘણી હકીકત આપું તો તે ખોટું દેખાશે નહિ, એમ સમજી સંક્ષેપમાં હું તે કહું છું.

મારા પીએરનું કુટુંબ સતારા જીલ્લામાં ખાનાપૂર તાલુકામાં મોજે દેવરાષ્ટ્રમાં રહેનારા કુર્લેકર નામે છે. કુર્લેકર એ

મૂળના રત્નાગિરી જીલ્લામાં નેવરે ગામના રહેનારા હતા. તે દેશમાં આવ્યા પછી પ્રથમ ઔંધ પાસે રાજાનું કુર્લે નામનું ગામ છે ત્યાં આવીને રહ્યા તેથી તે ગામપરથી તેમનું કુર્લેકર નામ પડયું. એમના મૂળપુરૂષ બાળંભટ ચિપોળનકર નામના હતા. એમને બે પુત્ર હતા. કુર્લામાં રહેવા આવ્યા પછી કેટલેક દિવસે આ બન્ને છોકરાઓએ ઘોડાપર બેસવાનો સારો અભ્યાસ કર્યો. આ બન્ને ભાઇનો સ્વભાવ ઘણોજ સાહાસક હોવાથી એમને એક ઠેકાણે બેસી રહેવાનું ગોઠતું નહિ. કોઈ પણ મોટા રાજદરબારમાં જઈ પરાક્રમ કરવું તથા પોતાના સારા ગુણોથી નામના કરવી એવો એમણે મનમાં નિશ્ચય કીધો. પછી તે બન્ને પિતાની આજ્ઞા લઈ પૂને ગયા. ત્યા તે પોતાના ગુણોવડે પ્રથમ પાયગામાં દાખલ થયા, અને પછી તેઓ એક મોટી પાયગાના અધિકારી થયા.

ઇ. સ. ૧૭૬૦–૬૧ ના સુમારે આ પાયગા દેવરાષ્ટ્ર ગામમાંજ રહેવા દેવાનો ઠરાવ થયો, ને તે આખું ગામ તેઓએ પાયગા માટે મેળવ્યું. પૂર્વે દેવરાષ્ટ્ર ગામમાં પંતપ્રતિનિધિનું રહેઠાણ હતું; પરંતુ એમનાપર પેશ્વાની નારાજી થવાથી પેશ્વાએ એમનું રહેઠાણ કાઢી નાખ્યું. અને તે ગામ પાયગાને સોંપી દીધું; અને માધવરાવ બલ્લાલે કુર્લેકર ભાઈઓમાંથી મોટા ભાઇને નામે સનંદ કરી આપી. પછી આ પાયગા પટવર્ધન સાથે સામીલ થઈ. મ્હૈસુર તથા કર્ણાટક પ્રાંતમાં સ્વારીમાં જવાના પ્રસંગ અનેક વખત આવતા. આ બે

ભાઇમાંના વડીલ ભાઇ બાજીપંત કિતુરના હુમલામાં મરાયા અને નાનાભાઈ માણકોપંત પણ શિરોલ ધૂમટાના મોરચામાં ગોળી લાગવાથી પડયા. આ બન્નેએ જુદે જુદે ઠેકાણે પોતાના ગુણથી તથા પરાક્રમથી ઇનામો સંપાદન કરેલાં. તેનો હજી પણ કુર્લેકરના કુટુંબીઓ ઉપભોગ કરે છે. ગુજરાતમાં ગાયકવાડી થયા બાદ એમણે આસામી તથા ઈનામો મેળવ્યાં હતાં, પણ આ બન્ને પરલોકવાસી થયા પછી ત્યાંની પેદાશ સંબંધની ખટપટ કરવા કોઈ રહ્યું નહિ. ઉપર કહ્યા પ્રમાણે વડીલ બંધુ બાજીપંત કિ-તુરના હુમલામાં પડયા; તે વખતે તેમનાં પત્ની ગોપીકાબાઈ ગર્ભવતી હતાં. એમને દીકરો અવતર્યો તેનું નામ ગણપતરાવ ભાઉ રાખ્યું. પછી આ છોકરાનું નામ પેશ્વાઓના દરબારમાં દાખલ થયું. અગાઉ બાજીપંતે સંપાદન કરેલાં ઈનામો આસામીઓ તથા પાયગા ગણપતરાવ ભાઉને નામે ચલાવવાનો હુકમ થયો.

આ ગણપતરાવ ભાઉ મારા વડવા હતા. એ મોટા બહાદુર શિપાઈ હતા તથા શંકરના ઉપાસક અને દૃઢનિશ્ચયી હતા. તેમની વૃત્તિ ઘણી ભાવિક હતી. એ મોટા માતૃભક્ત હતા. પુર્વ વયમાં એક વખત તે પોતાની માતુશ્રી. સામે ગુસ્સામા વાંકું બોલ્યા તે વીશે થોડીકવાર પછી તેમને ઘણો પશ્ચાત્તાપ થયો ને અમારા ગામમાં એક સાગરેશ્વર નામનું જાગૃત શિવાલય છે ત્યાં જઈ પોતાની જીભનું ટેરવું કાપી તેમણે શિવના લીંગપર અર્પણ કર્યું. તથા માતુશ્રીની સામે કટુ વચન કહેવા કરતાં મને મુંગો બનાવ્યો હોત તો ઠીક

થાત એમ એમણે શિવ સામે સાષ્ટાંગ નમસ્કાર કરી કર્યું. આ કૃત્ય એક વૃદ્ધ પુજારીએ જોતાંજ તે એકદમ આગળ આવ્યો; ને શિવના લીંગ પરથી એકદમ જીભના કટકો ઉપાડી લીધો અને અંગારામાં બોળીને ગણપતરાવ ભાઉની જીભ સાથે ચોંટાડી દીધો. અને કહ્યું કે, "ફરી એમ કરતો નહી. તારી માતુશ્રીનો મને ઠપકો મળત કે તું પાસે છતાં પણ એમ કેમ કરવા દીધું?" એમ કહેવામાં આવે છે કે ફક્ત અંગારામાં બોળેલો કકડો જીભ સાથે સારી રીતે ચોંટી ગયો. અસ્તુ. એમનો તથા ચીંતામણરાવ આપાસાહેબ પટવર્ધનનો ઋણાનુબન્ધ ઘણો હોવાને લીધે પટવર્ધને પોતાની બહેન એમની સાથે પરણાવી. ગણપતરાવ ભાઉને માણેકરાવ આબા નામના એકના એક પુત્ર હતા. એજ મારા દાદા. આબાને મારા વડીલ સુદ્ધાં ચાર પુત્ર તથા બે કન્યાઓ હતી. આબાએ કહેવા જેવું કાંઈ પરાક્રમ કીધું નથી. જે હતાં તે ઇનામો તથા ઉત્પન્નો સાચવી પોતાનો વખત દેવિના પૂજન અર્ચનમાંજ ગાળતા હતા. વ્યવહારનાં બધાં કામો અમારાં દાદી ચલાવતાં હતાં. ચાર પુત્રમાંથી મારા વડીલ માધવરાવ અણ્ણા સાહેબ ઉપર એમના માતા પિતાનો ઘણો પ્રેમ હતો. કારણ કે તેઓ જો કે ઘણા તામસી હતા, તો પણ પોતાના કુટંબની ઈજતને તથા સરદારી આબરૂને શોભે એવું એમનું ગંભીર વર્તન હતું. તથા પોતાના કુટુંબનું એમને ઘણું અભિમાન હતું. તેઓ ઉદાર દિલના તથા ધાર્મિક વૃત્તિના હતા. તેઓ ઈશ્વર ઉપર સંપૂર્ણ ભરોસો રાખતા.

સુખ દુઃખને વખતે એમનું મન ચળ વિચળ થતું ન હોતું. તેઓ સ્થિર મનથી તથા નિશ્ચયથી ઈશ્વર ઉપર ભરોશો રાખી, તે રાખે તે સ્થિતિમાં શાંતતાથી રહેવું એમ સમજીને રહેતા હતા; તથાપિ તે દૃઢ નિશ્ચયી અને દીર્ઘ-પ્રયત્ની હતા. ઘણો ત્રાસ થાય તો પણ નિરાશ થઈ હાથમાંનું કામ છોડતા ન હતા; એમને જ્ઞાનેશ્વરી અને અમૃતાનુભવ વાંચવાનો ઘણો શોખ હતો; પોતાના મિત્રમંડળ સાથે અદ્વૈત-મતવિષે તેઓ વારંવાર વિચાર તથા ચર્ચા કરતા હતા. તે ઘણા અભિમાની ધોરણવાળા તથા મુત્સદ્દી હતા. મારા સહિત એમને સાત છોકરાં (ચાર પુત્રો તથા ત્રણ પુત્રીઓ) થયાં. અમારા માતુશ્રીને બધા મળી ૨૦ છોકરાં થયાં. પણ તેમાંનાં અમે સાતજણજ બચ્યાં. મારાં માતુશ્રી મીરજના રાઘોપંત ભાઉ કરમરકર નામે પ્રસિદ્ધ રાજવૈદ્યની કન્યા હતાં. એમને પણ પાંચ ભગિની તથા ત્રણ બંધુ હતા. એમનો સ્વભાવ અતિશય માયાળુ, સહનશીલ તથા શરમાળ હતો. એ હમેશા કાંઇ ને કાંઈ કામમાં રોકાયલા રહેતાં. નવરાં બેસવું તેમને ગમતું નહતું. ઘરના કામમાંથી નવરાં થાય કે ઔષધો ગોળી-ઓ વગૈરે કાંઈ ને કાંઇ પણ કરવામાં મગ્ન રહેતાં હતાં. અમારાં માતુશ્રીને વૈદ્યક્રિયા ઘણી ઉત્તમ આવડતી હતી. ઘણા જુના રોગો પણ તેઓ ખાત્રીથી સારા કરત હતાં. તેથી અમારા ગામની આસ પાસના ૧૦-૧૨ ગામડાંના લોકો ઘણી શ્રદ્ધાથી એમની પાસે ઔષધ લેવા આવતા હતા. સર્વ રોગી-ઓને પોતાના ખર્ચથી તથા સ્વહસ્તે તેઓ ઔષધો તયાર

કરી આપતાં હતાં. રાત્રે કે દિવસે નિયમિત કે અનિયમિત વખતે-કોઈ પણ વખતે રોગીઓ આવે તો તેઓ કંટાળતાં નહિ. તેઓ તાબડતોબ ઓસડ પાણી આપતાં, અને ઘણોજ ગરીબ હોય તો તેને ચાર આઠ દિવસ પોતાને ત્યાં રાખી બન્ને વખત પોતાના હાથે કરી પ્રમાણે ખાવાનું ખવડાવતાં તથા ઔષધો આપતાં. વાયુથી બેભાન થયેલા અને ગાંડા થઈ ગયેલાઓને સ્વહસ્તે કામ પણ દેતાં હતાં. આ સર્વ કામોમાં મારા પિતાશ્રીની એમને સંમત્તિ તથા મદદ હતી; કારણ કે આ પરોપકારનું કામ તેમને ઘણું ગમતું હતું. આ સર્વને લગતો ખર્ચ તું ઘણી ખુશીથી કર, આ ખરો ધર્મ છે, એવું તેઓ એમને આશ્વાસન આપતા. મારા પિતા સ્વભાવના ઘણા તામસી હતા. એમની સામું બોલવાની ઘરમાંના કોઈ માણસની છાતી ચાલતી નહિ. અમારા માતુશ્રીએ પૂર્વવયમાં ઘણોજ ત્રાસ ખમ્યો હતો, પણ પોતાની મર્યાદાવાળી વર્તણુક તથા શાન્ત અને સહનશીલ સ્વભાવથી એમની મરજી હમેશાં સાચવતાં. તે એમ સમજતાં હતાં કે સ્ત્રીઓનો દેવ તથા ગુરૂ પતિજ છે. માટે એમણે મારા પિતાશ્રી પાંસેથી ગુરૂમંત્ર પણ લીધો હતો, અને તેનો ઘણી નિષ્ઠાથી તે જપ કરતાં હતાં. ઈ. સ. ૧૮૭૬-૭૭ માં દુષ્કાળથી મારા પિતાશ્રીને ઘણી તાણ પડી હતી, તેથી એટલા મોટા પરિવારનો સંસાર ચલાવવો બે ચાર વર્ષ સુધી એમને ઘણો અઘરો પડયો. એ વખતે એમણે ઘણા ધૈર્યથી દિવસ કહાડ્યા. કોઇપણ અડચણની અમો બાળકોને ખબર પડવા ન દેતાં કે ગરીબી માટે અમારા પિતાશ્રી પાસે

વાત ન કરતાં, શાંતતાથી તથા ધીરજથી તેણે આવેલા દિવસ કાઢયા, તે અમે સર્વે બાંધવોને હજુ સુધી સાંભરે છે. તે અમો બાળકો સાથે ઘણા ખુલ્લા દિલથી એક પ્રેમળ બેનપણીની રીતે વર્તતાં હતાં. દરરોજ સાંજે પુરાણ ખલાસ થયા બાદ અમને બધાંને બોલાવીને ખુલ્લા આંગણમાં બેસતાં અને પુરાણમાંના દેવાદિકોની કથા અને કહાણી કહેતાં. એ જોઈ અમારાં ફોઇબા મશ્કરીમાં કહેતાં કે, અમારાં ઉમા ભાભીને લાગે છે કે મારાં છોકરાં ઘણાં ડાહ્યાંને હુંશિઆર છે. એમને પુરાણમાંની વાર્તાઓ કહું છું તેઓ બધા સમજે છે. એવી ભારે ભારે વાતો એમને શુ કરવા કહે છે? ને મોટા માણસોને પણ ધ્યાનમાં રાખવી અઘરી પડે છે ત્યારે તેઓ કહેતાં કે, મને કુતરા બીલાડાંની વાર્તાઓ આવડતી નથી તો હું શું કરૂં ? જોઇએ તો તમે કહો. પણ મને લાગે છે કે સારૂં બી આપણે વાવવું. જેવી જમીન મળશે તેવું મુળ બાઝશે. તેથી આપણા મ્હોડાથી જો રોજ દેવા દિકોની કથાનો ઉચ્ચાર થાય તો આપણને પુણ્ય લાગે. એ શિવાય બીજું શું આપણાથી બનવવાનું છે.

પણ ચમત્કાર એ હતો કે તે વખતે અમો બાંધવોની વય અનુક્રમે ચાર, છ, આઠ, દશ, વરસની હતી; તો પણ એમની કહેલી દરેક વાર્તાઓ, અમને હમણાજ સાંભળી હોય એમ સાંભરે છે. નવી વાંચેલી અને સાંભળેલી વાર્તાઓ વિસરી જવાય છે, પરંતુ માતાએ કહેલી વાર્તાઓ હૃદયપર કોરાઈને સ્મરણમાં રહી છે.

# ભાગ ત્રીજો.

## મારૂં લગ્ન.

મારૂં લગ્ન ઇ. સ. ૧૮૭૩ ના ડીસેંબરમાં, માર્ગશીર્ષ સુદ ૧૧ શકે ૧૭૯૫ ને દિવસે ગોરજ મુહૂર્તમાં થયું. લગ્નનો વેદોક્ત વિધિ ખલાસ કરી આસરે સાડા દસ વાગે અમારી જાન ઘેર આવી. એમ કહેવાને બદલે અમે બંને જણાં અમારે ઘેર ચાલતાં સાથે આવ્યાં, એમ કહેવું એ બરાબર છે. લગ્ન થયા પછી ઘેર આવતી વખતે "પોતે" મારે પિયેર જમ્યા નહિ, અને ઘેર આવ્યા પછી પણ કોઈની સાથે કાંઈ ન બોલતાં કે ન ખાતાં એકદમ પોતાના ઓરડામાં જઈ અંદરથી સાંકળ મારી દીધી. એ દિવસે તેમના મનને અસહ્ય ક્લેશ થયો હતો. એકતો સમવયના પ્રિય પત્નીનો વિયોગ થયાનો એક મહિનો થયો હતો, તે દુઃખ તાજું હતું. તેમાં વળી ફરી લગ્ન નજ કરવાનું મનમાં હોવા છતાં ફક્ત સસરાજીના દુરાગ્રહ તથા હઠને લીધે લગ્ન કરવું પડયું, અને તે પણ પોતાના બે સિદ્ધાંત માટે, એટલે એક પિતાજીનો શબ્દ ઉલંઘવો નહિ અને એમના કુટુંબસુખમાં પોતે વિઘાત થવું નહિ. માટેજ ઘણા દિવસોથી સ્વીકારેલા તથા યોગ્ય લાગેલા મતને (પુનર્વિવાહ પક્ષને) જુના જીવ જાન મિત્રોને, પોતાના સ્વાભિમાનને, અને તેથી મળનારા સુખને અને ધન્યવાદને ફેંકી દઈ ઉપર જણાવેલા બે સિદ્ધાંત પાળીને તે બદલ દુનિયા તરફથી

મળવાના નિંદાના શબ્દો તથા દોષારોપ સદૈવ ખમવાનું કબૂલ કર્યું. એટલા માટે આ રાત્ર અસહ્ય દુઃખદાયક લાગી એમાં સંશય નથી, અને તેમ લાગે એ યથાર્થ હતું. કારણ હજુ પણ કેટલાક લોક તરફથી "પોતાના" આખા આયુષ્ય ક્રમમાં ખામી તથા ઓછાપણાંનો જો કાંઈ ભાગ હોય તો આજ છે એમ કહેવામાં આવે છે. પણ આ સંબંધે મનેતો ઉલટું એમ લાગે છે કે, સર્વ ચિરત્રમાં સાચા સ્વાર્થત્યાગનો તથા મનના મોટાંપણાનો.જે કાંઇ ભાગ હોય તેમાં અત્યંત ઉદાત્ત અને મહત્વનો ભાગ આજ છે. આ સંબંધે કોઈ પોત પોતાની દૃષ્ટિ પ્રમાણે ગમે જેટલી નિંદા કરે તોપણ હું આ કાર્યને માટે તેમના પર અત્યંત માનની લાગણીથી જોઉં છું તથા એકંદર ચરિત્ર તરફ ખરી ભક્તિથી અવલોકન કરનારામાંના કોઇને પણ એમજ લાગશે.

લગ્નની પહેલાં આસરે પંદર દિવસથી મુંબાઈના મિત્ર મંડળ તરફથી વારંવાર કાગળે આવતા કે, "આ વખત છે. આ વખતે હું નાની છોકરી સાથે પરણીશ નહિ, પુનર્વિવાહ કરીશ," એમ વડીલને સ્પષ્ટપણે કહેવું. વગેરે વગેરે. શરૂઆતમાં તો આ પત્રો ટપાલમાંથી બારોબાર "પોતાના" હાથમાં જતા હતા; પણ મારા સસેરાજીએ જ્યારે તે વિશે સાંભળ્યું ત્યારે તેઓ ટપાલ વિશે ઘણી કાળજી રાખવા લાગ્યા. સિપાઇ ટપાલ લાવે એટલે પ્રથમ પોતાની પાસે મંગાવીને મુંબાઇથી આવેલા કાગળો તથા તાર રાખી લઈ બાકીની ટપાલ ઉપર મોકલતા.

સસરાજીનો ધાક ઘરમાં બધાં માણસો ઉપર હોવાથી આ વાત પોતાની પાસે કોઇએ કરી નહિ.

પ્રથમનાં પત્ની ગુજર્યાં ત્યારે સસરાજી કોલાપુરથી પુણે આવ્યા ત્યારથી કન્યા શોધવા લાગ્યાં. પુનર્વિવાહના પક્ષ તરફ "પોતાનું" મત હોવાને લીધે હવે "પોતે" લગ્ન કરશે નહિ, પુનર્વિવાહજ કરશે, એમ સસરાજીને બીક લાગી; અને મુંબાઈની મિત્ર મંડળીની પ્રત્યક્ષ મુલાકાત થઇ તેમનું દબાણ થતા પહેલાંજ લગ્ન કરી નાખવું. એવો સસરાજીએ વિચાર કીધો; અને તે પ્રમાણે કન્યા જોવાનો સપાટો ઉતાવળે ચલાવ્યો.

તે વખતે મારા વડીલ પણ યોગ્ય સ્થળ જોવા પુણામાં આવ્યા હતા તેઓ સસરાજીને મળ્યા. એમનો તથા સસરાજીનો પહેલાંનો પરિચય હતો. તેમણે સસરાજી પાસે આવી કહ્યું કે, " મારી કન્યા લગ્ન યોગ્ય છે; પણ આપને માલમ છે, કે અમારી કન્યા ઓને લગ્નનું નક્કી થયા વગર ફક્ત જોવાને માટે મોકલવાનો ચાલ નથી; માટે મારી એવી વિનંતિ છે કે, આપનો કોઈ માણસ અમારે ગામ કન્યા જોવા મોકલો. તેમને કન્યા પસંદ પડશે તો તેને અત્રે લાવશું. લગ્ન કરવા નિમિત્તે બહાર ગામ લઇ ગયેલી કન્યા લગ્ન થયા વગર પાછી લાવીએ તો તેથી અમારા કુટુંબને હીણપત લાગે માટે પ્રથમ આપને કન્યા પસંદ પડ્યાવગર તેને તેડી લાવવી એ મને ઠીક લાગતું નથી."

ત્યારે સસરાજીએ અમારા આશ્રિત વેદમુર્તિ રા. બાળંભટજી વાટવેને મારા વડીલ સાથે મોકલ્યા. બાળંભટજી દશ બાર વરસના હતા ત્યારથી એટલે નાનપણથી અમારા ઘરમાં રહેતા હતા. એ ઘણા વિદ્વાન્ હોઇ કર્મનિષ્ઠ હતા. તેમજ એમનું આચરણ શુદ્ધ હતું, તથા ઘરમાંનાં બધાં માણસોને તે આપ્ત જેવા લાગતા હતા. અને ખુદ સસરાજીનો એમના પર ઘણો વિશ્વાસ હતો. તેઓ તથા મારા વડીલ મારે પિયેર આવ્યા પછી તેમણે મને જોઇ રીત રીવાજ પ્રમાણે પુછવાના તે પ્રશ્નો પુછ્યા અને સાંજ સુધી બાકીની ગૃહસ્થિતિનું બારીકીથી નિરીક્ષણ કરવાને માટે જે કોણજાણે કેમ રહ્યા અને રાત્રે સુતી વખતે મારા વડીલને એમણે કહ્યું કે "કન્યા પસંદ છે. કાલને કાલેજ આપણે તેને તેડીને જઇશું. પછી મુહૂર્ત નક્કી થયા પછી તાર કરી આપ આપના કુટુંબને લગ્ન માટે બોલાવજો."

આ પ્રમાણે બોલવું થયા બાદ હું, મારા વડીલ તથા બાળંભટજી ટપાલના ટાંગામાં બેસી પુણે આવ્યાં. દરમ્યાનમાં લગ્ન ન કરવા વિશે સસરાજી આગળ "પોતે" ઘણું કહ્યું કે, "મારે લગ્ન કરવું નથી. હું હવે નાનો નથી. મને બત્રીશમું વર્ષ ચાલે છે તો મને મારા વિચાર ઉપર રહેવાદો તો ઠીક; કારણ દુર્ગા મારાથી નાની છે અને એકવીસ વર્ષની હતી ત્યારથી અનાથ થઇ છે. આપનો પ્રેમ મારા કરતાં તેનાપર કાંઇ કમી નથી. એમ છતાં તેને વિશે કાંઈ વિચાર કરતા નથી અને મને લગ્ન કરવા કેમ આગ્રહ કરો છો? જો આપને એમ

લાગતું હોય કે તેણે વૃતસ્થ રહેવું એ ઠીક છે તો તે અમને બન્નેને સરખી રીતે લાગુ પડે છે. હું લગ્ન નહિ કરૂં તો પુનર્વિવાહ કરીશ, એવી જો આપને બીક લાગતી હોય તો આપને હું વચન આપું છું કે હું તેમ નહીં કરૂં. એ વાતની આપ ચીંતા રાખશો નહિ." એમ ઘણે પ્રકારે વિનવ્યા. તો પણ સસરાજીએ પોતાનો વિચાર બદલ્યો નહિ, ઉલટા વધારે ગુસ્સે થયા. ત્યારે પોતે કહ્યું કે "માનતા નથી તો પણ મારે આપનું કહેવું માનવું જોઇએ. હજી છ મહિના મને આપ છુટો રહેવાદો. એટલે તે દરમિયાન હું વિલાયત જઈ આવીશ."

આ કહેવું પણ સસરાજીએ કબૂલ કર્યું નહિ. ત્યારે એવું કહેવડાવ્યું કે "આપ મારૂં કાંઇજ ચાલવા દેતા નથી અને મને પરાણે પરણાવવાનાજ છો તો મારૂં એટલું કહેવું માન્ય રાખો કે જે કન્યા સાથે મારૂં લગ્ન કરો તે કન્યા આ શેહેરની નહિ પણ પરગામની જોઈએ. કુટુંબ કુલીન તથા પ્રખ્યાત હોવું જોઇયે. તેમજ એમના બીજા સંબંધી સારા સારા માણસો સાથે થયેલા છે તેની ખાત્રી કરીને પછી નક્કી કરવું. અત્રેની છોકરી મને મુદ્દલ જોઇતી નથી. સ્વરૂપવાન ને મોટી હોય તો પણ કોઈ સાધારણ કુટુંબમાંની છોકરી મને નથી જોઇતી. રૂપરંગ કરતાં કુલીનતા પર વધારે લક્ષ આપશું તો સંબંધ વધારે સુખી નીવડશે." એ પ્રમાણે બોલવું થયા પછી બે ત્રણ દિવસે અમે પુણે આવી પહોંચ્યાં.

અમે જ્યાં ઉતર્યાં હતાં ત્યાં આવી સસરાજીએ મને જોઈ અને પસંદ કરી. એકાદશીનું મુહૂર્ત ઠેરવ્યું પણ સસરાજીએ મારા વડીલને એમ કહ્યું કે, "આજે સાંજરે તમે અમારે ઘેર આવો, અને "પોતાનું" જે બોલવું હોય તે સાંભળીલ્યો. અનુકૂળ હોયતો ઠીકજ છે, પણ વિરૂદ્ધ બોલવું થાય તો એમજ કહેજો કે મેં મારી કન્યા અહિંજ આપવાનો દૃઢ નિશ્ચય કીધો છે." મારા વડીલે આ કહેવું માન્ય કર્યું અને સાંજે અમારે ત્યાં આવીને તે ઉપર મળવા ગયા.

મારા વડીલનો ચહેરો કુટુંબની ઈજતને તથા કુલીનતા ને શોભે એવો પુખ્ત ઈજતદાર તથા નિશ્ચયી દેખાતો હતો. એમને જોતાંજ "પોતે" ઉભા થઈ તેમનો આદર સત્કાર કર્યો અને બેઠા પછી આપ કોણ, શા માટે આવ્યા છો, વગેરે પુછ્યું. ત્યારે મારા વડીલે હું ફલાણા ગામનો જાગીરદાર છું વગેરે હકીકત ટુંકાણમાં કહીને કહ્યું કે "મારી કન્યા લગ્ન યોગ્ય થઈ છે તેનો સંબંધ કરવાના વિચારથી હું આવ્યો છું."

ત્યારે "પોતે" કહ્યુંકે, "આપે શું જોઈ મને કન્યા આપવાનો વિચાર કીધોછે? પહેલાં તો આપ જુના કુટુંબના જાગીરદાર છો અને હું તો સુધારક અને પુનર્વિવાહના પક્ષનો છું. તેમજ હું શરીરથી બળવાન દેખાઉંછું પણ આંખે તથા કાને નબળો છું. વળી મને વિલાયત જઈ આવવું છે ત્યાંથી પાછા આવ્યા પછી હું પ્રાયશ્ચિત કરનાર નથી. માટે આપ આ બધી વાતનો વિચાર કરી આપને યોગ્ય લાગે તેમ ઠરાવો."

મારા પિતાજીએ ઉત્તર આપ્યો કે, "ભાઉસાહેબનો અને મારો જુનો પરિચય છે. એમણે મને બધી વિગત જણાવી છે; અને મારો તમને કન્યા આપવાનો નિશ્ચય થયો છે."

એ સાંભળ્યા પછી ઘણો વખત વિચાર કરી ઉત્તર આપ્યો કે, "આપનો નિશ્ચય થયો હોય તો મારું એક કહેવું એ છે કે હમણાં લગ્ન ન કરતાં ફક્ત વિવાહ કરવો અને એક વરસ પછી લગ્ન કરવું."

પણ મારા વડીલે "એમ કરતા નહિ, મારા કુટુંબ તરફ લક્ષ આપો" વગેરે કહીને આગ્રહ કર્યો.

ત્યારે "પોતે" કહ્યુ કે, "હવે આ કામમાં ભાઉસાહેબની સલાહ લઈ તેઓ કહે તેમ બન્નેએ વર્તવું." એ સાંભળીને મારા વડીલ ગયા.

"પોતાને" માત્ર એમ લાગ્યું કે એટલી બધી વાતો મેં ભાઉસાહેબની માન્ય રાખી છે તો ફક્ત વરસ છ મહીના સુધી લગ્ન લંબાણપર નાખવું એટલી મારી વિનંતિ તેઓ માન્ય કર્યા વગર રહેશે નહિ; એમ મનમાં આણી "પોતે" સસરાજી પાસે જઇ મારા વડીલ અન્ના સાહેબ કુર્લેકર આવ્યા હતા તથા આમઆમ બોલવું થયું વગેરે બધું કહ્યું. પછી સસરાજીએ પુછયું કે, "છેવટે શું થયું તે કહો." ત્યારે "પોતે" કહ્યુ કે, "છેવટનું જે થવાનું તે આપના પર રાખ્યું છે. એની બધીજ વાતો આપણાથી કેવી રીતે માન્ય કરાય? તેમણે આપણું કહેવું થોડુંતો કબૂલ કરવું જોઈએ કે નહિ? મેં

એમને કહ્યું કે, આપની બધી વાતો કબૂલ છે. હું લગ્ન કરીશ પણ હાલ નહિ કરૂં. વચ્ચે વરસ છ મહિનાની તો અવધી જોઇએ." વગેરે વગેરે. પોતાના તરફનું કહેવું "પોતે" આસ્તે આસ્તે કહીને સસરાજીનું મન વાળવાનો પ્રયત્ન કર્યો.

સસરાજીએ એ બધું સાંભળ્યા પછી કલાક દોઢ કલાક સુધી પોતાના મનમાં ને મનમાં વિચાર કરતા રહ્યા, ઉત્તર કાંઇ આપ્યો નહી. "પોતે" માત્ર ધીમે ધીમે બોલ્યા કરતા હતા, પણ એમનું લક્ષ તે તરફ ન હતું. આસરે બે કલાકે સસરાજીએ બોલવાનો આરંભ કીધો, અને પાસે ઉભા રહેલા માણસોને કહ્યું કે, " તમે બધા બહાર જાઓ. એક બે ઘડી સુધી અહીં આવશો નહિ." તેપ્રમાણે બધા માણસો એકદમ બહાર ગયા. નણંદ માત્ર બારણાની પાછળ ઉભાં રહી શું વાત ચાલે છે તે છાનીરીતે સાંભળતાં હતાં. સસરાજીએ "પોતાને" કહ્યું, "તમે કહેલી વાત વિષે મેં ઘણો વિચાર કીધો, પણ આ વખતે તમારૂં કહેવું માનવું એમ મને લાગતું નથી. મેં તમારા માટે કોઈપણ વખતે અવિશ્વાસ રાખ્યો નથી ને અત્યારે પણ રાખતો નથી. પણ આ વખત એવો છે કે, ડાહ્યા માણસે વિચારથી કરેલો નિશ્ચય પણ ડગમગવા જેવો મોહ આસપાસ છે, એ શું તમારા લક્ષમાં આવતું નથી! એકવાર તમારા કહેવા પ્રમાણે વરસ છ મહિના સુધી તમને પરણાવ્યા વગર રહેવા દઉંતો મને બીક લાગે છે કે મારા વૃદ્ધાવસ્થામાંના સાચા સુખને તથા શાંતિને જવાનો વખત આવશે.

એનું કારણ હું હવે કહુ છું કે ગયા પંદર દિવસમાં મુબાઈના તમારા મિત્રો તરફથી જે કાગળો તથા તાર આવ્યા છે, તે બધા મેં વાંચી જોઇ મારી પાસે રાખ્યા છે. તે બધા વિશે વિચાર કરતાં મને એમ લાગેછે કે તમારૂં કહેવું કબૂલ કરવું નહિ. પહેલાંથીજ નવીન મત તરપ ખેંચાણ તેમાં મિત્રમંડળ તરફનો આગ્રહ, ને તેમાં વળી વયની પણ અનુકૂળતા આટલું છતાં પણ પહેલાંના છોકરા છોકરીઓ હોય તો પગ પાછો કરે, પણ તમને તો તેવું પણ બંધન નથી. આવી બધી તરફથી સ્વતંત્રતા હોવાને લીધે સહેજે નવીન બાજુનું અભિમાન તમને મોહ પમાડશેજ, એવી મને બીક લાગે છે. પણ હવે મારો વૃદ્ધાપકાળ થયો છે, કુટુંબની સ્ત્રીઓ તથા બચ્ચાંઓનો ભાર તમારા ઉપર પડશેજ અને તેને માટે તમે યોગ્ય છોજ. એ વાત રહેવાદો, પણ તમારા કહેવા મુજબ વરસ છ મહિના પણ તમને છુટા રહેવા દીધાથી મારા કુટુંબ સુખને તથા સમાધાનને મારે તજવું પડશે. આ બંને બાજુઓ મેં બતાવી છે. તમે વિચારવંત છો. જે યોગ્ય લાગે તે કરો. હું મારો માત્ર એક નિશ્ચય કહી રાખું છું કે જો હમણાં લગ્ન ન કરો તો તે કન્યા મારાથી પાછી મોકલાશે નહિ. કારણ તેમ કરવાથી અણ્ણા સાહેબના કુટુંબનો દરજ્જો હલકો થશે અને મારૂં પણ અપમાન થશે. પણ તેમ કરવાની ફરજ પાડશો તો આજથી તમારો તથા મારો સંબંધ તુટયો, એમ સમજીને હું હમેશને માટે ફકીર જતો રહીશ. પછી ઈશ્વરેચ્છાથી જેમ બનવાનું હશે તેમ બનશે. એમ કહી એક લાંબો નિશ્વાસ નાંખી સસ-

રાજી હાથ પગ ધોઈ સંધ્યા કરવા ગયા, અને પોતે મેડીપર ગયા. આ લગ્નની પહેલાંની હકીગત નણંદના સહેજ બોલવા ઉપરથી મારા જાણવામાં આવી.

આ પછી સસરાજીએ પહેલાં નક્કી કર્યાપ્રમાણે માર્ગશીર્ષ સુદ ૧૧ શાકે ૧૭૯૫ (ડિસેંબર ઇ. સ. ૧૮૭૩) ને દિવસે ગોરજ મુહૂર્તે અમારૂં લગ્ન થયું. લગ્ન પહેલાંના કે પછીના લૌકિકવિધિ કે ઉપચાર મુદ્દલ કરવા દીધા નહી. માત્ર વેદોક્ત વિધિ તથા હોમ હવનાદિક બધું કીધું. લગ્નને દિવસે પણ કોર્ટમાંથી રજા લીધી નહતી. લગ્નના પહેલાં કોર્ટમાંથી આવતાં સુધી સસરાજીને બીક લાગતી હતી કે મુંબાઈથી કોઇ મિત્ર આવી આ વખતે મુહૂર્તને ચુકવવા સારું ક્યાંક ફરવાને બહાને બહાર લઈજાય તો કોણજાણે. પણ "પોતાને" વિશે એમની એટલી પક્કી ખાત્રી હતી કે, પોતાના મન વિરુદ્ધ ગમે તેમ થાય તો પણ એકવાર હાં પાડી હોય તો તે કરવા વિશે "પોતાનો" વિચાર કદીપણ બદલાશે નહિ. તેમની આ ખાત્રી મુજબ કોર્ટનું કામ ખલાસ થતાં ફરવા અથવા લાયબ્રેરીમાં ન જતાં એકદમ ઘેર આવ્યા. આ પ્રમાણે લગ્ન થયા પછી મારા પિતાશ્રી મને એકલીને પુણામાં સાસરે મુકીને પોતાને ગામ પાછા ગયા.

આ વખતે એ કહેવું જોઇયે કે, મને બતાવવા સારૂ પુણે લઈ આવ્યા ત્યારે મારી સાથે મારા વડીલમાં પિતાશ્રી એકલાજ હતા. લગ્નની તિથિનો નિશ્ચય થયા પછી મારાં માતુશ્રી, ભાઇ, ભાભીઓ, બેહેનો, કાકાઓ, કાકીઓ વગેરે ઘરના

માણસોને તાર કરીને બોલાવવાનો વિચાર રાખ્યો હતો; પરંતુ સસરાજીએ મુહૂર્ત ઘણું નજીકનું રાખ્યું તેને લીધે તેવો વખત મળ્યો નહી. વળી વેદોક્ત વિધિ શિવાય બીજો કોઈ પણ ઉપચાર કરીશ નહી એમ "પોતે" કહેલું હોવાને લીધે જાણી જોઇને બેરાં છોકરાંઓને બોલાવી લાવીને તેમના આનંદમાં ભંગ કરવો એ મારા વડીલને પસંદ પડયું નહી. અસ્તુ.

તે ગયા તે દિવસે આસરે સાડાછ વાગે કોર્ટમાથી ઘેર પાછા આવ્યા પછી મને અગાસી ઉપર બોલાવીને પુછયું "તારા વડીલ ગયા કે?"

મેં 'હા' કહી.

ત્યારે ફરીથી પુછયું કે, "તને મારી સાથે પરણાવી છે પણ હું કોણ, મારૂં નામ શું, વગેરે તને માલમ છે કે?"

મેં ડોકું ધુણાવી "હા" કહી.

"ત્યારે મારૂં નામ શું છે તે કહે જોઈએ" એવી આજ્ઞા થતાંજ મેં આખું નામ જેમ લોકો કહેતા તેમ કહ્યું. (જેટલી શરમ લાગવી જોઇએ તેટલી હું લાગતી નહતી ગમે તેમ હો.) પણ એ સાંભળીને એક પ્રકારનું સમાધાન થયું હોય તેમ જણાયું, એ મને બરાબર સાંભરે છે. પછી મારા પીયેરની બધી હકીગત પુછી, અને મેં પણ મને તે જેવી માલમ હતી તેવી સર્વ કહી. પછી લખવા વાંચવા વિશે પુછયું પણ મને તેમાંનું કાંઇ આવડતું નહતું. માટે તેજ રાત્રે એક પા

રાજી હાથ પગ ધોઈ સંધ્યા કરવા ગયા, અને પોતે મેડીપર ગયા. આ લગ્નની પહેલાંની હકીગત નણંદના સહેજ બોલવા ઉપરથી મારા જાણવામાં આવી.

આ પછી સસરાજીએ પહેલાં નક્કી કર્યાપ્રમાણે માર્ગશીર્ષ સુદ ૧૧ શાકે ૧૭૯૫ (ડિસેંબર ઇ. સ. ૧૮૭૩) ને દિવસે ગોરજ મુહૂર્તે અમારૂં લગ્ન થયું. લગ્ન પહેલાંના કે પછીના લૌકિકવિધિ કે ઉપચાર મુદલ કરવા દીધા નહી. માત્ર વેદોક્ત વિધિ તથા હોમ હવનાદિક બધું કીધું. લગ્નને દિવસે પણ કોર્ટમાંથી રજા લીધી નહતી. લગ્નના પહેલાં કોર્ટમાંથી આવતાં સુધી સસરાજીને બીક લાગતી હતી કે મુંબાઈથી કોઈ મિત્ર આવી આ વખતે મુહૂર્તને ચુકવવા સારું ક્યાંક ફરવાને બહાને બહાર લઈજાય તો કોણજાણે. પણ "પોતાને" વિશે એમની એટલી પક્કી ખાત્રી હતી કે, પોતાના મન વિરુદ્ધ ગમે તેમ થાય તો પણ એકવાર હાં પાડી હોય તો તે કરવા વિશે "પોતાનો" વિચાર કદીપણ બદલાશે નહિ. તેમની આ ખાત્રી મુજબ કોર્ટનું કામ ખલાસ થતાં ફરવા અથવા લાયબ્રેરીમાં ન જતાં એકદમ ઘેર આવ્યા. આ પ્રમાણે લગ્ન થયા પછી મારા પિતાશ્રી મને એકલીને પુણામાં સાસરે મુકીને પોતાને ગામ પાછા ગયા.

આ વખતે એ કહેવું જોઇયે કે, મને બતાવવા સારૂ પુણે લઈ આવ્યા ત્યારે મારી સાથે મારા વડીલમાં પિતાશ્રી એકલાજ હતા. લગ્નની તિથિનો નિશ્ચય થયા પછી મારાં માતુશ્રી, ભાઈ, ભાભીઓ, બેહેનો, કાકાઓ, કાકીઓ વગેરે ઘરના

માણસોને તાર કરીને બોલાવવાનો વિચાર રાખ્યો હતો; પરંતુ સસરાજીએ મુહૂર્ત ઘણું નજીકનું રાખ્યું તેને લીધે તેવો વખત મળ્યો નહી. વળી વેદોક્ત વિધિ શિવાય બીજો કોઈ પણ ઉપચાર કરીશ નહી એમ "પોતે" કહેલું હોવાને લીધે જાણી જોઇને એરાં છોકરાંઓને બોલાવી લાવીને તેમના આનંદમાં ભંગ કરવો એ મારા વડીલને પસંદ પડયું નહી. અસ્તુ.

તે ગયા તે દિવસે આસરે સાડાછ વાગે કોર્ટમાથી ઘેર પાછા આવ્યા પછી મને અગાસી ઉપર બોલાવીને પુછ્યું "તારા વડીલ ગયા કે?"

મેં 'હા' કહી.

ત્યારે ફરીથી પુછ્યું કે, "તને મારી સાથે પરણાવી છે પણ હું કોણ, મારૂં નામ શું, વગેરે તને માલમ છે કે?"

મેં ડોકું ધુણાવી "હા" કહી.

"ત્યારે મારૂં નામ શું છે તે કહે જોઈએ" એવી આજ્ઞા થતાંજ મેં આખું નામ જેમ લોકો કહેતા તેમ કહ્યું. (જેટલી શરમ લાગવી જોઇએ તેટલી હું લાગતી નહતી ગમે તેમ હો.) પણ એ સાંભળીને એક પ્રકારનું સમાધાન થયું હોય તેમ જણાયું, એ મને બરાબર સાંભરે છે. પછી મારા પીયેરની બધી હકીગત પુછી, અને મેં પણ મને તે જેવી માલમ હતી તેવી સર્વ કહી. પછી લખવા વાંચવા વિશે પુછ્યું પણ મને તેમાંનું કાંઇ આવડતું નહતું. માટે તેજ રાત્રે એક પાટી

તથા પેનસીલ મંગાવી "શ્રીગણેશાયનમઃ" નો પહેલો સાત અક્ષરનો પાઠ લખી આપ્યો. આ વખત સુધી મને પાટીની કે અક્ષરની ઓળખાણ ન હોવાને લીધે માત્ર સાત અક્ષરની ઓળખાણ પડવાને તથા તે જોયા વગર લખવાને આસરે બે કલાક લાગ્યા; અને ત્યારેજ તે પાકા થયા. બીજા દીવસથી હમેશાં રાત્રે બે કલાક મને શિખવવામાં ગાળવાનો ક્રમ રાખ્યો તથા મુળાક્ષર તથા બારાખડી વગેરે શિખવીને આસરે પંદરમે દિવસે મારી પાસેથી પહેલી ચોપડીનો પહેલો પાઠ વંચાવ્યો, અને તે દિવસે ઘણો સંતોષ થયો હોય એમ જણાયું. અહીંયાં મને એક વાત સાંભરી આવે છે તે કહું છું:—

મારા પીયેરનાં માણસો જુના મરાઠા ચાલના જાગીરદાર હોવાને લીધે એમને ઘેર પીયેરમાં આવેલી તથા આઠ વરસની ઉપરની છોકરીઓને વડીલોના દેખતાં આંગણાંમાં પણ આવવાનું નહિ. પછી રમવું કે ગાવું તો ક્યાંથીજ હોય? લખવાનું તો નામજ નહિ. મારી એક મોટી ફોઇ કે જેનું સાસરૂં બ્રમ્હવર્તમાં હતું તે માત્ર વ્યંકટેશ સ્તોત્ર વગેરે વાંચવા શીખી હતી. તેને દુર્દૈવથી વૈધવ્ય આવ્યાને લીધે અમારા મોટા કાકાએ એમ ઠેરવ્યું કે અમારા ઘરમાં સ્ત્રીઓએ વાંચતાં કે લખતાં શીખવું, એ સદ્દતું નથી. એટલેથી પત્યું. એ સાંભળ્યા પછી લખવા વાંચવાનો વિચાર સરખો એ મનમાં લાવવાથી પાપ લાગશે કે શું એમ ઘરની તમામ સ્ત્રીઓની સમજ થતાં શી વાર? આ પ્રમાણે બધી

સ્ત્રિઓની સમજણ હોવાને લીધે અમો છોકરીઓને લખવા વાંચવાનું તો ક્યાંથીજ આવડે? મારી બન્ને બેનોના લગ્નો પાંચમે તથા સાતમે વર્ષે થયાં હતાં ને હું માત્ર અગીઆર વર્ષની થઈ હતી. મારી બેહેનો સાસરે ગયાપછી મારી સાથે રમનાર કોઈ નહતું. બેનપણીયો હતી પણ તે રોજ આવતી ન હતી. કારણ મારા વડીલનો સ્વભાવ ઘણો સખત હતો. પોતાની છોકરીએ કોઈ જગોએ રમવા જવું, એ એમને ગમતું નહતું; તથા બહારની છોકરીઓએ પણ મોટે મોટેથી બોલવું, બૂમો પાડવી તથા ધીંગામસ્તી કરવી, એ તેમને પસંદ નહતું. તેથી વડીલ જે દિવસે વાડીએ ગયા હોય તે દિવસે તે બધી બેનપણીયો આવતી. તેથી જો કોઇ દિવસ મને ગમતું નહિ તો મારાથી જે મોટા ભાઈ હતા, તેમની પછવાડેની પછવાડે હું રહેતી અને તે વાર્તાઓ વાંચતા તે જોઈ મને આશ્ચર્ય લાગતું; અને તે તેને કેમ આવડે છે તેની પણ મને નવાઇ લાગતી. મારા વડીલને હમેશાં દરબારી તથા ભાઈબંધીની તકરારોના કામ માટે બહારગામ જવું પડતું તેમજ તે ગયા પછી એમના પત્રો આવતા, તે મારા ભાઇ હમારાં માતુશ્રીને વાંચી સંભળાવતા પણ તે તરફ મારૂં ધ્યાન નહોતું એક દિવસે મારા વડીલ બહારગામ જવા નિકળ્યા તે આંગણાંમાં એકલા હતા એ જોઇને હું એમની પાસે ગઈ. અમારા ભાંડુંમાંનાં કોઈ એમની પાસે જતાં નહતાં; કારણ કે હું જન્મી તેના એક વરસ પહેલાં અમારાં દાદી જીવતાં હતાં. માટે એમના દેખતાં

તેઓ કોઈ પણ છોકરાં સાથે બોલતા ન હતા, તો પછી ઉંચકી લેવું તો ક્યાંથીજ હોય? દાદી ગુજરી ગયા પછી હું જન્મી તેથી તેઓ મને જમવાને તથા સુવાને સારૂ સાથે લેવા લાગ્યા તથા લાડ કરવા લાગ્યા. એમણે મને તેડી લઈને પુછ્યું, "તમે કેમ આવ્યાં? કાંઇ જોઇએ છીયે કે?"

મેં કહ્યું, "હા, તમે પુણે જાઓછો. મારે માટે મોતીની ઢીંગલીઓ તથા એક સાડી લાવજો ભુલતા નહિ. લાવજો હો." એટલું કહી હું એકદમ ત્યાંથી દોડી ગઈ.

મારો વિચાર હતો કે તેઓ ઢીંગલીઓ લાવે ત્યાં સુધી તે વિશે કોઇને કહેવું નહિ. તે કોઇએ સાંભળ્યું નથી એવી મારી ખાત્રી થઈ તેથી મને સંતોષ થયો. પછી બપોરે અણ્ણા સાહેબ પુણે ગયા, અમારાં ફોઈબાએ અમને બધાને પુછ્યું કે "તમે એમને શું લાવવાનું કહ્યું છે? બધા જણાએ કાંઇ કાંઈ કહ્યું, પણ હું કાંઇ બોલી નહી; તથા રમવાના નિમિત્તે ઉઠી ગઈ. પછી સાત આઠ દિવસે પુણેથી એમનો કાગળ આવ્યો. તેમાં છેવટે મને આશીરવાદ લખી 'તારી સાડી તથા ઢીંગલીઓ જરૂર લાવીશ, ભુલીશ નહી,' એમ લખ્યું હતું. તે વાંચી દાજીએ મને પુછ્યું, "કેમ લુચ્ચી પરમ દીવસ ફોઈબાએ પુછ્યું ત્યારે ચાલી ગઇ; પણ તેં અણ્ણા સાહેબને શું શું લાવવાનું કહ્યું છે તે મને ખબર પડી."

મેં કહ્યું, "કદી ખબર પડે નહિ, તું શું દેવ છે? એક મારા ગણપતિ (જેની હું રોજ પુજા કરતી હતી તે મૂર્તિ) ને માત્ર માલમ છે પણ તે મારોજ છે, કોઇને કહેશે નહી."

તે બીજાજ થી બોલ્યો” અરે જા “તારા ગણપતિને શું માલમ છે? મનેજ માલમ છે. તેં મોતીની ઢીંગલીઓ તથા સાડી નથી મંગાવી?”

એ સાંભળીને હું ઘણીજ અચરત પામી; તથા તે એણે કેમ જાણ્યું એની મને બહુ નવાઈ લાગી થોડા વખતે તે પોતાની અભ્યાસની ઓરડીમાં ગયો ત્યારે હું તેની પાછળ ગઇ અને ઘણા કાલાવાલા કેરીને પુછ્યું કે, “દાજી એની તને કેમ ખબર પડી? તે મને ખરેખરૂં કહે.”

તેણે કહ્યું, “એમનો આજે પત્ર આવ્યો છે, તેમાં એમણે લખ્યું છે.”

મને એ શબ્દોથી કાંઇજ સમજ પડી નહિ, મેં કહ્યું “કાગળ આવ્યો હશે પણ મેં કહેલું તે તેં કેમ જાણ્યું?”

તેણે કહ્યું “તેઓએ લખ્યું છે.”

મેં કહ્યું, “એમ કે? લખ્યું હશે, પણ તેં તે કેમ જાણ્યું?”

એને સમજ પડે એવા શબ્દોથી પુછવાનું મને આવડે નહિ ને મારા પુછવાનો ભાવાર્થ તે સમજે નહિ. તેથી મારા વારંવાર પુછવાથી તે કંટાળ્યો, તો પણ મેં તે વાત છોડી નહિ. ત્યારે તે બહુ કંટાળ્યો મને એક એવી થાપડ ચોડી કાઢી કે તે દિવસથી ફરી મેં તેને પુછ્યું નહિ. બચપણને લીધે હું એ વાત જલદીજ ભુલી ગઇ.

મને વાંચતાં આવડયું; અને ત્રીજી ચોપડીમાંની બોલનારા ખમાટની વાત જ્યારે મેં વાંચી ત્યારે મને જુની વાતની એકદમ સ્મૃતિ થઈ અને ઘણો આનંદ થયો. ઘણા દીવસની

આંટી ઉકલી એમ લાગ્યું. પછી નિશાળના ધોરણ પ્રમાણે ક્રમવાર અભ્યાસ શરૂ કર્યો. વ્યાકરણ, ગણિત, મોડી તથા બાળબોધ વાંચવું તથા લખવું એ શરુ થયું. રોજ રાત્રે નીયમસર બે કલાક ગાળવાનું "પોતાથી" બનતું નહતું તેથી આ અભ્યાસ દીવસેજ કરી લેવા માટે આગળ જતાં બેત્રણ મહીને ફીમેલ ટ્રેનીંગ કોલેજમાંની એક સ્ત્રી શીક્ષકને રાખી. પછી તો પુછવુંજ શું ? અભ્યાસને નામે આરતી, એનાથી કોણ બીએ ? તે આવે એટલે પાટી તથા ચોપડીઓ શોધવામાં અડધો કલાક ગાળવાનો. તેપણ નાની ઉમરનીજ હતી એનો ધાક કેટલો હોઇ શકે ? હું એની નિશાળમાંની વાતો પુછતી અને અમે એકવાર બોલવાં લાગ્યાં કે એક કલાક જલદિ ખલાસ થતો. કદાચીત તે મને "હવે તમે વાંચો, પછી વાત કરશું" એમ કહેતી પછી વાંચવાનો પ્રારંભ કરવામાં ને એક બે પાનાં વાંચવામાંતો કલાક થઇ જતો ને તે જતી. એટલે અભ્યાસ પુરો થતો પાટી, પેનશીલ, ચોપડીની અને મારી મુલાકાત બીજે દિવસે તે બાઈ આવે ત્યાંસુધી થતી નહી. આ પ્રમાણે આસરે છ મહીના ગયા દરમ્યાનમાં ત્રણ મહિનાની રજા લઇ અલાહબાદ, કાશી, કલકત્તા, અને મદ્રાસ વગેરે પ્રાંતો જોવા રા. નારાયણ મહાદેવ પરમાનંદ, રા. બાળ મંગેશ વાગળે, રા. શંકર પાંડુરંગ પંડીત તથા બીજા કેટલાક મિત્રો સાથે "પોતે" ગયા હતા. હું પુણેજ હતી. પાછા ઘેર આવ્યા ત્યારે એક દિવસ "પોતે" મારા અભ્યાસ વિશે મને પુછયું તથા મારી પાસે વંચાવ્યું. ત્યારે પહેલાં પોતે શીખવ્યું હતું

તેટલુંજ આવડે છે, વધારે કાંઈ થયું નથી. એ જોઈ બીજે દિવસે શીક્ષકને, "હું તમારાપર આનું શીક્ષણ સોંપી ગયો હતો પણ તમે જોઇયે તેટલી મેહેનત લીધી હોય એમ દેખાતું નથી" એટલુંજ માત્ર કહ્યું. એટલે તો તે ગુસ્સે થઈ બોલી કે છોકરી બહુ રમતીઆળ છે. કહેલું સમજતી નથી ગમે તેટલી મહેનત લેવાછતાં પણ ધ્યાનમાં લેતી નથી. એનું બધું ધ્યાન રમવામાં છે. ગામડાની છોકરીને શીક્ષણનું વલણ ક્યાંથીજ લાગે ? આપ જાતેજ શીખવી જુઓ. એટલે આપ જાણશો. એને જરા લખતાં કે વાંચતાં આવડે તો હું મારૂં નામ બદલી નાંખું. હું હવે કાલથી આવવાની નથી. આવી છોકરીને શીખવવામાં યશ મળવાની તો આશાજ શાની હોય ?" એમ કહીને તે એકદમ ચાલી ગઈ, તથા પોતે કાંઈ પણ ન બોલતાં એક ચોપડી હાથમાં લઈ શાંતતાથી વાંચવા લાગ્યા.

ગમે તે હો, પણ મને માત્ર આ વખતે પહેલીજ વાર ખરાબ લાગ્યું અને રોવું આવ્યું; પણ કોઈ જુએ નહિ એટલામાટે હું એકદમ આંખ લુછી નીચે ચાલી ગઇ. તે દિવસથી મારૂં ઉલેર પણ ઓછું થયું એમ મને લાગે છે. પછી થોડાજ વખતમાં ફીમેલ ટ્રનીંગ કોલેજમાંના સગુણાબાઈ દેવ નામના એક સ્ત્રી શીક્ષકને મને શિખવવાને માટે રાખ્યાં તેઓ સ્વભાવે શાંત અને સુશીલ હતાં તેમની પાસે ૧૮૭૫ ની આખર સુધી પાંચમા ધોરણ સુધીનો અભ્યાસ સારી રીતે થયો.

ઈ. સ. ૧૮૭૫ ના મારચમાં ચી. બાબા દીયેરજીને જનોઈ દીધું. આજ વર્ષે વિષ્ણુશાસ્ત્રી પંડીતનો પુનાર્વિવાહ થયો.

તથા તેઓ મહાબલેશ્વર જવાને માટે પુણે આવ્યા કચેરીમાં કામની ગડબડ વધારે હોવાને લીધે એમને રાત્રેજ જમવા બોલાવ્યા હતા. બપોરે જમતી વખતે "પોતે" નણંદને કહ્યું કે, આજે રાત્રે વિષ્ણુશાસ્ત્રી પંડીત તથા બીજા કેટલાક મિત્રોને જમવા બોલાવ્યા છે. જમણ સારૂં કરજો.

જે દિવસે કચેરી હોય તે દિવસે "પોતાનું" તથા સસરાજીનુ જમણ બપોરે સાથે થતું નહતું; કારણ કે સસરાજી આગેઆર વાગ્યા પછી સ્નાન કરવા ઉઠતા. સંધ્યા, બ્રહ્મયજ્ઞ, જપ સ્તોત્ર પાઠ વગેરે ખલાસ થવા માટે બાર વાગતા. તેથી સાડા દસ વાગે "પોતે" તથા છોકરાઓ જમી લેતાં. આ વખતે સસરાજી, સાસુજી વગેરે બાબા દીયેરજીના જનોઈ માટે આવ્યાં હતાં તે હજુ પુણામાંજ હતાં, "પોતે" જમવા બેઠા ત્યારે ઉપલી વાત નણંદને કહી તે વાત સસરાજીને જમવા બેઠા ત્યારે સહેજ બોલવા પરથી જણાઈ. આજે સાંજે વિષ્ણુ શાસ્ત્રી પંડીત હમારે ત્યાં જમવા આવવાના છે, એ સાંભળી સસરાજીને ગુસ્સો આવ્યો. પણ આ વખતે તેઓએ કાંઈ કહ્યું નહિ. ચાર પાંચ વાગે દેવદર્શન કરવા જતી વખતે સાસુજીને બોલાવીને કહ્યું કે, "આજે તમે પીરસવા જતાં નહિ. તે છોકરીજ પીરસસે. તમે જમી લ્યો."

અમારે ઘેર બ્રાહ્મણ અગર બાઇનું પીરસવું કોઇને ગમતું ન હોવાને લીધે અમો ઘરનાં બઇરાંઓએ બંને વખત પીરસવું એવો અમારે ત્યાં ચાલ હતો. 'મને આવતાં મોડું થશે તમે જમી લેજો, મારી વાટ જોતાં નહી,' એમ કહી સાંજના

દિવસ આથમતાં સસરાજી બહાર ગયા. તે રાતના અગીઆર વાગ્યા સુધી પાછા આવ્યા નહિ. પરોણા જમી પાછા ગયા. સસરાજી અગીઆર વાગે ઘેર આવ્યા અને બાળંભટજીને બોલાવી કહ્યું કે, "અમારે કાલને કાલ કરવીર જવું છે. સવારના પહોરમાં વહેલા ઉઠીને ગાડી ઠરાવીને લાવો." એમ કહી જમણ કે ફરાળ કર્યા વિનાજ સુવા ગયા.

આ બધી હકીકત નણંદે "પોતાને" કહી. સસરાજીનો સ્વભાવ કહ્યા મુજબ કરવાનો હોવાથી, એમનો કોલાપુર જવાનો બેત સાંભળી ખરાબ લાગ્યું, અને પોતાનો હેતુ ન છતાં નજીવી વાતે આવડું મોટું રૂપ લીધું તેથી "પોતાને" આખી રાત ચેન પડયું નહી. સવારે ઉઠ્યા પછી પ્રાતઃ વિધિ કરવા પહેલાંજ જ્યાં સસરાજી ઓસરીપર બેઠા હતા ત્યાં જઈ થાંભલાની પાસે જઇ છાનામાના ઉભા રહ્યા. સસરાજીએ જોયા, પણ જાણે પોતાનું ધ્યાન તે તરફ ગયુંજ ન હોય તેમ બતાવી કાંઈ બોલ્યા નહિ. અમે ઘરમાની સ્ત્રીઓ દેવસેવાની ઓરડીમાંથી બારણાં પાછળ રહીને હવે શું થાય છે તે જોતાં ઉભાં રહ્યાં. કારણ કે સસરાજીને કોલાપુર જવાનો વિચાર સાંભળી બીનાં હતાં. આસરે એક કલાક એવી રીતે નીકળી ગયો. પણ બંનેમાંથી કોઇ કોઈની સાથે બોલ્યું નહી. તેમ સામસામી આંખ પણ મળવા દીધી નહિ. કારણ દરેકને એમ લાગતું હોવું જોઇએ કે પહેલાં બીજો બોલે. આખરે સસરાજીએ સામું જોઈ નામ લઈ નીચે બેસવા કહ્યું. તેઓ હમેશાં પાંચ અક્ષરના પુરા નામવડે (માધવરાવ એમ) બોલાવતા. ઘણો

વખત થયા પછી ફરીથી સસરાજીએ બેસવા કહ્યું. ત્યારે કહ્યું કે, "આપે કરવીર જવાનો વિચાર માંડી વાળ્યો છે એમ કહેશો ત્યારે હું બેસીશ. આપ બધા કરવીર જવાના હોતો મારૂં અહિયાં શું કામ છે, હું પણ આપની સાથે આવું છું. કાલની વાત સંબંધે આટલો બધો ગુસ્સો આવશે એમ મને લાગ્યું નહતું; એમ હોત તો આ ભાંજગડમાં હું પડતજ નહિ." વગેરે ઘણા સબ્દોથી એમને સમજ પડે તથા મન શાંત થાય એવી ખટપટ કરી પણ સસરાજીએ કાંઇજ જબાબ આપ્યો નહિ. નવ વાગી ગયા પણ પ્રાતર્વિધિ પુરો થયો નહતો અને તે દિવસે કચેરીમાં રજા પણ નહતી. તો પણ સસરાજી કાંઇ બોલ્યા નહિ. પણ બાળંભટજીએ આગળ આવીને સસરાજીને કહ્યું કે, "આપના કહ્યા મુજબ ગાડીઓ ઠરાવી છે. તે હમણાં આવશે."

એ સાંભળી તથા "પોતે" એટલો વખત સુધી વિનંતિ કરવા છતાં ભાઉસાહેબ કાંઈ પણ જબાબ દેતા નથી, એ જોઈ "પોતાને" ઘણું ખોટું લાગ્યું; તથા ફરી બાળંભટજી તરફ જોઇને કહ્યું કે; "આખર જવાનો વિચાર ઠર્યો ને? મને અહીંયા મુકી બધાં જશો? મારી મા ગુજરી ગઇ તેજ દિવસેથી હું નમાયો થયોછું." એટલું બોલ્યા પછી ત્યાં ઉભું રહેવાયું નહીં અને પોતે એકદમ મેડીપર ગયા. થોડો વખત ગયા પછી બાળંભટજીને ઉપર બોલાવી એમની સાથે સસરાજીને એમ કહેવડાવ્યું કે, "આપ કોલાપુર જવાનો વિચાર માંડી વાળતા ન હો તો હું પણ રાજીનામું આપવાને છું" આ સાંભળી

પહેલાં "પોતે" મેડી ઉપર ગયા ત્યારથી સસરાજીના મનને ખરાબ લાગ્યું હતું તેમાં વળી આ સંદેશો આવ્યો તે સાંભળી ઘણુંજ ખોટું લાગ્યું અને તેઓએ એકદમ કહ્યું કે, હું કોલાપુર જતો નથી, વિચાર માંડીવાળ્યો છે. તો હવે સ્નાન કરવા ઉઠો, કોરટનો વખત થઇ ગયો છે. એમ ઉપર જઈ કહો. આ સંદેસો સાંભળી આટલી વાર સુધી પોતાના મનને ખરાબ લાગતું હતું તે કંઈક કમી થઇ હોંશિયારી આવી અને નિત્ય ક્રમની શરૂઆત કરી. ફરી કોઈ વખત "પોતે" આવો પ્રસંગ આવવા દીધો નહિ.

આજ વરસે અમે જેમાં રહીયે છીયે તે ઘર ખરીદ કર્યા પછી ૧૮૭૫ ના જુનમાં સસરાજી બધા માણસોને લઇ કરવીર ગયા. પુણે ઘર ખરીદ કર્યું તે જાણી સસરાજીને ઘણો આનંદ થયો. કારણ સસરાજીની કારકીર્દીમાં આ વખત સુધી એમનો પગાર રૂપીઆ બસો પચાસ હતો. પણ એમનો સ્વભાવ ખરચાળ હોવાને લીધે એમણે પોતાની શક્તિ ઉપરાંત ખરચ કરી કેટલાક હજાર રૂપીયાનું કરજ કર્યું હતું. તેવી સ્થિતિ હોવાને લીધે એમની પોતાની કમાઈમાંથી સ્થાવર મીલકત વેચાતી લેવાનું બીલકુલ બન્યું નહિ. સસરાજીને જે કરજ થયું તે પોતાના સુખોપભોગ માટે કે મોજ મઝા માટે થયું નહતું, પણ તેમનો સ્વભાવ ઘણો ઉદાર ને માયાળુ હોવાને લીધે તથા તેમના ત્રણ સગા ભાઈના અને બીજા કાકાઓના દીકરાઓના પરિવારનો (લગ્નો, જનોઈ તથા શિક્ષણ વિગેરે) બધો ભાર એમના પર હતો; તેથી આ કરજ થયેલું; કુટુંબ-

માંના કોઈ પણ માણસને પૈસાનું સંકટ પડતું, ત્યારે સસરાજી આગળ વિનંતી કરતા ને જો સસરાજી પાસે તે વખતે પૈસા ન હોય તો પોતે પૈસા કરજે કાઢી તેમની ભીડ ભાગતા પણ ના પાડતા નહિ. આ તેમના ઔદાર્યને લીધે તેમને કરજ કરવું પડયું હતું. બીજું કાંઈ કારણ નહોતું પણ એમના પ્રતાપથી એમને ત્યાં જન્મીને "પોતે" બધું કરજ વાળ્યું તથા છેવટ સુધી પુત્રધર્મ ઉત્તમ રીતે પાળ્યો. સસરાજીએ પેનસન લીધા પછી તેટલા પૈસામાં એમનો ખરચ પુરો થતો નહતો તેથી પુનેથી એમને દર મહીને દોઢસો રૂપીયા ખરચ માટે મોકલતા હતા. આજ સુધી જે વાત બની નહી તે આજે આપણા પુત્રે કરી એટલે પુણાનો તથા કોલાપુરના બંને ઘરોની ખર્ચ ચલાવી તથા ભાઇભાઈઓની ખબર અંતર રાખીને આ જે સ્થાવર મીલકત લેવાનો વખત પરમેશ્વરની કૃપાથી આવ્યો તે જાણી સસરાજીને ઘણો આનંદ થયો; ને તેમ થાય એ સ્વાભાવીકજ હતું. ખરીદી પત્ર કરવાની પહેલાં સસરાજીએ ખરડો તૈયાર કરી ઉપર જોવા મોકલ્યો. "પોતે" તે હાથમાં લઈ વાંચી જોઈ પેનસીલથી એનાપર લખ્યું કે મારૂં નામ જ્યાં લખ્યું છે ત્યાં આપનુંજ રાખો એવી મારી ઈચ્છા છે. બીજું એમાં કાંઈ બદલવા જોગ નથી આ કાગળ નીચે આવ્યા પછી સસરાજી વાચી જોઈ મુંગા રહ્યા. રજીસ્ટ્રાર આવેલો હતો તેને કાલે ખરીદી ખત નોંધાવીશું એમ કહી પોતાને કામે લાગ્યા. રાતે જમ્યા પછી સસરાજી મેડી ઉપર જઇ "પોતાને" એક બાજુએ બોલાવી કહ્યું કે હમારા આટલા મોટા કુંટુંબમા આજ સુધી ટંટો કે

વિભક્તપણું નથી. આનું કારણ બધા પુરૂષો દૃઢ વિચારના તો ખરાજ. પણ બીજું કારણ આપણા કુંટુંબમાં સ્થાવર મીલકત હજી સુધી કોઇએ સંપાદન કરી નહતી. હવે આપણે શ્રીજગદંબાની કૃપાથી ઘર લેવાનો સમય આવ્યો છે. તેનું ખરીદીખત મારા નામપર ન કરતાં તમારા નામપર કરો. કારણ આ છોકરાઓનો સંબંધ થોડો જુદો છે, વળી તેઓ અજ્ઞાન પણ છે. માટે ખરીદી ખત તમારાજ નામથી કરવું એટલે કાંઇ ભાંજગડ રહેશે નહી."

આ બધું સાંભળી લઇ "પોતે" કહ્યું કે, "મેં આ બધાનો વિચાર કીવો છે. આ પહેલી સ્થાવર મીલકતનું વેચાણ આપના નામપર હોવાથી મને વધારે ભષણ લાગશે તથા મારા મનનું સમાધાન થશે માટે આપ ના પાડશો નહિ." એટલું ભાષણ થયા પછી સસરાજી નીચે ગયા અને બીજે દિવસે "પોતાની" ઈચ્છા મુજબ સસરાજીએ ખરીદીખત કરી લીધું.

આ પછી પાછળ કહ્યા મુજબ સસરાજી કરવીર ગયા બાદ કેટલેક મહિને એમની પીઠ ઉપર એક ગુમડું થયુ. એમને મધુ પ્રમેહનું દરદ હોવાને લીધે વરસ બે વરસથી એવાં ગુમડાં થતાં ને તેથી મહિના બે મહિના માંદા રહેતા અને મરણતોલ થઈ જતા. તેમજ આ વખતે પીઠ ઉપર એક ગુમડું નિકળ્યું અને કરવીરના અનુભવી સીવીલ સરજનના તથા સસરાજીને હમેશા દવા આપનાર ડોકટર સીંકલેરના ઔષધોપચાર શરૂ થયા.

પહેલું પખવાડીયું ગયું તો પણ મંદવાડ કમી થતો નથી એમ પુણે કાગળ આવ્યો, ત્યારે એક મહિનાની રજા લઈ

ભાઉસાહેબની પાસે જઇ રહેવું તથા પોતાના હાથથી ઔષધોપચાર કરવો એવો નિશ્ચય કરી એક મહિનાની રજા લઈ પોતે કોલાપુર ગયા અને "પોતે" જાગરણ તથા ઔષધોપચાર કીધા. પણ સસરાજીના મંદવાડનું પગલું આગળ વધતુંજ જાયછે, એમ દેખાયું. ત્યારે એ વિશે ડોકટર સીન્કલેરની સલાહ લીધી. તેમણે પણ થોડીક નિરાશા દેખાડી; તથા મંદવાડ લંબાણનો છે, માટે એક મહિનાની રજા વધરાવવી એમ કહ્યું; કારણ પીઠની બીજી બાજુએ એક ગુમડું નિકળ્યું અને તે પણ વધવા લાગ્યું. ડૉકટર સીન્કલેર રોજ આવી જખમ ધોઈ બાંધતા. ઓસડ તથા પથ્યપાણીની વ્યવસ્થા પોતે "પોતાની" નજર નીચે રાખી હતી. પણ કાંઈ આરામ થયો નહી. એમ થતાં રજાનો બીજો મહિનો પણ ખલાસ થયો. હવે "પોતે" પુણે જઈ કામ પર હાજર થઇ ફરી રજા માટે અરજ કર્યા વગર રજા મંજુર થશે નહિ એમ ખબર હતી. પણ સસરાજીનો મંદવાડ દિવસે દિવસે વધતો જવાને લીધે સસરાજીને છોડી "પોતાને" પુણે જવાની હિમ્મત ચાલતી નહોતી; વળી રજા વધારવવાને માટે "પોતાને" પુણે જવું પડશે, એ સાંભળ્યું, ત્યારથી સસરાજી એક નાદાન છોકરાની માફક રડતા ને 'મને છોડી જતા નહિ,' એમ કહેતા. હવે રજા પુરી થવાને માત્ર ૨-૩ દિવસનો વિલંબ હતો. આ વખતે આગગાડી ન હોવાને લીધે ટપાલના ટાંગામાં પુણે આવવાને છત્રીસ કલાક લાગતા હતા, તેથી હવે કાલે તો નિકળવુંજ જોઈએ એમ મનમાં લાગ્યું. અને ડોકટર સીન્કલેરને બોલાવીને આ અડચણની "પોતે" સમજ પાડી

અને કહ્યું, "ભાઊસાહેબની એવી ઈચ્છા છે કે હું પાસે હોઊં તો સારૂં.તે મને જવા દેતા નથી; અને મને તો ગયા વગર રજા મળશે નહિ, તો આપની ખાત્રી હોય તો આપ એમને ધીરજ આપો અને સમજ પાડો, એટલે તેઓ મને જવા દેશે."

ત્યારે ડોકટરે કહ્યું, "એમાં શું હરકત છે? ચાર આઠ દિવસ જઈ આવવામાં કાંઈ હરકત નથી. એમનું દરદ મટવાની આશા ઓછી છે; પણ મંદવાડ લંબાણનો છે. તથા એમને મંદવાડના પ્રમાણમાં તાકાત પણ સારી છે. માટે પુણે જઈ એક મહિનાની રજા વધરાવી પાછા આવો," એમ કહી તેઓ સસરાજીના ઓરડામાં ગયા. ત્યાં એમને ધીરજ આપી કહ્યું કે, "આપની તબીયત ફિકર કરવા જેવી નથી. આપ ચી. રાનડેને જવાની પરવાનગી આપો, ચાર આઠ દિવસમાં પાછા આવશે. ત્યાં સુધી હું રોજ બે વાર અને જરૂર હશે તો ત્રણ વખત આવી જોઇ જઈશ. આપ ફિકર કરશો નહિ." વગેરે કહ્યા પછી સસરાજીએ "પોતાને" પુણે જવા અનુમોદન આપ્યું.

બીજે દિવસે જવાની છેક તૈયારી થઈ, ત્યારે પોતાને નજીક બોલાવીને હાથ ઝાલી ઘણા ગળગળા થઇ આંખમાંથી આંસુ પાડી કહેવા લાગ્યા કે, "માધવરાવ, ડોકટર સાહેબે ધીરજ આપી છે, પણ મારો ભરોસો મને લાગતો નથી. પાછા જલદી આવ્યા તો ઠીક છે. નહિ તો ફરી મળશું નહીં. એટલુંજ બાકી બીજા કશાની મને કાળજી નથી. તમે સઘળાની વ્યવસ્થા સારી રીતે કરશો, એ મારી ખાત્રી છે. પણ આજ

સુધી મારા શિરપર જે સર્વસ્વ બોજો હતો તે હવે તમારા શિરપર આવ્યો છે. તે માલમ છે ને?"

તે સાંભળતાંજ કહ્યું કે, "આપ કોઈ પણ જાતની કાળજી કરશો નહી. હું પુત્રધર્મ છોડીશ નહીં."

એ સાંભળી સસરાજીને વધારે રોવું આવ્યું. એમની પાસે લઈ વાંસે હાથ ફેરવી પુણે જવાની રજા આપી. પછી એમને નમસ્કાર કરી તથા ઘરમાંનાં માણસોની પરવાનગી લઈ ટાંગામાં બેસતી વખતે નણંદને તથા મોરૂમામા (સાસુજીના ભાઈ) ને એક બાજુએ બોલાવીને તાકીદ કરીને કહ્યું કે, "ભાઊસાહેબનો મંદવાડ વધારે છે, તે બધાને દેખાયછેજ; પણ મને માની કાળજી વધારે લાગે છે. એમના છોકરાંઓ નાનાં છે. એમનું જતન કરજો. પછવાડેના કપિલ તીર્થ તરફના દરવાજાને તાળું વાસજો તથા મા ઉપર વધારે લક્ષ રાખજો." એટલું કહ્યા પછી ટાંગો ચાલુ થયો.

પુણે આવ્યા પછી રજા મંજુર થવાને છ દિવસ લાગ્યા ત્યાં સુધી સસરાજીની પ્રકૃતીની હકીકત ડોક્ટરે તારથી જણાવવી એમ ઠર્યું હતું, એ પ્રમાણે તેઓ રોજ જણાવતા હતા. રજા મંજુર થયા પછી જે તાર આવ્યો તેમાં પ્રકૃતિ વધારે બગડી છે એમ લખ્યું હતું તેજ દિવસે બપોરે કોલાપુર જવાની તૈયારી કરીને ટાંગામાં સામાન મુક્યો, એટલામાં બીજો તાર આવ્યો. તેમાં તા. ૩ ફેબ્રુવારી સને ૧૮૭૭ માહા વદી ૬ ને રોજ સસરાજી ગુજરી ગયાની દુઃખદાયક ખબર

વાંચી ઘણુંજ દુઃખ થયું, અને કોલાપુર જવાનો વિચાર માંડી વાળ્યો. પછી એક બે દિવસે કેરોપંત નાના છત્રે, કૃષ્ણશાસ્ત્રી ચીપુલનકર વગેરે દિલાસા માટે આવ્યા એમણે પુછયું કે, "આ વખતે કોલાપુર જવાનું ને અહિંયા કેમ રહ્યા છો?" ત્યારે કહ્યું કે, "ત્યાં તાઇ, દુર્ગા બહેન, બાળંભટજી, મોરૂ-મામા, તથા તેમનાં માતુશ્રી છે. તે લોકો બધી વ્યવસ્થા કરશે. હવે આગળ થનારો પ્રકાર મારાથી બીલકુલ જોવાશે નહી તથા સહન થશે નહી; અને તે વાત બન્યા વગર રહેવાની નથી, માટે ન જવુંને તે સારૂં. ફકત સમાચાર લેવા જવાને બદલે ત્યાંનું ઘર ઊપાડી બધાં માણસોને અહિંઆં લાવવાનો મારો વિચાર થયો છે. કે બમણી કાળજી રાખવી ન પડે."

આ વાતને પંદર વીસ દિવસ થયા પછી કોલાપુરનું ઘર ઊઠાવી તથા સસરાજીના દેવામાંનું બે હજાર રૂપયાનું કરજ ખાસ રાખ્યું હતું તે વ્યાજ સુધ્ધાં ચુકતા હિસાબે જે નીકળે તે આપી દેઇ કાગળ ફાડી લેવો એવો પત્ર લખી સાથે એક હુંડી પણ મોકલી હતી. સસરાજીનો સ્વભાવ ખરચાળ હતો એમ આગળ લખ્યું છે. એમનું કરજ ઘણી વખત પૈસા મોકલી પતાવ્યું હતું. તોપણ કોઈ ભાઈ ભાંડુ માંગવા આવે તો તેઓ કરજે કાઢી પૈસા આપતા, એમ એક બે વખત થયેલું તે જોઈ "પોતે" એવી યુક્તિ કરી કે પરચુરણ દેવું હતું તે તથા મોટી રકમો હતી તેમાંનું ઘણું ખરૂં આપી દઇ સસરાજીના વિશેષ પરીચયવાળો એક શાહુકાર હતો તેનું માત્ર બે હજાર રૂપીઆનું દેવું આપવાનું બાકી રાખ્યું હતું. તેનું પરિણામ સારૂં

થયું. એમનું પહેલાનું દેવું હોવાને લીધે સસરાજીએ એમનું બીજું કરજ કર્યું નહી.

એ પ્રમાણે કાગળ તથા હુંડી ગયા પછી કાગળમાં લખ્યા મુજબ બાળંભટજી તથા મોરૂમામા એ બંને જણે મળી ત્યાંના લેણદેણની સઘળી વ્યવસ્થા કરીને ત્યાંનું ઘર ઉઠાવી ત્યાંનાં સઘળાં માણસોને તથા નોકરોને લઈ પુણે આવ્યા. સાસુજી પુણે આવ્યાં તે દિવસથી એવો ક્રમ રાખ્યો હતો કે દરરોજ સાંજે જમવા પહેલાં એક કલાક સાસુજીના ઓરડામાં બેસી એમની તથા છોકરાંઓની પુછપાછ કરવી. એમને ઘણું દુઃખ થયેલું હોવાને લીધે એમની સાથે કોઈ પણ રીતે એમનું સમાધાન થાય એવી વાતો કર્યા પછી જમવા ઉઠવું એવો નિત્ય નિયમ છેવટ સુધી પાળ્યો હતો. અને આ પ્રમાણે બંને છોકરાઓ (એટલે આબા અને બાબા) સાસુજીની સાથે પુણે આવ્યા ત્યારથી તેઓ બંનેના અને મારા અભ્યાસ તરફ વધારે લક્ષ તથા વખત આપવાની સરૂઆત કરી.

મારી અને આ ભાઇઓની ઉમરમાં અનુક્રમે એક બે વરસનો અંતર હોવાને લીધે તથા "પોતાની" અમારાપર પૂર્ણ નજર હોવાને લીધે, અમે સગાં ભાંડું જેવા પ્રેમ તથા સંપથી રહેતાં હતાં. ઘરમાંનાં વડીલ માણસો કેટલું એ વઢ્યાં હોય તો પણ હમારી જોડ તુટતી નહોતી. આ વખતે મારા અભ્યાસમાં મરાઠી પાંચમું ધોરણ પુરૂં થયું હતું અને હું

લખવા વાંચવાનું તથા હિસાબ શિખી હતી, તથા બંને દીયેરોને હાઇસ્કુલમાં મુક્યા હતા. તેમનું અંગ્રેજી પહેલું ધોરણ પુરૂં થઈ આ વખતે તેઓ બીજા ધોરણમાં બેઠા હતા. એમનું જોઇ મને પણ અંગ્રેજી શિખવાની હોંસ થઈ, અને તે વિશે એક દિવસે મેં "પોતાની" પાસે ધીમે રહીને વાત કાઢી. મેં મારી મેળે અંગ્રેજી શિખવા વિશે વાત કાઢેલી જોઈ "પોતાને" ઘણી નવાઈ લાગી. પરંતુ તેમના મનનું સમાધાન થયું અને કહ્યું કે, "હું ખરેખર તને અંગ્રેજી શિખવવાનો છું. એ મારા મનમાં પણ ઘણા દિવસથી છે, પણ તારૂં મરાઠી પુરૂં થશે ત્યારે ને?"

અત્રે એક વાત કહેવી જોઇયે કે, અમારા ઘરમાં સ્ત્રીઓને વાંચતાં લખતાં આવડવું જોઇએ એવી પુરૂષોને ઇચ્છા હોવાને લીધે નણંદને તથા સાસુજીને સસરાજીએ જાતે લખતાં વાંચતાં અને હિસાબ ગણતાં આવડે એટલું શિખવ્યું હતું. એ વિશે એ બન્ને જણીઓને ભૂષણ તથા અભિમાન લાગતું. અમારા ઘરમાંના પુરૂષોને સ્ત્રીઓ શિખે તે ગમે છે; અને નણંદને તથા સાસુજીને આ વિશે માલમ હતું એટલુંજ નહિ પણ આ વિશે એમને અનુભવ પણ હતો. એટલું છતાં પણ હું શિખતી તેમાં એમની સહાનુભૂતિ ન હોતી, એટલુંજ નહિ, પણ ઉલટાં તેઓ ઘણાંજ ગુસ્સે થતાં તથા તુચ્છકાર કરતાં. આ વખતે અમારા ઘરમાં સાધારણ નજદીકના તથા દૂરના સગાંની મળી આઠ નવ સ્ત્રીઓ હતી. પણ તેમાં મારી બરાબરીની કોઈ નહોતી. તેથી એમનું એક જુદુંજ ટોળું થયું હતું. રોજ રાત્રે હું

મેડીપર ગયા પછી વાંચવાનો આરંભ થતો. આ વખતે દક્ષિણા પ્રાઈઝ કમીટીનાં પુસ્તકો તથા મરાઠી બીજું વાંચવાનું કામ મારી પાસેજ હોવાને લીધે, પુસ્તક ગદ્યાત્મક હોય તો તો ઠીક, સહેજે વંચાતું, પણ પદ્યાત્મક હોય તો તે વાંચતાં સંકોચ થતો. કારણ પદો, આર્યાઓ, શ્લોક વગેરે જે કાંઈ હોય તે રાગ પ્રમાણે મોટેથી વાંચવું પડતું. તેમ ન વાંચું, સંકોચથી આસ્તે આસ્તે વાંચું તો પોતાને ગુસ્સો આવતો; અને મોટેથી વાંચું તો ઉપર કહેલી સ્ત્રીઓમાંની કોઈ પણ દાદરપર અથવા દરવાજા પાસે ઉભી રહેલી હોયજ. બીજે દિવસે રાત્રે વાંચેલી ચાલ અગર ટૂંક લક્ષમાં રાખી તેવોજ ઘાંટો કાઢીને વડીલ સ્ત્રીઓની સામે મારા ચાળા પાડે, ચીડવે તથા મશકરી કરે. કોઈ મને કાંઇ પણ કહે તો હું તેને સામો ઉત્તર આપતી નહિ. જે તેઓ બોલતાં તે સાચું હો યા ખોટું હો, તે માત્ર સાંભળી લઈ છાની-માની સહન કરતી. ક્યારેક ક્યારેક તો આ સ્ત્રીઓ પુખ્તપણાનો અને માયાળુપણાનો ડોળ બતાવી મારી પાસે બેસી મને કહેતીકે, “ આ લખવા વાંચવા વિશે તમે કેટલું વડીલ સ્ત્રીઓ પાસેથી સાંભળી લો છો? એમને પણ ખોટું લાગે છે પણ ઉપાય શું? આપણે વાંચીએ એ પુરૂષોને ગમતું હોય તો કોઈક વાર વાંચવું; પણ એમાં ઘરમાંના વડીલ માણસોનું અપમાન થાય છે ને? પુરૂષો આ વાતોમાં શું સમજે? આપણને બધો વખત સ્ત્રીઓ સાથેજ કાઢવાનો હોય છે. પુરૂષો સાથે સંબંધ તે કેટલો હોય? એક વખત તો શું પણ દસ વખત કહે તો પણ આપણે સાંભળવું નહી, એટલે થયું; કંટાળી આપો આપ છોડી દેશે.

એ આપણા હાથમાં નથી કે ?" વગેરે શબ્દોથી વખત મળે ત્યારે ત્યારે મને ઉપદેશ કરતી; એમને આ વાત કહેવામાં વડીલ સ્ત્રીઓ તરફથી અંદર ખાનેથી ઉત્તેજન હતું, એ મને માલમ હોવાથી એને અનુકૂળ યા પ્રતિકૂળ જવાબ હું આપતી નહિ; મારે કરવાનું તે હું મુંગે મોઢે કરતી.

આ પ્રમાણે કેટલાક મહિના વીતી ગયા પછી મારો મરાઠી અભ્યાસ પુરો થયો ને "પોતે" મને અંગ્રેજી શિખ-વવાનું શરૂ કર્યું. તેથી પહેલાંની પેઠે માત્ર રાતે અને સવારે પાસે બેસાડીને કરાવેલો અભ્યાસ પુરો થતો ન હતો. શબ્દો મોઢે કરવામાં દિવસે પણ કલાક દોઢ કલાક જતો હતો. પણ અભ્યાસ કરવા નીચે બેસવાનું બની શકે એમ નહોતું. તેથી ઉપરજ બેસવું પડતું. આથી અમારી વડીલ સ્ત્રીઓને ગુસ્સો ઘણો ચઢયો અને એક દિવસે એમણે મને ખુલ્લે ખુલ્લું કહ્યું કે, "તું મેડી ઉપર જે કરવાનું હોય તે કર, પણ અમારી અમર્યાદા કરેલી અમારાથી મુદ્દલ ખમાશે નહિં."

એમ બોલવાને એમને એક કારણ મળ્યું હતું. એક દિવસે બપોરનું જમવાનું થયા પછી બધી સ્ત્રીઓ પાછળના આંગણા-માં બેઠી હતી. હું અંદરનાં ઓરડામાં ઝાડું કહાડતી હતી. અર્ધોપર્ધો પુંજો વાળ્યા પછી કચરામાંથી અંગ્રેજી વર્તમાન-પત્રોનો એક કકડો મળ્યો. મૂળેજ હું નાની વયની, તેથી કોઈ પણ વાતનો આરંભ કરતાંની સાથેજ તે આવડી ગઈ

એમ સમજી ઉતાવળી થઈ સાવરણી હાથમાંથી નીચે મુકી તે કટકો વાંચતી ઉભી રહી. પહેલી ચોપડીનો આરંભ થયે હજુ તો પંદર દિવસ પણ પુરા થયા નહતા, એટલામાં મને અંગ્રેજી વાંચતાં તો ક્યાંથીજ આવડે ? પણ ફક્ત અક્ષરોજ જોતી ઉભી રહી. હું નીચે છું તેનું મને ભાનજ રહ્યું નહિ. આ વખતે વડ સાસુજીની (સાસુજીનાં માની) નજર મારા તરફ ગઇ, અને એમણે પાસેની સ્ત્રીઓને ધીમેથી ઈસારત કરી. એકદમ બે ત્રણ જણીઓએ બારણામાં આવીને જોયું પણ મને તેનો ખ્યાલ પણ નહતો. હું મારા વાંચવાના તાનમાં ને તાનમાં હતી. એ જોઈ નણંદને ઘણોજ ગુસ્સો આવ્યો અને તેઓએ મોટેથી બુમ પાડીને કહ્યું, "તમારી ઓફીસ મેડીપર છે ત્યાં તમે વાંચો કે નાચો. અમારૂં અપમાન કરશો તો ખબરદાર! હમારી પહેલી ભાભી હતીજ તો ? એમને ભાઇએ લખતાં વાંચતાં બધું શિખવ્યું હતું. તે અમારી વયનીજ હતી, તો પણ તેણે અમારા દેખતાં એક પણ અક્ષર વાંચ્યો નહિ. એને અંગ્રેજી શિખવવા સારૂ એમણે ઘણો પ્રયત્ન કર્યો; પણ તે સાધ્વી એ તેમાં લક્ષજ આપ્યું નહિ. હવે એ પણ એમની સ્ત્રી હતી; એમને દસ વાતો કહે તેમાંની એક તો કરવી પડતી પણ આવાં નખરાં ન હતાં" વગેરે ઘણું બોલ્યાં.

આ પ્રમાણેનું બોલવું વખતો વખત થતું. તેથી મારી કર્યાં કમબખ્તી લાગી કે મેં અંગ્રેજીનો આરંભ કીધો, એમ મને

લાગતું અને દર ઘડીએ મને રોવું આવતું; અને કોઈ વાર તો બહુ થાય ત્યારે એક બાજુએ જઈને રોતી; પણ આ વાત "પોતાને" બિલકુલ કહેતી નહિ, કારણ, હું પહેલા સાસરે આવી ત્યારે મારા પિતાશ્રીએ મને ઉપદેશ કર્યો હતો કે, "જો તું તારે સાસરે જાયછે. સાવકાં સહીયારાનું કુટુંબ છે તથા ઘરમાં દસ જાતના આશ્રિતો છે. તું મારી દીકરી છે. આપણા કુલીન ઘરને શોભે તેમ ચાલજે, તને ગમે તેટલો ત્રાસ થાય, તો પણ સહન કરજે, પણ નોકરને પણ તું વાંકો જવાબ દેતી નહિ. બીજું એ કહ્યું હતું કે તારા મનને અસહ્ય દુખ થાય તો પણ તું જાતે કોઈની પણ ચાડી તારા વરપાસે કરતી નહિ; ચાડીથી કુટુંબનો તો શું પણ રાજ્યનો પણ નાશ થાય છે. માટે તને કહું છું તે બે વૃતો પાળજે, એટલે તને કોઈ દિવસ હરકત આવશે નહિ; તું ભાગ્યવાન છે, સહનશીલતા એ તારો ગુણ થશે, ત્યારે તું સાચી કસોટીએ ચડીશ અને અમારા કુળમાં જન્મ લીધાનું ત્યારે સાર્થક થશે. આ મારૂં બોલવું લક્ષમાં રાખજે. આનાથી વિરૂદ્ધ તું વર્તે છે એમ હું સાંભળીશ તો ફરી હું કદી તને તેડીશ નહી."

મારા પિતાશ્રી ઘણા સખત તથા દૃઢ નિશ્ચયી હોવાને લીધે બોલવા પ્રમાણે કરવા કોઇ દિવસ ચુકશે નહિ એવી મારી ખાત્રી હોવાથી મારા મન ઉપર એમના બોલવાની સારી અસર થઇ ને એ બન્ને વૃતો પાળવાનો મેં નિશ્ચય કર્યો. એ મને ઘણું અઘરૂં પડયું. આ વૃત સંભાળવા સારૂ મારૂં રોવું તથા સુકાઇ ગયેલું મોઢું "પોતાની" નજરે ચડે નહિ તે

માટે મારે ઘણી સંભાળ લેવી પડતી; તો પણ તે લક્ષમાં આવતુંજ. મનુષ્યને ત્રાસ ઘણો થાય તો તેનો ઉદ્દગાર કોઈ પાસે કાઢ્યા વગર મન ખુલ્લું થતું નથી, એ અનુભવ સિદ્ધ વાત છે; પણ એવો ઉદ્દગાર કાઢવાની મને તક ન હોવાથી આખા દિવસના ત્રાસથી સાંજ સુધી મન થાકી ગયેલા ફોલ્લા માફક થતું; પરંતુ ચમત્કાર એ હતો કે રાત્રે મેડી ઉપર જતી, ત્યારે આ બધી વાતો એક ક્ષણમાં ભુલી જતી, જાણે કે આખા દિવસમાં ત્રાસ થયોજ ન હોય તેમ લાગતું.

"આજે એક અમુક વખતે તું એવી કેમ દેખાતી હતી? કોઈ કાંઈ બોલ્યું હતું? રડવા જેવી દેખાતી હતી" વગેરે વગેરે ઘણી તરેહથી પોતે મને પુછતા, પણ હું "નાના ભાંડુ અથવા મા યાદ આવી" એવું એવું કાંઈ પણ કહેતી; કારણ એકવાર કાંઈ થોડું કહી તો વાતમાં ને વાતમાં મનમાંથી કાઢી લેશે, અથવા તે મારાથી સહજ બોલી દેવાશે. ગમે તેમ થાય તો પણ મારો નિશ્ચય ત્રુટશે; વળી અમારા સાચા સુખ સમાધાનનો વખત આવી વાતોમાં જેટલો જશે તેટલું અમારૂંજ સુખ કમી થશે, બીજો ફાયદો તો કાંઇજ થસે નહિ, એમ હું સમજતી તથાપિ પોતાના ઘરમાંની વડીલ સ્રીઓનો સ્વભાવ "પોતાને" સારી પેઠે માલમ હોવાને લીધે ખરી હકીકત શું હશે તેની કલ્પના તેજ ઘડીએ થતી, અને તે ધોરણ ઉપરજ મને સમજુતી આપતા, તથા મારૂં સમાધાન કરતા. ઘણો વખત ન લાગતાં તે પ્રેમ પૂર્વક તથા શાંત શબ્દોની મારા મન ઉપર એટલી જલદીથી અસર

થતી કે, આખા દિવસનો ત્રાસ હું એકદમ ભુલી જઈ મારા જેવી સુખી કોઇજ નથી એમ સમજી સવાર સુધી આનંદમાં રહેતી. સવારે નીચે જવાનો વખત થતો, ત્યારે પેટમાં ફાળ પડતી. ત્યારે ધીરજ આપીને કહેતા કે, "થોડું સહન કરતાં શિખવું, ઉત્તર ન આપ્યો એટલે થયું, હું તને કોઇ દિવસ કહેતો નથી; ને બીજા કોઇ બોલે તો રોતી નહિ" આ પ્રમાણે ધિરજ આપ્યો પછી મારો આખો દિવસ શાન્તિમાં જતો.

આ પ્રમાણે શિખવાને માટે મને ઘરમાંની બધી સ્ત્રીઓ તરફથી પ્રત્યક્ષાપ્રત્યક્ષ ઘણોજ ત્રાસ ખમવો પડયો; પણ મેં અભ્યાસક્રમ છોડયો નહિ. આ બધું સહન કરવાને પ્રસંગે મારા બન્ને દીયેર મારી સાથે પોતાપણાથી તથા પ્રીતિથી વર્તતા, તથા વડીલ સ્ત્રીઓ ગુસ્સે થાય ત્યારે તું ગભરાતી નહિ, એમ મને કહી ધિરજ આપતા; અને મારૂં ઉપરી પણું લઈને તેમને કહેતા. એમાં મુખ્યતઃ "પોતે" શાંત ગંભીર તથા અતિશય પ્રેમથી કરેલો ઉપદેશ આ બધી વાતો મને સહન કરવામાં આધારભુત થયો. એમ ન હોત તો આ પ્રકારના ત્રાસમાં મારા જેવી અલ્પ વયની તથા અલ્પ સમજની છોકરીથી ટકાત નહિ; અથવા ઘરમાં જોઇએ તેટલું સુખ તથા શાંતી રહેત નહિ. કારણ, મારૂં મન અતિશય ત્રાસને લીધે હમેશાં ઉદાસ રહેતું. બહારથી બન્યુ તેટલું સમાધાન દેખાડયું અને ત્રાસ વિશે ઉચ્ચાર પણ કાઢયો નહિ, તો પણ સાચાં પ્રેમીઓને એક બીજાનાં મનની

જેટલી સહેલાઇથી તથા સારી રીતે ઓળખ થાય છે તેટલી બીજા કોઇને પણ કોઇ પણ ઉપાયથી ઓળખ થવી શક્ય નથી. એને અનુસરીને "પોતાનું" મન પણ ઘણુંજ ત્રાસ પામી સમાધાન કમી થયું હતું; અને આવીજ રીતે વધારે દિવસ ચાલત તો આ બાંધી રાખેલી પાળ તુટવાની અને કાંઇ ત્રાસ ઉદ્ભવવાની બીક હતી. પણ પુણ્ય બળવાન હોવાને લીધે આવા પ્રકારનો વિશેષ ત્રાસ ન થતાં થોડાજ વખતમાં "પોતાની" બદલી નાસક થઇ. પણ આ બદલીને લીધે તે "પોતાની" તથા પુણાના મિત્રોના મનની સ્થિતિ શું થઇ, એમને આ બદલી થયાથી સારૂં લાગ્યું કે માઠું લાગ્યું; આ એક બદલી કરવા માટે સરકારને કેટલી ફેરફારી કરવી પડી, તેની કલ્પના પણ મને નહતી. અમારી બદલી નાસિક થઇ. હવે અમે ત્યાં જઇશું, ત્યાં હું એમ કરીશ, ને તેમ કરીશ, વગેરે ભાવી આનંદની કલ્પનાના તરંગમાં હું એક બે અઠવાડિયાં મગ્ન થઇ હતી. પછી થોડા દિવસમાં અમે બંને તથા આબા ભાઉજી નાસિક ગયાં. વડીલ સ્ત્રીઓ-માંની કોઇને જાણી જોઇને સાથે લીધી નહીં. તેથી "પોતાની" ઈચ્છા પ્રમાણે મારો અભ્યાસ શરૂ થયો. "પોતાને" પણ વધારે શિખવવાનો ઉત્સાહ લાગવા માંડયો અને અમારા બંન્નેના દિવસ આનંદમાં જવા લાગ્યા; પણ નાસિક જતાં પહેલાં પુણાની થોડીક હકીકત કહું છું.

ઇ. સ. ૧૮૭૪—૭૫ ની સાલમાં સાર્વજનિક હીલચાલમાં કેટલીક વિશેષ વાતો પુણામાં બની તે દિવસથી અને તેમાં

મલ્હારરાવ ગાયકવાડના વિષ પ્રયોગના ખટલામાં ખટલો ચલાવવાનો ખર્ચ સંસ્થાન મજુર કરતું નથી તથાપિ એક લાખ રૂપીયા સુધી ખર્ચ પુરો પાડવા પુણા તૈયાર છે; મહારાજે આખર સુધી ખટલો ચલાવવો, એવો પુણાના લોકોએ વડોદરે તાર મોકલ્યો હતો. અને ત્યારથી પુણાના લોકોપર સરકારની કડવી નજર હતી. આ વખતે સર રીચર્ડ ટેમ્પલની કારકીર્દી હતી એ કહેવાની જરૂર નથી. આ બધી હીલચાલનું મૂળ કોણ છે તે જોવા કેટલાક વરીષ્ઠ કામદાર સમડીની માફક ફરતી શોધ કરતા હતા. કોઈ પણ પ્રકારે ખુલ્લી શોધ ન લાગવાથી કેટલાક માણસો તરફ સરકાર સંશયયુક્ત દૃષ્ટિથી જોવા લાગી; અને પુણામાંની આ બધી હીલચાલ બંધ કરવા કેટલાક વિવિક્ષિત માણસોને પુણામાંથી બહાર ગામ મોકલી દેવા એવું ધોરણ પકડી અમારી અંહિયાંથી બદલી કરવા માટે 'ત્રણ અગર પાંચ વર્ષ કરતાં વધારે એકજ સબજજે એકજ ઠેકાણે રહેવું નહિ' એમ મુંબાઇ ઈલાકા માટે નવો કાયદો કરી તે મુજબ અમારી બદલી નાસિક કરી. આ બદલી થવાના ચાર મહિના પહેલાં કોઈ એક ગૃહસ્થ મુસાફરીને બાહાને આવી રહ્યો હતો એનો ઉદ્દેશ પુણામાંના ઘણા નાના, મોટા, વિદ્વાન, અવિદ્વાન, જુના તથા નવા એવા અનેક લોકો સાથે પરિચય કરી તેમનો સ્નેહ સંપાદન કરવાનો હતો એટલુંજ બહારથી દેખાતું. પણ અંદરનો મર્મ શું હતો તેતો તે જાણે. એણે જ્યાં ઘર ભાડે રાખ્યું હતું ત્યાં પાન સોપારીની રકાબી, બીડીઓ, ચીરૂટ, સોકઠાં, ગંજીફો, શેત્રંજ, બીઝીક, તથા સીતાર, એ હમેશાં તૈયાર

રહેતાં. અમારા પુણાના માણસો આ બધી વસ્તુના થોડા ઘણા ભકત તો ખરાજ. એમને કોઈ દિવસ એવી સંધિ મળે તો મધમાખીની માફક ત્યાં જાયજ. એને અનુસરીને કેટલાક માણસોનો સવાર સાંજ બેસવા ઊઠવાનો આ અખાડોજ બન્યો. કોઇક પણ રમતમાં આ માણસો મગ્ન થયેલા હોયજ. આ માણસોમાં સીતારામ હરિ ચીપળુનકર એ બાબતમાં વિશેષ નાદે ચડ્યા હતા; તેઓ આ વખત સાર્વજનિક સંસ્થાના સેક્રેટરી હતા; અને સભાનો ત્રિમાસિક રીપોર્ટ લખવા સારૂ રોજ અમારે ત્યાં આવતા. તેઓ આ વખતે વખતસર આવતા બંધ થઈ ગયા, મોડા આવતા. એટલું ખરૂં કે તેઓ મોટા જબરા કામ કરનારા હતા, કોઈ દિવસ કંટાળતા નહિ. પણ હમણાં હમણાં જરા આળસ કરવા લાગ્યા. એ જોઈ તથા ગુસ્સે થઈ સીતારામપંતને "પોતે" પુછ્યું કે, "હમણાં તમે ક યાં ઢંગમાં મગ્ન રહો છો?"

ત્યારે આ ગૃહસ્થની હકીકત એમણે ટુંકામા કહી, પણ "પોતાનુ" સમાધાન થયું નહિ. એમની તપાસ કરવાનો ઉદ્યાગ "પોતે" ચલાવ્યો; અને "મને જણાવ્યા સિવાય એ માણસ સાથે સાર્વજનિક સભાવિશે અથવા બીજી કોઇ સંસ્થાવિશે બોલશો નહિ, અમથા ત્રાસ વહોરી લેશો. તે માણસ છુપો જાસુસ હોવો જોઈએ એવું મારૂં અનુમાન છે અને તેજ સાચું પડશે;" એમ "પોતે" કહ્યું.

એક દિવસે કેટલા માણસો અમારે ત્યાં આવ્યા અને તે નવા ગૃહસ્થવિશે બોલવા લાગ્યા કે, "હાલ ગામમાં આવેલા

ગૃહસ્થ ઘણાજ હોંસિલા, આનંદી સ્વભાવના, મળતાવડા તથા વિદ્વાન્ છે."

ત્યારે "પોતે" પુછયું કે "એમનું નામ ગામ તમને માલમ છે? તેઓ ક્યાંના છે? હાલ ધંધો શું કરેછે? તથા કેટલું શિખેલા છે, એ તમને માલમ છે?"

એ સાંભળી તેઓ બોલ્યા કે, "તેઓ અતિશય શરમાળ છે. નામ, ગામ, ધંધોને ક્યાં સુધી શિખેલા છે, એ તેઓ કાંઇજ કહેતા નથી. કોઇ પુછે તો હસવામાં કાઢી નાંખી કહે છે "હું યત્કિંચિત માણુસ, મારૂં નામ, ગામ, અને ધંધા સાથે તમારે શું કામ છે?" એમ કરી હસવામાં વાત ઉડાવીદે છે; પણ કાંઈજ કહેતા નથી. તેઓ વિનયશિલ હોવાને લીધે પોતાના ગુણ ગાવાનું કદાચિત એમને ગમતું નહિ હોય. બાકી સારા કુટુંબના તથા વિદ્વાન્ લાગે છે."

આ બધું સાંભળી લીધા પછી "પોતે" કહ્યું કે "તમારા સમજવા મુજબ આ ગૃહસ્થ સારા તથા વિદ્વાન્ હશે, પણ હું કહું એટલી માહિતી મને મેળવી આપો, પછી બીજું કામ કરો; પછી તેઓ કોણ છે તે તમને સમજાશે. કાલે સવારે ઊઠતાંવેંત તેમની ટપાલની શોધ કરજો. કાગળ ઉપર છાપ ક્યા ગામની હોય છે તે તથા તેઓ જે કાગળ મોકલે છે તે કયે ગામ જાય છે વગેરે બધી ખબર ચોકસ રીતે મેળવી મને એક બે દિવસમાં કહો."

તેઓ હા પાડી ઉઠી ગયા. ત્રીજે દિવસે સવારે સીતારામપંત ચીપળુનકરે આવીને કહ્યું કે, "પરમ દિવસે તથા

ઘણોજ આનંદ થયો હોવો જોઈયે. કાલનું વહાણું ક્યારે વાય અને આપણી યુક્તિ અમલમાં ક્યારે મુકીયે, એમ તેમને થઇ રહ્યું. બીજા પક્ષના માણસોએ અમારે ઘેર ભેગા થઈ બીજા દિવસની સ્વારીનો ક્રમ ઠેરવ્યો.

બીજે દિવસે સવારે છ વાગતા પહેલાં સાથે બેન્ડ તથા ગામના પચીસ ત્રીશ માણસોના ઠાઠથી ઉત્તમ રીતે શણગારેલી ગર્દભાનંદાચાર્યની સ્વારી કાળા હોજ તરફથી શહેરમાં ફરવા નિકળી. જ્યાં ત્યાં ગમત અને હસવું શરૂ થયું. આસરે સાડા છ કે સાત વાગે આ ખબર અમારે ત્યાં આવી. પ્રત્યક્ષ જોઈ આવનાર માણસે આનું વર્ણન સારી રીતે કર્યું. તે સાંભળી બધાને ઘણું હસવું આવ્યું. પરંતુ વિરૂદ્ધ પક્ષમાં કાંઈક હીલચાલ છે માટે દયાનંદજીને ધક્કો ન પહોચે એ સંબંધી આપણે વધારે બંદોબસ્ત રાખવો જોઇયે; એવો વિચાર કરી પોલીસની એક પાર્ટી મંગાવવી એવું ગંગારામભાઉ મસ્કેએ સુચવ્યું. આ સુચનાને સમ્મતિ મળતાંજ એમણે પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટને કાગળ લખ્યો. હવે જે અંહીયા ગર્દભાનંદનો વરઘોડો જે સવારના છ વાગે નિકળ્યો હતો તે સાંજના છ વાગ્યા સુધી શેરીએ તથા ગલીએ ગલીએ ફરતો હતો. વરઘોડા સાથે જે લોકો હતા તેઓ "શ્રી રામાનંદ સ્વામિકી જય" એમ મોટે મોટેથી બુમોપાડી બેબે ચારચાર ડગલે જય જયકાર કરતા હતા. આ માન ગર્દભાનંદને કેટલું ગમતું હતું તે કોણ જાણે. બીજે દિવસે એમણે આસન માંડયું કે સમાધીમાં બેસીને નિજધામે સિધાવ્યા તેની ખબર પડી નહી.

એ પ્રમાણે સાંજના ચાર વાગ્યા, સાડા ચાર થયા, બધા માણસો ભાડેના ડેલામાં વ્યાખ્યાન સાંભળવા ભેગા થયા. સ્વામી દયાનંદજી ઉત્તમ વક્તા હતા. એમની વાણી ગંભીર હતી. તેમજ ભાષણ આપવાની છટા અસરકારક તથા કોઈ કોઈવાર ઘણી અલંકારિક હતી. તેથી શ્રોતામંડળ ઘણી તલ્લીન થઈ જતી. સ્વામિજીનું સમારૂપનું વ્યાખ્યાન હતું માટે બોલવા ઊભા રહ્યા અને પંદર વીસ મિનીટમાં આટલા દિવસ પોતાનું વ્યાખ્યાન બધાએ મન લગાડીને સાંભળ્યું ને પોતાના ઉપર બધાએ સ્નેહ રાખ્યો માટે એમણે થોડું અલંકારિક તથા વિનોદનું ભાષણ કરી ભેગા થયેલા માણસોનો ઉપકાર માન્યો અને એમની રજા લીધી. પછી પાન સોપારી હાર વગેરે સ્વામિજીને અર્પણ કર્યા પછી સ્વામિસહ બધા માણસો નીચે નીચે આવ્યા. રસ્તામાં હાથી, પાલખી વગેરે વ્યવસ્થા પહેલેથીજ કરી રાખેલી હતી. તે પાલખીમાં ગ્રંથ મુકી હાથી ઉપર દયાનંદજીને બેસાડયા, અને સ્વારી ચાલવા માંડવાની તૈયારી હતી એટલામાં ઉપર કહેલા બીજા પક્ષના માણસોએ આ સમારંભમાં ધસી આવી તોફાન કરી અપશબ્દ બોલવાનું અને બુમો પાડવાનું શરૂ કર્યું. એ પક્ષને પ્રોત્સાહન આપનારા કુત્સિત્ અને નઠારા માણસો સભ્યતાનું ડોળ ઘાલી રસ્તા ઉપર થોડે થોડે અંતરે ઉભેલા હતા, અને પોતાના પક્ષને તોફાન કરવાને પ્રોત્સાહન આપતા હતા. તે દિવસે ઘણો વરસાદ વરસેલો હોવાને લીધે રસ્તામાં થોડો કીચડ થયો હતો. એવા તોફાન ન ગણકારતાં

અથવા કોઈ પણ પ્રકારે તેનો પ્રતિકાર કરવાનો પ્રયત્ન ન કરતાં આ સ્વારી ધીમેથી ચાલવા માંડી. એ જોઇ આ હુલ્લડખોર માણસોને નિરાશા ઉત્પન્ન થઈ અને ચીડવાયા. થોડે થોડે અંતરે ઉભા રહેલા પ્રતિનિધિના ચીડવાવાથી અમણો જોસ આવ્યો, ને હાથમાં જે હતું તે સ્વારીના માણસોપર ફેંકવા શરૂઆત કરી. જેમના હાથમાં કાંઇ નહતું, તેમણે વાંકાવળી રસ્તા ઉપરથી કીચડના ગોળા બનાવી સ્વારીમાંની મંડળી ઉપર પટાપટ ફેંકવાની શરૂઆત કરી. સ્વારીમાંની અમારા પક્ષની મંડળી એટલી ધીમેથી ચાલતી હતી કે કીચડના ગોળા પીઠ પરને પગ ઉપર પટાપટ લાગવા માંડ્યાં તોપણ કોઇએ પછવાડે જોયું નહિ. આની પરવા ન કરતાં સ્વારી ધીમે ધીમે ચાલતી હતી પોલીસપાર્ટી જે સાથે હતી તેને એવી તાકીદ આપી હતી કે, અમારા કહ્યા વગર તમે વચ્ચે પડતા નહિ. માત્ર સ્વારીની સાથે શોભા માટે રેહેવું. દસ પંદર મિનિટ કાદવકીચડ ફેંક્યા પછી આદિતવારના ચોકથી દારૂવાળાના પુલ સુધી સ્વારી પહોચી ત્યાંથી આ કીચડ ફેંકનારામાંથી કેટલા લાકડીઓ તથા પથરા ફેંકવાની શરૂઆત કરી. તેથી જો કે કોઇપણ મુખ્ય માણસોને ઈજા થઇ નહિ, તો પણ પાંચ છ ગરીબ માણસોને ઘણો માર પડયો, ને જખમો પણ થયા. એ જોઈ પોલીસ વચમાં પડી, એટલે એ હુલ્લડખોર માણસો ભાગી ગયા, અને સ્વારી શાંતિથી આગળ ચાલી. જખમી થયલાઓને દવાદારૂ માટે ઈસ્પીટાલમાં મોકલ્યા. પછી "પોતે" ઘેર આવ્યા.

પછી પહેલું કાદવ કીચડના ગોળાથી ખરડાયલાં કપડાં કાઢી નાંખી બીજા પહેર્યાં. કપડાં કાઢ્યા પછી નજદીક ઉભા રહેલા ઘરમાનાં માણસોએ પુછ્યું કે, "સાથે પોલીસના સીપાઇઓ હતા તોપણ "પોતાના" દિલપર કાદવ કેમ આવ્યો!" ત્યારે હસીને કહ્યું," કેમ વારૂ બધાની સાથે જયારે હું હતો ત્યારે મને કેમ ન લાગે? પક્ષાભિમાનનાં કામો તો એવાંજ હોય. બીજા પક્ષના માણસો થોડાં હોય કે વધારે હોય તેની અમને શી પરવા છે! આવી વખતે માનાપમાનનો વિચાર અમારા મનમાં પણ કેમ આવે? એ વાતો તો એમજ ચાલવાની."

---

# ભાગ પાંચમો.

## નાશક બદલી.

પછવાડે કહ્યા પ્રમાણે અમારી બદલી નાશક થઈ અને અમે નાસક ગયાં, ત્યારે ઘરનાં અમે ત્રણ જણાં અને ભટ, ચાકર, ને ગાડીવાળો એટલાંજ હતાં. નોકરોમાંનું કે આ સામાનું બાઇ માણસ કોઈ સાથે લીધું નહતું. નાશકમાં રસોઈ કરનાર બાઇઓ ઘણી મળે છે, એમાની કોઇ પણ ત્યાં જઇને રાખીશું એમ વિચાર કીધો. ત્યાં જઈ જોયું તો બાઈ ઝટ મળી નહિ. બાઈ શોધવામાં મહિનો દોઢ મહિનો નિકળી ગયો ત્યાં સુધી તે ન મળવાથી સંસાર સંબંધી દરેક કામ મને અઘરૂં લાગવા માંડયું ને તેથી હું ગભરાઈ જતી;

ને સેહેલું કામ પણ ગભરાટમાં બગડી જતું. મારી આ સ્થિતિ લક્ષમાં આવી હોય તેમ કોઈ ખાવાનો પદાર્થ ખારો કે તીખો થાય તો પણ "પોતે" બગડયું છે એમ કહેતા નહિ તેમ ગુસ્સે પણ થતા નહિ. રસોઈ કરવાની ટેવ ન હોવાને લીધે તે બગડશે એવી બીકથી હું ગભરાતી અને કોઈ દિવસ મીઠું નાખવાનું ભુલી જતી, તો કોઇ દિવસ ભુલમાં ને ભુલમાં બે વાર નાંખતી. તો પણ કોઇ દિવસ "પોતે" ગુસ્સો કે તિરસ્કાર કરતા નહિ. જાણે કે ગમે તેટલું જંગલી માણસ હોય તો પણ તેને સંભાળી લેવું એ "પોતાનું" વૃત્ત હોય! "પોતે" જમ્યા પછી ને કોરટમાં ગયા પછી હું જમવા બેસતી ને ખારૂં કે મોળું જેવું થયું હોય તે જાણ્યાથી મનમાં ખોટું લાગતું ને સાંજનો રસોઈ હું લક્ષ દઈ કરીશ, ભુલીશ નહિ, એવો નિશ્ચય કરતી. તે પ્રમાણે જો રસોઈ સારી થાય તો હસતાં હસતાં કહેતા કે, "કેમરે આબા, અત્યારે શાક ખાયછે ને બપોરે બે પદાર્થ વધારે હતા તો પણ કેમ ખાધા નહિ? એમાં કાંઈ બગડયું હતું કે?"

ત્યારે તેઓ હસીને કહેતા કે, "બપોરના શાકનું કહેવું શું? એમાંનું એક તો મોળુંજ હતું ને ભજીયાં ખારાં હતાં. કઢી અને ભાજી ફક્ત સારાં હતાં તે ખાધાં."

ત્યારે પોતે કહેતા કે, "વિદ્યાર્થીઓનું લક્ષ ખારા તીખા મોળા તરફ હોવું ન જોઇયે, જે કાંઈ મળે તે ચુપચુપ ખાઈ જવું. જો હું કોઇ દિવસ કાંઇ બોલું છું? જે મળે છે તે છાનો માનો ખાઉંછું"

આવે વખતે કોઈક દિવસ હું હિંમતથી કહેતી કે, "મને તેજ વખતે ખબર પડી હોત તો મોળા પદાર્થમાં મીઠું નાખતાં આવડત પણ હું જ્યારે જમવા બેસું છું ત્યારે ખબર પડે છે ને ઘણી શરમ લાગે છે."

ત્યારે કહેતા કે, "એનો શો ઉપાય? એવી વાતો કહેવા બેસવા કરતાં સૌસૌને પોતાના અનુભવથીજ સમજાય તે સારૂં તેથી; માણસ સાવધ રહી વધારે લક્ષ રાખે છે. આજ તારે માટે મેં એક પાકશાસ્ત્રનું પુસ્તક મંગાવ્યું છે! તે બધું વાંચી જો અને તેમાં લખેલી કૃતિ મુજબ રોજ એક એક વાની કરી જો એટલે બસ. જોઈતી ચીજો વગેરે બરાબર આપથી લઇને સ્વસ્થ મન રાખીને કરવાં. કરતાં આવડે તો ઠીકજ, નહિ તો વખત જશે. માણસ બરાબર ધ્યાન રાખે તો બધું આવડે."

આ પ્રમાણે ચોપડી હાથમાં આવ્યા પછી પહેલાં પહેલાં તો દરરોજ એક એક પદાર્થ કરી જોતી. કેટલાક પદાર્થો આવડતા ને કેટલાક બે ચાર વાર કરવા છતાં પણ આવડતા નહતા. એવા ઘણા દિવસ ગયા પછી એ વિશેનો નાદ ઓછો થયો. રસોઈ કરવા સારૂ બાઈ સારી મળી, જમવાની વ્યવસ્થા સારી થઇ, અને હવે મારા અભ્યાસ માટે વધારે વખત મળવા લાગ્યો. આ વખતે હાવર્ડની પહેલી ચોપડી પુરી થઈને બીજી લીધી હતી. હવે "પોતાને" રોજ બબે અઢી કલાક મારૂં વાચન લેવા, શબ્દો તથા જોડણી પૂછવા તથા નવો પાઠ આપવાને વખત મળતો હતો. સવારે કલાક દોઢ

કલાક અભ્યાસ થયા પછી અને સાંજે બહારથી ફરી આવ્યા પછી જમવા પહેલાં એક કલાક મરાઠી વર્તમાન પત્રનું વાંચન લીધા પછી જમવા ઉઠતા; અને જમી રહ્યા પછી દસ સાડા દસ વાગ્યા સુધી પુણાથી દક્ષિણા પ્રાઈઝ કમિટીનાં પુસ્તકો આવ્યાં હોય તેનું વાંચન મારી પાસેથી વંચાવી લેવું એવો નિયમ રાખ્યો હતો.

ફરી સવારના પહોરમાં ચાર સાડા ચાર વાગે "પોતાની" નિદ્રા પુરી થતી. ત્યારે કેકા, આર્યા, શ્લોક, કો વખતે નવનીત અથવા પ્રાર્થના સંગીતમાંનું જે કાંઈ ગાવા કહેતા તે હું વાંચી બતાવતી. કોઇ દિવસે "પોતે" સંસ્કૃત શ્લોક અથવા સ્તોત્રો બોલવા માંડતા અને તેનો અર્થ કહી મોઢે કરવા આપેલા શ્લોક મોઢે બોલાવી લેતા, અને પહેલાં કહેલા અર્થ કેટલા લક્ષમાં રહયા છે તે પુછી જોતા. એ પ્રમાણે અજવાળું થાય ત્યાં સુધી ચાલતું. ત્યારથી તે દસ વાગ્યા સુધી સાહિત્ય, શાક ભાજી ચટણી, કચુંબર અને છાશ વગેરે કર્યા પછી પહેલું પિરસી લેતી અને પછી સાથે જમતાં જમતાં અમે વાતો કરતાં. પાછળથી બાઇ પિરસતી. જમ્યા પછી પોતે કચેરીમાં જતા એટલે હું કોર્ટમાં મોકલવાનું ફરાળ બનાવતી. દરરોજ જુદી જુદી ચાર પાંચ વાનીઓ કરવી પડતી. એટલે તેમાં બે કલાક સહેજે જતા. પોણાબે વાગે ફરાળનો ડબ્બો ભરી ભટ સાથે કોરટમાં મોકલતી ને પછી હું મારો અભ્યાસ કરવા બેસતી. સાડાચાર વાગ્યા સુધીમાં સાંજે વાંચી બતાવવાનો પાઠ તૈયાર કરીને શબ્દો પણ મોઢે કરતી. કારણ પ્રથમ

શબ્દની જોડણી તથા અર્થ મોઢે થયા છે કે કેમ, તે જોયા પછી પાઠ મોઢે વંચાવી લેતા; નહિ તો ગુસ્સો આવતો. એ ગુસ્સો એટલે બીજા લોકોની માફક બુમો પાડવાનો કે મોઢા માંથી દુરાક્ષર કાઢવાનો નહતો; પણ એથી ઉલટું તેઓ મુગ્ધ અને ઉદાસીન બેસતા. ઘણું તો એકાદ નિસાસો નાંખતા. આ સ્થિતિ ઘણા કાળ સુધી રહેતી. કેટલાક બડબડીઆ માણસો ગુસ્સે થાય ત્યારે ગુસ્સાની ધુનમાં બુમો બરાડા પાડીને કે બે ચાર ગાળો દઈને ઊભરો કાઢી નાંખેછે; ફરી બે ચાર મિનિટમાં હસી બોલવા માંડેછે, જાણે કે કાંઇ ગુસ્સો આવ્યો નહોય. પણ "પોતાનું" તેમ નહતું. નજીવી વાતનો ગુસ્સો કદી આવતોજ નહતો, અને જો આવી એકાદ વાતને માટે આવે તો તે ઘણી વાર ટકતો. તેથી મને બીક લાગતી અને ખોટું લાગી ચેન પડતું નહિ. માટે બને ત્યાંસુધી એવો પ્રસંગ ન આવે એવી હું સંભાળ રાખતી.

એ પ્રમાણે અંગ્રજી બીજી ચોપડી પુરી થઈ. એનો સેકન્ડ પાર્ટ પુરો થયા પછી, ઇસપનીતિ. અને તેની સાથે ભાષા સુલભ અને નાનાં નાનાં વાક્યો માટે બાઈબલનું ન્યુ ટેસ્ટમેન્ટ વંચાવવા માડયું ઘરમાંના કામની તથા અભ્યાસની બરાબર વ્યવસ્થા થયા પછી મને કહ્યું કે, "હવે હમેશના ખરચની કાચી નોંધ તું તારે હાથે કરી લખી રાખતી જા."

નાશક આવ્યા ત્યારથી આ બે મહિના સુધી અમારી સાથે લાવેલા વિનાયક ભટનેજ રોજના ખરચની કાચી નોંધ રાખવાનું કામ સોંપ્યું હતું, અને તે તે પ્રમાણે સારી રીતે

રાખતો. આવકની મોટી રકમ તો મારી પાસેજ રહેતી. પણ ખરચ માટે વખતો વખત લાગનારી રકમ એમને પુછીને આપવામાં આવતી. હવે ખરચનો હિસાબ મેં મારા હાથમાં લીધા પછી, રોજનું ખરચ રોજ લખી રાખતી, પણ હમેશાં સરવાળામાં કે બાદબાકીમાં ભુલ થતી, તેથી મેળ મળતો નહિ. અને તે મેળવવા માટે કલાકના કલાક હું તેમાં ગાળતી. એમ થતું તે દિવસે આપેલું લેસન જેવું થવું જોઈએ તેવું થતું નહિ, તેથી આ વાતની બધાને ખબર પડતી. પાંચ છ વખત એમ બન્યા પછી "પોતે" એક દિવસ એવો નિયમ કર્યો કે દરરોજ જમા ખર્ચની ચોપડી જોયા પછી સુવું. તે પ્રમાણે પાંચ છ દિવસ થયા પછી એક દિવસ મારી ભૂલ ક્યાં થતી તે લક્ષમાં આવતાંજ બરાબર સ્પષ્ટ મને સમજાવી દીધું, અને ફરી એવી ભૂલ ન કરવાની તાકીદ કરી. વળી ફરી એક બે વાર તપાસી જોયા પછી દરરોજ હિસાબ જોવાનું છોડી દઇ મહિનો પુરો થાય એટલે એક વાર જોવાનો રિવાજ રાખ્યો. તેમજ અમારા ઘરમાં જમનારા આઠ માણસો હતા, ત્યારે દર મહિને ભોજન ખર્ચ કેટલો થાય છે, તેનો અડસટો આગલા બે મહિનાના ખર્ચ ઉપરથી ઠેરવ્યો; અને એક મહિનાની પહેલી તારીખે મને કહ્યું કે, "તું આ મહિનાના ભોજન ખર્ચ માટે સો રૂપીયા લે ને તે એક મહિના સુધી ચલાવ."

મને અટકળ ન હતી, તેથી લાગ્યું કે શું સો રૂપીયા જેટલી મોટી રકમ ફક્ત ભોજન ખર્ચમાંજ જશે કે શું?

ત્યારે કહ્યું કે, "ઠીક છે. એથી ઓછું ખર્ચ થશે તો જે કાંઈ વધશે તે અમે પાછું લઈશું નહિ. તારા સીવવાના કામમાં બક્ષીસ આપશું."

એ સાંભળી મારા મનમાં ઘણો આનંદ થયો; પછી મેં ફરી કહ્યું, "આમાં નોકરોનો પગાર, લવાજમ વિગેરે તો આવશે નહિ ને!"

ત્યારે કહ્યું કે "જમવાના ખર્ચ શિવાય બીજો ખરચ તેમાં આવે નહિ. એ માટે તું બીજી રકમ કાઢી લે. માત્ર અમને હમણાના જેવાજ બધા સારા જમવાના તથા ફરાળના પદાર્થ મળવા જોઇએ. એમાં કશો ફરક પડવો ન જોઇએ, પણ જે કાંઇ જણસો મંગાવો તે રોકડેથી મંગાવવી. ઉધાર મંગાવવી નહિ."

એટલું બજાવી કહ્યું પણ મને કાંઈ લાગ્યું નહિ, ઉલટું આટલી રકમ કેવી રીતે ખલાસ થશે એમ લાગ્યું. એ મહિનાની વીસ તારીખો સારી રીતે ગઈ. પણ પછી એકવીસમી તારીખથી માત્ર થોડા પગારના કુટુંબને જેવી મહિના આખરે તાણ પડે છે ને તેથી મુંઝવણ થાય છે તેવી મારી સ્થિતિ થઈ. પચીસમી તારીખ સુધીમાં મેં જુદી કાઢી રાખેલી રકમ ઘણી ખરી ખલાસ થઈ ગઈ, અને તેથી મને ઘણું ખોટું લાગ્યું, અને એટલી બધી ફીકર થવા લાગી કે તે મારાથી છાની રાખી શકાય નહિ. પણ ફક્ત ફીકર કરીને રોજનો ખરચ કાંઇ થોડોજ અટકાવાનો છે? તે તો ચાલવોજ જોઈએ. અને વધારે રકમની પરવાનગી લીધા

વગર ચાલે તેમ નહતું. પરંતુ એમ પુછવું એ જીવ ઉપર આવ્યું તેથી હું વધારે મુંજવણમાં પડી.

આવીરીતે એક બે દિવસ ગયા પછી મને પુછ્યું કે, "હમણાં તું આમ ઉત્સાહવગરની ને ઉદાસીન જેવી કેમ લાગેછે ? તને કાંઇ થાય છે કેશું ?"

એ સાંભળીને તો હું વધારે લેવાઈ થઈ. કારણ એ વાત પોતાના જાણવામાં ન આવે તે માટે તો હું ઘણી સંભાળ રાખતી હતી. અને નીચું મોહું રાખી મેં કહ્યું, "ના, મને કાંઇ થતું નથી."

પછી ખરચવાના પૈસા પુરા થયા છે, વધારે કાઢીને લઉં કે ! એમ પુછવાનું તેના તે વખતે હજારો વખત મનમાં આવ્યું. પણ મારા અભિમાની સ્વભાવે મારી જીભજ ઉપડવા દીધી નહિ. એ રીતે મનમાં વધારે મુંજવણ થયાથી મને એકદમ રોવું આવ્યું, અને તે હું અટકાવી શકી નહિ. મારી સ્થિતિ પહેલેથી લક્ષમાં આવી હોવી જોઇએ, તેથી હવે મારા બોલવાની વાટ ન જોતાં મને ઘણી સમજાવી તથા ખરચના પૈસા થઈ રહ્યા છે, એવું અધુરૂં વાક્ય મારા મોઢામાંથી નિકળતાંજ કહ્યું કે, "જોઈએ તેટલા પૈસા ખરચ માટે કાઢીલે. એમાં એટલું બધું ખરાબ લાગવાનું કારણ શું ? બધા પૈસા તારીજ પાસે છે ને? તો એટલી બધી ફિકર શું કામ જોઈયે ! કાંઇ કમી હોય તે ખુલ્લા મનથી કહેવું. આ પ્રમાણે મનમાં ને મનમાં મુંજાવું નહિ. થોડાજ ખરચમાં નભાવવા જેવી આપણી સ્થિતિ નથી; અને ફિકર કરવાનું પણ કારણ નથી.

પણ કરકસર તથા વ્યવસ્થિતપણું શિખ્યાથી માણસનું ધોરણ તથા વિચારશક્તિ વધેછે, અને ઘરમાંનો બધો કાર ભાર વ્યવસ્થાથી ચાલે છે. તે તને શિખવવાનોજ મારો ઉદ્દેશ છે. મારા ઉદ્દેશ તરફ તેં થોડુંક લક્ષ આપ્યું હોત તો બાંધેલી રકમમાંજ ચલાવી લેવું પડશે, તેની ગાંડી ફીકર કરવી પડત નહિ. હવેથી જોઈએ તેટલા પૈસા તું જુદા કાઢીને લેતી જા; પણ ખરચ માત્ર વખતસર ને બરાબર લખી રાખ. આ મહિનામાં જેટલો ખરચ થયો હોય તેટલી રકમ ખરચ માટે જુદી કાઢી લે," એમ કહ્યું.

આ વખતે પગાર આઠસો રૂપીઆ મળતો હતો. પગારની બધી રકમ તથા ઘરમાંની તમામ સીલક મારી પાસેજ રહેતી કારણ કે એક પૈસો પણ પાસે રાખવો નહિ એવો "પોતાનો" નિયમ હતો. મને લાગે છે કે કોઇ પણ કુંચીની ચાવી કોઈ પણ પ્રસંગે એમણે હાથમાં લીધી પડી નહિ હોય. તો પછી જનોઈએ બાંધવાનું તો ક્યાંથીજ! બધી રકમ મારી પાસે હતી, તો પણ મહિનાના ખરચ માટે બાંધી આપેલી રકમ ઊપરાંત "પોતાની" પરવાનગી લીધા વગર હું પાંચ રૂપીયાથી વધારે ખરચ કરતી નહોતી. વધારે ખરચ કરવાનો હોયતો "પોતાને" પુછતાંજ તાબડતોબ હા પાડતા. કોઇ દિવસના કહેતા નહિ; પણ પુછ્યા વગર વધારે ખરચ કરૂં તો તે ગમતું નહતું. એવી પદ્ધતિ હતી. અને તે પ્રમાણે ચાલવામાં મેં કોઇ દિવસ પણ બેપરવાઈ કે કસુર કરી ન હોતી. તેથી અમારા બંને જણામાં ગુસ્સો કે અસંતોષ ઉત્પન્ન થવાનો પ્રસંગ કદી આવતો ન હતો.

અમારી પહેલાંના શબજડજ રા. બા. વીષ્ણુ મો. ભીડેએ પોતાનો નાશકનો બગીચો વેચાવા કાઢયો, તે અમે લીધો એથી અમારા કામમાં તથા ગમતમાં વધારોજ થયો. રોજ સવાર સાંજ બગીચામાં જઈ નોકર લોકોને કામ સોંપવું તથા તેઓએ કરેલા કામની ચોકશી કરવી, એવો નિયમ રાખ્યો હતો. સવારે હું એકલી બગીચામાં ચાલતી જતી. પણ પોતે સાંજે કોર્ટમાંથી ઘેર આવ્યા પછી અમે બંને તથા ભાઉજી ટાંગામા બેસીને બાગ તરફ ફરવા જતાં. ત્યાં કલાક બે કલાક ખુલ્લી હવામાં હરી ફરી આનંદની વાતો કરીને તથા સવારથી નોકરોએ ક્યાં ક્યાં કામ કરેલાં છે, તેની પુછ પરછ "પોતે" કરી લે તે પછી અમે પાછાં ફરતાં. ઘેર આવ્યા પછી આગળ કહ્યા મુજબ મારો અંગ્રેજી પાઠ વંચાવ્યા પછી નવા પાઠના શબ્દો કહેવામાં એક કલાક ઝટ નિકળી જતો. પછી વાળુ થયા પછી આસરે દસ સાડા દસ વાગ્યા સુધી મારી પાસેથી મરાઠી વાંચન વંચાવી લીધા પછી અમે સુઇ જતાં. પરોઢીંએ હમેશ પ્રમાણે ચાર વાગે ઉઠ્યા પછી સવારના પહોરમાં હું એકલી સિપાઇને સાથે લઈ બગીચામાં જતી. તેથી એક કલાક વાંચન લઈ પાંચ વાગે એટલે તારો બગીચામાં જવાનો વખત થયો છે, તું જા, એમ કહેતા. પછી હું હમારી તેહનાતમાં રહેલા ઘરડા નાયકને સાથે લઈ જતી. પછી પોતે ભાઉજીને ઉઠાડીને તેમનો અભ્યાસ લેતા. અને ૭ વાગે એમને દોપીસ્તાં લખવા બેસાડીને "પોતે" "પોતાના" નિત્ય ક્રમની શરૂઆત કરતા.

હું બાગમાં જતી વખતે સખારામ નામના શિપાઇને સાથે લઇ જતી. તેને વારકરી પંથના સાધુ સંતની ઘણી વાર્તાઓ માલમ હતી; અને અભંગો પણ ઘણા મોઢે આવડતા હતા. શરૂઆતમાં તો રસ્તા ઉપરથી જતાં તે ધીમે ધીમે પોતાની મેળેજ ગણગણતો. મારા બોલાવ્યા વગર તે જાતે કદી બોલતો નહિ.

હું પુછું તેટલાનોજ જવાબ તે આપતો. પણ મોઢેથી કાંઇ ને કાંઈ ધીમે ધીમે ગાતો અને કાંઇ અભંગ મોઢે આવડતા હશે, પણ શરમથી તે મોટેથી ગાતો નથી એમ મારા મનમાં આવ્યાથી મેં એને કહ્યું, "સખારામ, અભંગ નિત્ય બોલવાનો નિયમ હોય તો તું મોટેથી બોલ. હું સાંભળીશ તેની હરકત નાહિ. મને અભંગ ગમે છે."

તેણે આ ઉપરથી નમ્રતાથી રામ રામ કરી કહ્યું, " ઠીક છે બાઇ સાહેબ. ઘણાઓને એમાં બેઅદબી લાગે છે, અને અમારા ઘરડાઓની બકબક ગમતી નથી, માટે હું બીતો હતો."

આ પ્રમાણે બાગમાં જતી વખતે સવારનો પહોર હોવાને લીધે વખત ગાળવાનું મન થતું, ત્યારે તે એકાદો અભંગ બોલતો, અને પોતાની સમજણ પ્રમાણે તેનો અર્થ પણ કહેતો. હું ફક્ત હું હું કહેતી, પણ મન તેનું હસવું આવતું કારણ કે આવા ભજની લોકોમાં અર્થનો અનર્થ કરવાની ઘણી ટેવ હોય છે. તેમાં મૂળ અર્થને કેવળ ઉલટા અર્થનાં વાક્યો અથવા શ્લોકો જેવું તેઓ સમજે તેવું સત્ય ગણી તેવી

રીતે સમજાવવાનો ને બેસડવાનો પ્રયત્ન કરે છે. જેમ હિરણ્ય કશ્યપૂને પેટે બાળ પ્રલ્હાદ જનમ્યો. એને બદલે "હરિણ કાસવ (મરાઠીમાં કાસવ એટલે કાચબો થાય છે.) ને પેટે પરળમાં બાળ જનમ્યો" એમ કહે છે, અને તેનું નિરૂપણ પણ એમ કરે છે, કે દેવના અવતાર આપણે દસજ સાંભળ્યા છે. પણ ભક્તોને માટે પરમેશ્વરને અનેક અવતાર લેવા પડે છે. એનો દાખલો એજ છે કે ઇશ્વરને હિરણના, કાચબાના પેટે જન્મ લેવો પડયો અને છેવટે પરળમાં પણ લેવો પડયો! એ ઉપરથી જુઓ કે ભક્ત વત્સલ પરમેશ્વરને કેટલા અવતાર લેવા પડેછે? વગેરે ઘણા ભક્તિપુરઃસર કહેછે. પરંતુ આવો અર્થ અહિંઆ બરાબર બેસતો નથી એવી કલ્પના પણ એમના મનમાં આવતી નથી. અને બીજું કોઈ એવી શંકા કાઢેતો તે એમનાથી સહન થતી નથી. એમાં એમનો વાંક નથી, પણ એમની અંધ પરંપરા ભક્તિનું જોર છે. તથા એવા માણસો આ પરંપરાને ભાવિક ભક્તિથી વળગી રહે છે. વધારે વિચાર કરતા નથી એટલુંજ. એમાંનીજ કેટલીક વાતો આ અમારો સિપાઈ પણ કરતો હતો. કોઈ કોઈ વખતે તે ભગવત ભક્તની વાતો કહેતો ત્યારે તે છેક ગળગળો થઈ જતો; પણ એનો અર્થ કહેતી વખતે ઉપર કહ્યા મુજબ અર્થનો અનર્થ કરતો. તો પણ એનો અર્થ હું લક્ષ આપીને સાંભળતી. કારણ કે એના જેવા ભાવિક ઘરડાને નારાજ કરવાનું મને ગમતું નહિ. હું ઘેર આવ્યા પછી જમતી વખતે "પોતાને" આ કહેતી ત્યારે તેમને ઘણું હસવું આવતું.

આ પ્રમાણે રોજ સવારે બગીચામાં ચાલીને જવાથી મને કસરત પણ થતી અને તાજી શાક ભાજી તથા ફુલો પણ મળતાં. ઠંડીના દિવસમાં દરરોજ ચારસો પાંચસો ગુલાબનાં ફુલો નિકળતાં, અને વેંગણ તથા દુધી બે ત્રણ ટોપલા ભરી નિકળતાં. એમાંથી ઘરમાં ખર્ચ જેટલી ભાજીને સોપારી તૈયાર કરવા માટે ગુલાબનાં ફુલ (પોતાને ગુલાબમાં તૈયાર કરેલી સોપારી બહુ પસંદ હતી તેથી તે હમેશાં કરવી પડતી) રાખતાં ને બાકીનો માલ, નોકર સાથે વેચવા મોકલી જે પૈસા ઉપજતા તે તેજ તારીખે બગીચાને ખાતે જમે કરતી. આઠ ચાર દિવસે બધો માલ ઘેર રાખી લઈ મિત્રોને તથા ઓળખીતાઓને ત્યાં થોડી થોડી ભાજી તથા ફુલો વગેરે મોકલાવાવી દેવા એમ "પોતાનું" કહેવું હતું, અને તે પ્રમાણે હું કરતી.

એજ સાલમાં નાશકમાં પ્રાર્થના સમાજની સ્થાપના "પોતે" દેશમુખ, કેતકર, વાડ વગેરે મિત્ર મંડળની સહાયથી કરી. રાવ બહાદુર ગોપાળરાવ હરી દેશમુખ ત્યાં જોઈન્ટ જડજ હતા એમની છ વહુઓ (દીકરાની વહુઓ) તથા બે કન્યાઓ એ વખતના જમાનાના પ્રમાણમાં ઠીક શિખેલાં હતાં. એમનાં પત્ની જુના વિચારનાં હતાં. તો પણ એમને ઉત્તમ લખતાં વાંચતાં આવડતું હતું. કથા સાંભળવાનું તથા વાંચવાનું એમને ઘણું ગમતું. એ ઘણા ખરાં વૃતો તથા વાર પર્વણિએ દાન ધર્મ કરતાં. તેઓ આ કારણસર વારંવાર ગામામાંની સ્ત્રીઓને હળદકુંકુ (દક્ષણી લોકોમાં ચૈત્ર મહિનામાં તથા શ્રાવણ મહિનાના મંગળવાર

વગેરે વગેરે તહેવારોએ સ્ત્રીઓ અરસ પરસ પોતાની ઓળખીતીઓને પોત પોતાને ઘેર તેડાવે છે. અને તે વખતે સૌભાગ્ય ચિન્હો એટલે કુંકુમ તથા હળદર આપેછે તથા પલાળેલા ચણાથી અથવા ઘઉંથી ખોળો ભરેછે તેમજ ફુલો આપેછે એવો રિવાજછે. ) ને માટે બોલાવતાં તેથી મારૂં પણ એમને ઘેર જવું આવવું થવા લાગ્યું તેથી મારોપરિચય વધારે થયો. રા. સા. દેશમુખ તથા પોતે બન્ને જણા સ્ત્રી શિક્ષણના અભિમાની હોવાથી, આપણી સ્ત્રીઓએ હળદર કુંકુના નિમિત્તથી પણ ગામની સ્ત્રીઓને વારંવાર એક ઠેકાણે ભેગી કરી સીતા, સાવિત્રી, વગેરે પ્રાચીન સાધ્વીઓનાં ચરિત્રો એમને વાંચી દેખાડવાં તથા શિક્ષણ તરફ એમનું મન વાળવું, તેમજ ગામની છોકરીઓની નિશાળો જોવી, અને તેમને ઉત્તેજન આપવામાટે કાંઈ અલ્પ સ્વલ્પ બક્ષિસો આપવી, વગેરે વાતો તેમને ઘણી ગમતી હતી. એ વિશે હમને આગ્રહ કરતા.

આ વાતોને ઘણા દિવસ ન થયા એટલામાં એવો એક પ્રસંગ બની આવ્યો કે મે. ફાગલન સાહેબ થાણાના શેસન્સ જડજ નાશક શેસન્સ ચલાવવા આવ્યા. એમનો મુકામ ત્યાં આસરે આઠ દસ દિવસ હતો. એમની સાથે એમનાં પત્ની તથા તેનાં નાની ઉમરની સાળી હતાં. આ બન્ને જણાં નાની ઉમરનાં તથા ખુલ્લા દિલનાં હતાં. હિંદુ સ્ત્રીઓની પોતાને ઓળખાણ થાય એવી એમને હોંસ હોવાને લીધે, એ બન્ને જણી બીજે દિવસે પોતાની મેળે અમારે ત્યાં મળવા આવ્યા. એટલે ત્રીજે દિવસે અમે પણ સામી મુલાકાતે તેમને ત્યાં ગયાં. દેશ

મુખની બન્ને છોકરીઓ, હું, મિસીસ કાગલન તેમની બેન, એમ અમે બધી સમાન વયની હોવાને લીધે ઉપર કહેલી બે મુલાકાતમાં અમારો ને એમનો સારો પરીચય થયો. સવારે તથા સાંજે કોઇ દિવસ હમારા બગીચા તરફ, કોઈ વખતે શરણપુર તરફ કોઈવાર સુંદર નારાયણના ઘાટ તરફ, તેમજ કોઈ વખતે મુઠેના બગીચા તરફ અમે ફરવા જતાં હતાં એજ વખતે કોઈ ગડબોલે નામના ડેપ્યુટી એજયુકેશનલ ઇન્સ્પેકટર ત્યાંની નિશાળો તપાસવા આવ્યા હતા. તે વખતે નાશકમાં દ્વારકનાથ રઘોબા તરખડકર નામના ગ્રહસ્થ ત્યાંની હાઈ સ્કુલના હેડ માસ્તર હતા, એમનાં પત્ની સૌ. લક્ષ્મીબાઇ જોકે મારાથી ઉમરે ઘણાં મોટાં હતાં, તો પણ સરખી વયની બેનપણીની માફક હસી રમીને ખુલ્લા દિલથી વર્તતાં. મને ઊનનું તથા સાદું સીવવાનું તેમણેજ શિખવ્યું. આ વખતે મારા કાકા સસરાજીની નાની દીકરી સખુબાઈ ઠોસર મુંબાઈથી નાશકમાં પીયેર આવ્યાં હતાં. તેઓ જોકે નણંદ હતાં, તો પણ વર્તનમાં સગી બેનની માફક ખરા પ્રેમથી રહેતાં, તેથી અમે બન્ને નણંદ ભોજાઈ તથા સૌ. લક્ષ્મીબાઈ એમ ત્રણે જણામાં બહેનો બહેનોના જેવો પ્રેમ ઉતપન્ન થયો, તેથી દરરોજ એક વખત પણ મળ્યા વગર અમને ચેન પડતું નહિ. તે અમારે ત્યાં આવતાં અથવા અમે તેમને ત્યાં જતાં. એવો ક્રમ ચાલતો. અમને એમની સાથેની વાતચીમાંથી ઘણી માહિતી મળતી. મિસિસ કાગલન અહિંઆ આવ્યા પછી તેઓ પણ અમારી સાથે રહેતાં.

ઉપર કહ્યા મુજબ ડેપ્યુટી ઈન્સ્પેક્ટરે નિશાળો તપાસી રહ્યા પછી કન્યાશાળાનો બક્ષિસ સમારંભ કર્યો. આ વખતે મિસિસ કાગલન ત્યાં હોવાને લીધે તેમનેજ હાથે આ સમારંભ કરવો એવો વિચાર કરી તેઓએ તથા રાવબહાદુર દેશમુખે "પોતાને" એવિશે પુછી દિવસ મુકરર કરવા માટે અમારે ઘેર આવ્યા. તેઓએ દિવસ વગેરે ઠેરવ્યો. આ સમારંભમાં જેટલી વધારે સ્ત્રીઓ આવશે તેટલી શોભા વધશે, માટે શું કરવા થી તેઓ વધારે આવે એ વિશે વિચાર કરી, એવું ઠેરવ્યું કે કેટલાંક જુના કુટુંબના તથા જાગીરદારોની સ્ત્રીઓ પ્રકત નિમંત્રણ પત્રિકાથી આવશે નહિ, માટે સ્ત્રીઓએ તેમને ઘેર જઇને નિમંત્રણ આપવાં જોઈએ, એટલે તેઓ આવશે. આ કામ આપણા બન્નેના ઘરની સ્ત્રીઓ કબુલ કરે તો પછી ગામના વકીલોની તથા સરકારી નોકરોની સ્ત્રીઓ આવે એવી તજવીજ હું કરીશ, એમ ડેપ્યુટીએ કહ્યું, ને તેઓ જતા રહ્યા. દેશમુખની બે દીકરીઓ તથા હું એમ ત્રણ જણીઓએ યાદીમાં લખેલાં ઘેર જઇ નિમંત્રણ કરવાં એવું મુકરર કર્યા પછી દેશમુખ પણ ગયા. ઉપર કહ્યા મુજબ નક્કી થયા પછી એક બે દિવસ પછી મેં અને દેશમુખની દીકરીઓએ ઘેરેઘેર જઇને નિમંત્રણ કર્યાં. તે પ્રમાણે સમારંભ ને દિવસે આસરે ૫૦-૬૦ સ્ત્રીઓ ભેગી થઇ. આ સંખ્યા તે વખતે અમને ઘણી મોટી લાગી. કેમકે પુરૂષો તથા સ્ત્રીઓનો એકત્ર ભેગાં થવાનો નાશકમાં આ પહેલોજ પ્રસંગ હતો. ગામના બીજા પુરૂષોને આમંત્રણ કર્યાં ન હતાં; પણ સ્ત્રી શિક્ષણના ચાહનારાઓ તથા આગેવાન ૧૦-૧૨ ગૃહસ્થજ માત્ર હાજર હતા.

કાર્યક્રમ કર્યા મુજબ બધા માણસો ભેગા થયા પછી છોકરીઓએ ઈશ્વરસ્તવન તથા સ્વાગત ગીતો ગાયાં. ડેપ્યુટીએ આગલા વર્ષનો રીપોર્ટ વાંચી સંભળાવ્યો. પછી મિસિસ કાગલનને હાથે ઈનામો વહેચ્યાં બાદ મિસિસ કાગલનનો આભાર માનવા તથા ભેગી થયેલી સ્ત્રીઓને ઉત્તેજન ને ઉપદેશ મળે તેને માટે કંઇક "પોતે" લખી આપ્યું હતું તે દેશમુખનાં પત્નીએ ઉઠીને વાંચવું એવું નક્કી થયું હતું. પણ છેલ્લી ઘડીએ તેઓએ વાંચવાની ના કહેવાથી "પોતે" મને વાંચવાનું કહ્યું તે પ્રમાણે મેં તે કાગળ વાંચી દેખાડી મિસિસ કાગલન તથા ભેગી થયેલી સન્નારીઓનો આભાર માની હું બેસી ગઈ, એટલે ડેપ્યુટીએ હાર કલગીનો થાળ મારી પાસે લાવી મુકયો. મેં એમાંથી એક હાર મિસિસ કાગલનને પહેલાં પહેરાવી પછી એમનાં માને તથા બેનને પહેરાવી એક હાર જેવોને તેવો થાળમાં રાખી મુકી તે થાળ ડેપ્યુટી તરફ ખસેડયો. તે હાર સાહેબને પહેરાવવાનું ડેપ્યુટીએ ધીમેથી કહ્યું. મેં તુરતજ ચોખ્ખી ના પાડી ને મને તેમના ઉપર ઘણો ગુસ્સો આવ્યો. રા. સા. દેશમુખ મારા તરફ જોતા હતા તે મુંછમાં ને મુંછમાં હસ્યા અને એકદમ ઉઠી ડેપ્યુટીના હાથમાંની થાળમાંથી હાર ઉપાડી લઈ તે કાગલન સાહેબના ગળામાં પહેરાવ્યો, અને કલગી અત્તર વગેરે આપ્યું. દેશમુખની બંને દીકરીઓએ ભેગી થયેલી સન્નારીઓને હળદર, કંકુ, પાન બીડાં, ગજરા, અત્તર, ગુલાબ વગેરે આપ્યા પછી સમારંભ પુરો થયો, અને અમે સૌ સૌને ઘેર ગયાં.

રાત્રે સુતી વખતે જાણી જોઇને પોતે હસતાં હસતાં વિનોદથી કહ્યું કે, "તમારી સભા સારી રીતે પાર પડીકે ? પણ સ્ત્રીઓને એટલો બધો પક્ષપાત શા માટે જોઇયે ? સભાની ખટપટ બધી પુરૂષોએજ કરી. સ્ત્રીઓ તૈયાર ઉપર આવીને બેઠી તેં ત્રણ જણીને માત્ર હાર પહેરાવ્યા ને બિચારા ફાગસન સાહેબને કેમ છોડી દીધા ?"

મેં કહ્યું, "હું હિન્દુ ન હોતતો એ વિશે મને પણ ખોટું લાગત નહિ ? ડેપ્યુટી હિન્દુ તથા પુખ્ત છે છતાં તેમણે સાહેબને હાર પહેરાવવાનું મને કહ્યું, તેથી મને અચંબો લાગ્યો ને ગુસ્સો પણ આવ્યો."

"પણ તારી બાજુ દેશમુખે ઉપાડી લીધીને ?"

મેં કહ્યું, "એમની વાત શા માટે કરોછો ? તેઓ ઘણા મોટા મનવાળા છે, તેઓ એવા કુત્સિત પરીક્ષક નહોય."

એટલે કહ્યું કે, "ડેપ્યુટીઉપર તું અમથીજ ગુસ્સે થઈ એમનો પણ એમાં કાંઈ કુત્સિત હેતુ નહિ હશે, એમણે સેહેજ સુચવ્યું હશે. ઘણીક વાર આવી વાતો પહેલી ધ્યાનમાં આવતી નથી. બાકી વ્યવહારમાં કમી ખરા."

બીજે દિવસે લક્ષ્મીબાઇ મળવા આવ્યાં. એમણે કહ્યું કે, "કાલની આપણી સભા સારી થઈ. પણ ડેપ્યુટીની યુક્તિ તમારા ધ્યાનમાં ઝટ આવી એ ઠીક થયું. મને પણ ભારે ફીકર થઈ પડી હતી." એ વાત થયા પછી અમે ત્રણે બેન પણીઓ જુદાં પડ્યાં. સૌ. સખુ નણંદ સાસરે ગયાં. અમારી બદલી એકાએક ધુળીએ થઇ. અને સૌ. લક્ષ્મીબાઈ નાશ-

ક્રમાંજ રહ્યાં. એમની તથા અમારી ફરી મુલાકાત થઇ નહિ કારણ કે તેઓ એક વરસ પછી ગુજરી ગયાં.

---

# ભાગ છઠ્ઠો.



## ધુળીઆ ઈ. સ. ૧૮૭૯-૮૦.

ઇ. સ. ૧૮૭૯ ના મે મહિનાની રજામાં અમે નાશકથી પુણે આવ્યાં. આ વખતે મે મહિનાની રજા હોવાથી બધા ગ્રેજયુએટોને તે મહિનો દીવાળીના તેહેવાર કરતાં પણ વધારે તેહેવાર તથા ઉત્સાહનો લાગતો. કારણકે તે વખતે જુની તથા નવી મંડળીમાં પરસ્પર પ્રેમ તથા આદર બુદ્ધિ વધારે રહેતી હતી. તેમણે પોતાનું આગેવાનપણું પૂર્ણ વિશ્વાસથી એકનેજ હાથે સોંપ્યુ હતું. તે મજબુત તથા સામર્થ્યવાન હાથે પોતાના ઉપરની જવાબદારી પૂર્ણ રીતે ઓળખી પુણાની જીર્ણ થયેલી જુની નૌકા કેટલાક વર્ષો સુધી સરળપણે ચલાવી હતી. જેમ છોકરીઓ ઘણા દિવસે દૂરથી પીયેર બેનો તથા ભાભીઓ વચ્ચે આવેછે, અને તે જેટલા દિવસ અતિશય આનંદમાં ગાળી એક બીજી સાથે પ્યારથી તથા ખુલ્લા દિલથી રહેછે, તથા વડીલો સાથે પણ પ્યારથી ને આદરથી વર્તે છે અને વડીલો હોંશથી તેમનાં લાડ પુરાં પાડે છે. એવી રીતે તેઓ એક બીજી ને પરસ્પર ભેટ તથા સહવાસનો મોટો

લાભ થયેલો સમજે છે. તેજ પ્રમાણે પુણાની સ્થિતિ આસરે પંદર વર્ષ સુધી એતલ હતી, એમ કહેવામાં હરકત નથી. બે મહિનાની રજા એટલે પોતાને તથા આ બધા માણસોને આ તક અપૂર્વ લાગતી. વસંતઋતુની શરૂઆતમાં જુનાં તથા નવાં બધાં લતા વૃક્ષોને પલ્લવ ફુટી નવાં અંકુર આવે છે, તે પ્રમાણે આ વસંતઋતુમાં મિત્રોને નવા નવા સુઝેલા વિચાર એકત્ર કરી, સુવ્યવસ્થિત રીતે જોડી તથા ગોઠવીને ઉત્તમ તથા ઉપયોગી કામ તરફ વાળવાનું કુશળ માળીનું કામ "પોતાને" કરવાનું હતું. "પોતાની" તરફથી એ કામ બધા માણસોની ઇચ્છા પ્રમાણે થતું.

વરસના બાર મહિનામાં આ બે મહિના સુધી "પોતાને" અવિશ્રાંત કામ કરવું પડતું. આખી રાતમાં કોઇ કોઈ વખતે તો બબે કલાક પણ ઉંઘવાનું મળતું નહિ, એવી કેટલીક રાતો જતી. તોપણ એ વિશે એમને કંટાળો આવતો નહિ. એ કામ કોઇએ કરવું તે કરવું એમ નહિ, પણ ઉલટું અતિશય પસંદગીનું કામ હોય એમ લાગતું. તેથી થાકતા ન હતા, અને વિશ્રાંતિની જરૂરીઆત પણ લાગતી નહિ. આ સમયે પુણામાં વસન્તવ્યાખ્યાન માળા તથા વક્તૃત્વોત્તેજક સભા ચાલુ હતી; અને એવીજ બીજી નૈમિત્તિક સભાઓ તથા કમિટીઓ વગેરે કાંઈનેકાંઈ દરરોજ ઉત્પન્ન થાયજ. એ બધું સાંભળી લેતાને વળી સવાર સાંજ જુના તથા નવા મિત્રોની બેઠક અમારેજ ઘેર થતી. આ લોકો એકવાર બેસી ભવતી ન ભવતી શરૂ કરતા; એટલે એટલે વખત સર જમવા કોઈ

દિવસ ઉઠતા નહિ. દિવસે બાર અથવા એક પણ વાગતો અને રાત્રે સાડાદસ અને અગિઆર પણ જમવાં બેસતા થતા. આગળ જતાં ઉંઘનું પણ એવુંજ; જમ્યા પછી ઘરમાંનાં વડીલ માણસો સાથે તથા આશ્રિતો સાથે બાર વાગ્યા સુધી વાતચિત કરતા અને પછી સુવા ઉઠતા. દિવસે ઘણો વિચાર કર્યો ન હોય તો નિદ્રા ઝટ આવતી. પણ એથી ઉલટું કાંઇ પણ નવા વિચારમાં દિવસ ગયો હોયતો લોકની નજરે બિછાના પર સુતેલા જેવા લાગતા, પણ તે દિવસના વિશેષ વિચારમાં મન ગુંથાયલું હોવાથી કોઈ કોઇ વાર ઊંઘ આવ્યા વગરજ આખી રાત જતી. પણ આ જાગરણ મનના ઉલ્લાસનું હોવાને લીધે તેનાથી થાક કે ત્રાસ લાગતો ન હતો.

એવા આનંદમાં જનારી મે મહિનાની રજામાં અમે નાશકથી પુણે આવ્યાં હતાં. આ વર્ષે વાસુદેવ બળવંત ફડકેના બંડની તથા આસપાસ બીજે ઠેકાણે ધાડ પાડનારાઓની ધામધુમીની સાચી ખોટી બાતમીઓ હમેશાં સવારસાંજ મંડળી મળતી ત્યારે આવતી. વળી એ સંબંધે કેટલાક આબરૂદાર ગૃહસ્થોને પરોક્ષ અથવા અપરોક્ષ રીતથી ત્રાસ પહોંચે છે એવી પણ હકીકત "પોતેના" કાને આવતી. આ સમયે અમારા પુણાવાળાઓના દુર્દૈવથી તા. ૧૬ મે ઇ. સ. ૧૮૭૯ ની રાત્રે આસરે બે વાગે પેશવાઓનું સ્મારક તથા શેહેર શોભાવનાર એક બુધવારનો તથા બીજો વિશ્રામબાગનો વાડો એ બે હવેલીઓ તેમાં એકાએક આગ લાગી. સવાર સુધીમાં એ બંને વાડા બળીને ભસ્મ થઇ ગયા. આ

અગ્નિથી અમને ઘણો ત્રાસ થયો. આ વખતે મુંબાઈ ઇલાકાનું રાજ્ય ચલાવનાર પ્રતિનિધિ (અલ સાહેબ) હંસથી ઉલટી પ્રકૃતિના હતા. તેમજ એમના અનુયાયી પણ લેવાજ હોવાને લીધે દુધ પાણી જુદાં કરવાને બદલે ચાંચો મારીને ધાડ઼ પાડવા તરફ એમની વિશેષ પ્રવૃત્તિ હતી. એમના ધોરણ પર એંગ્લો ઈન્ડીઅન પત્રકર્તાઓ બરાબર તૈયારીથી રહી જેવો પવન આવે તેવી પીઠ ફેરવતા. આ વખતે મુંબાઈના "ટાઇમ્સ" પત્રે કુત્સિત લેખ લખી, વાડા બાળનાર રાનડેના નામની સાથે અમારા નામનો ખોટો સંબંધ જોડી દઇ સરકારના મતને બમણી પુષ્ટિ આપીને તેમનું મન વધારે દુષિત કર્યું. વાડાઓ બળ્યા પછી આશરે આઠમે દિવસે "દેખત હુકમે રજા પુરી થવાની રાહ ન જોતાં ધુળીએ જઇ ફર્સ્ટ કલાસ સબ જડજનો ચાર્જ લેવો," એવો હુકમ આવવાથી રજા પુરી થતા પહેલાં હમને ધુળીએ જઇ હાજર થવું પડયું. પુણેથી જતી વખતે, પુણાના તથા બીજા મિત્રોને ઘણું ખરાબ લાગ્યું. તથા તેમણે ઘણીજ લાગણીથી કહ્યું કે "આ વખતે તમારી ધુળીએ બદલી કરવામાં ખરેખર સરકારનો કાંઈક ગુઢ હેતુ હોવો જોઇએ. માટે આપ સાવધ રહેજો. આપના દિલ પ્રમાણે બધાનું દિલ ચોખ્ખું છે એમ સમજી બધા ઉપરજ વિશ્વાસ રાખી ચાલવું કામનું નથી. નહિતો "ધુળીઆની હવા ઉષ્ણ હોવાને લીધે મારી આંખોને ઠીક પડશે નહિ માટે મારી બદલી ત્યાં કરતા નહી." એવી સરકારને અરજ કરો."

ત્યારે તેમને સમજાવીને કહ્યું કે, "એ વાત માત્ર મને કહેશો નહિ. જ્યાં સુધી મારે એમની નોકરી કરવાની છે, ત્યાં સુધી કોઈ પણ બ્હાનું કાઢવું મને ગમતું નથી; બ્હાનાં કહાડી વિનંતિ કરવાનો વખત આવશે તો હું રાજીનામું આપી છુટો થઇશ. અને તે મને વધારે પસંદ પડશે," અમે ધુળીએ ગયા પછી પણ ઉપર કહેલા મિત્રોના એજ મતલબના કાગળો આવતા. આ પત્રોમાં એમનાં લખવા પ્રમાણે એક અનુભવ તો અમને જલદીજ થયો. ત્યાં ગયાને આસરે એક મહીનો થયા પછી અમારી રોજની ટપાલ હમેશ કરતાં મોડી મળવા લાગી. અને તે ફરી ચોંટાડેલી (એટલે એકવાર ઉઘાડી ફરી ચોંટાડેલા) મળવા લાગી અને તે પણ વખતસર ન મળતાં લોકોને મળે તે કરતાં મોડી મળવા લાગી. અમારો સિપાઈ રોજ ટપાલ લેવા જતો હતો તો પણ અમારીજ ટપાલ કેમ મોડી મળે છે, એની સમજ પડતી નહિ. અમે ઉલટા સિપાઇ પર ગુસ્સે થતા, કે તુંજ ટપાલ લેવા મોડો જતો હોઇશ, કે કોઇ ઠેકાણે ગપાટા મારવા બેસતો હોઈશ તે કહેતો, "નહિ મારારાજ! હું માસ્તરને ટપાલ જલદી આપો, એમ કહું છું, પણ બધી ડીલીવરી થાય ત્યાં સુધી માસ્તર તે તરફ ધ્યાન આપતા નથી ને પોતાનું કામ થઈ રહ્યા વગર ટપાલ પણ આપતા નથી."

એ સાંભળતાં **પોતાના** લક્ષમાં કાંઇક આવ્યું હોય તેમ મને કહ્યું કે, "તે ગરીબના પર શું કરવા ગુસ્સો કરે છે? આ સંબંધમાં કાંઇક બીજુંજ કારસ્તાન હોવું જોઇએ એમ મને લાગે છે."

મને આ બીજા વાક્યનો અર્થ બરાબર સમજાયો નહિ; પણ સિપાઇના પર એ બાબત ફરી ગુસ્સો કરવો નહિ એટલું માત્ર મેં લક્ષમાં રાખ્યું.

પછી સુમારે બે મહિને એક દિવસે સાંજના તે વખતના ત્યાંના એસિસ્ટંટ કલેક્ટર અમારા ઘર પાસે આવ્યા અને "ફરવા આવો છો કે?" એમ "પોતાને" પુછ્યું.

હા પાડ્યા પછી તેઓએ કહ્યું, "ગાડી જોડવાની ખટપટ શું કામ કરો છો? મારીજ ગાડીમાં ચાલો." એટલે "પોતે" તેમની સાથે ગયા. આસરે બે કલાક પછી ઘેર આવ્યા અને મને કહ્યું કે, "જો, મને લાગ્યું હતું તેજ આખરે ખરૂં પડ્યું. આપણે ટપાલ વિશે આપણા સિપાઈ પર ગુસ્સે થતાં હતાં, પણ એનો એમાં કાંઇ સંબંધ નહતો. તે બધી ખટપટ ઉપરીઓ તરફથી થઈ હતી. આજે સાહેબ સહેજ બોલતાં બોલતાં બોલી ગયા કે, ગયા થોડા દિવસ મારે આપની સાથે જરા અવિશ્વાસથી વર્તવું પડ્યું, તેથી હું ઘણો દિલગીર છું."

તે દીવસે એ વિશે અમારે ઘણી વાત થઈ. તેમાં સરકારનો તે વખતે પુણાના લોક ઉપર અવિશ્વાસ અને તેજ ધોરણ પર ચંયેલ કારસ્તાનો, બાબત ઘણી વાતો કહી. એ વાતો સાંભળ્યા ઉપરથી માત્ર પુણાના મિત્રો મને એવું કેમ લખતા હતા તે સમજાયું. તે શિવાય એકેક બબ્બે દિવસે વાસુદેવ બળવંત ફડકેની કે હરી રામોશીની સહીના, જેમાં બંડ કરવાનો અથવા ધાડ પાડવાનો કાલે ફલાણે ઠેકાણે બેત રાખ્યો છે, ફલાણા માણસો હથિઆરો મેળલેછે; વગેરે હકીકતના કાગળો ફુટ્યા વગર

આવતા. એ આવતા ત્યારે વાંચી જોઇ પાકીટ સુધ્ધાં જવાને તેવા ફોજદારપાસે મોકલવાનો "પોતે" નિયમ રાખ્યો હતો. ઉપર કહેલા કાગળો બંડખોર કે ધાડ પાડનારા લોકોના નામથી લખેલા પોલીસ ખાતામાંથીજ મોકલ્યા હશે, એવો પકકો વહેમ આવ્યાથી તે પાછા એમનીજ પાસે મોકલવામાં આવતા. નહિતો બીજા નનામા અને ગાંડા લોકોના કાગળો ગમે તે બાબતના આવતા, પણ તેમાં બંડનો કે સરકારી કોઈ પણ વિચાર કરવા સરખી હકીકત ન હોવાને લીધે તે વાંચ્યા પછી તરત ફાડી નાંખવામાં આવતા. આ પ્રમાણે પહેલા બે ચાર મહિના સુધી "પોતાના" મનને ઘણો ત્રાસ થવાને લીધે તથા મારો પણ બપોરનો વખત એકલી હોવાને લીધે ખિન્નતામાં તથા કંટાળા ભરેલો જવા લાગ્યો.

મારો નાસિકનો અભ્યાસ અત્રે પણ શરૂ રાખ્યો હતો. પણ બેનપણીઓ કોઈ નહોતી. "પોતે" કોરટમાંથી ઘેર આવ્યા પછી તથા ભાઉજી નિશાળમાંથી આવ્યા પછી અમે ત્રણ જણાં ટાંગામાં બેસી જમનો ગીરીની બાજુએ અથવા બીજી કોઈ જગોએ ફરવા જતાં. એક દિવસે તેમણે મને કહ્યું કે "આપણે આ ગામમાં આવ્યાં છીએ તો અંહીની કેટલીક સારી સ્ત્રીઓની ઓળખાણ કરી લેવી, એમને હળદર કંકુના નિમિત્તથી આપણે ઘેર બોલાવવી. કોઇ વખતે આપણે તેમને ત્યાં જવું. આથી પરિચય થઈ અત્રેના એમના રીત રીવાજની માહિતી મળે છે. સન્નારીઓના સહવાસથી આપણને ખબર ન હોય એવી ઘણી વાતો સહેજ જોવાથી

ધ્યાનમાં આવે છે; અને જગત્માં કેવી રીતે ચાલ્યાથી લોકો સારૂં કહેશે એનો અનુભવ મેળવાય છે. " એવું કહ્યા પછી દર શુકરવારે તથા મંગળવારે બપોરે હળદર કંકુના નિમિત્ત સ્ત્રીઓને હું બોલાવવા લાગી; અને તેઓ પણ આવવા લાગી. એ પ્રમાણે ઘણી ઓળખાણ થયા પછી કેટલીક જણીઓ સાહું સીવવાનું, ગળપટા તથા ટોપીઓ વગેરે કરવા સારૂ બપોરે અમારે ઘેર આવી બેસવા લાગી. મને સીવવાનું એમના જેટલુંજ આવડતું હતું. ગમે તેમ હો પણ મારો વખત સારી રીતે જવા લાગ્યો.

અમે ખોલ ગલ્લીમાં રહેતાં હતાં. એ ઘરની જોડાજોડ બીજા ભાગીયાભાગનું એવુંજ ઘર હતું, એ બીજા ઘરમાં માધવરાવ મોરેશ્વર નામના ખાનદેશી કુટુંબવત્સલ ગૃહસ્થ રહેતા હતા. તેમને ત્યાં વહુઓ, છોકરીઓ, બચ્ચાંઓ, ભાઇઓ, મા, વગેરે મોટું કુટુંબ હતું આ બધાં માણસો ઘણા સાલસ તથા માયાળુ હતા. આગળ જતાં એમની બદલી બહાર ગામ-થવાથી એમને પોતાનાં છોકરાં છૈયાંને લઈ જવું પડયું. એમના જવાથી મારી સારી સોબત જવાને લીધે મને ઘણું ખરાબ લાગ્યું, અને ફરી બીજો સારો પડોસ મેળવવા મારૂં ધ્યાન ખેંચાયું. થોડાજ દિવસ પછી કુટુંબ એક ત્યાં આવ્યું. એ પણ કુટુંબ વત્સલ હતું એટલે છોકરાઓ, તેમની વહુઓ, પત્ની, નોકર ચાકર વગેરે મળી ઘણાં માણસો હતાં. પરંતુ પ્રેમ તથા વત્સલતા એ બંને એમનાથી ઘણાં દૂર હતાં. એવિશે બધી હકીગત મને એમની બંને વહુઓ તથા પત્ની તરફથી માલમ

પડી. મુખ્ય બાઈ સ્વભાવે માયાળુ, પુખ્ત અને ધાર્મિક હતાં. હિન્દુ કુટુંબમાં સુખોનાં સાધન જે આપણે સમજીયે છીયે, તે એમને અનુકૂળ હતાં; તેથી એ મોટાં ભાગ્યશાળી છે એમ મારી સમજ હતી. પરંતુ તેઓ ઘણાં દુઃખી છે એમ એમની સાથે પરિચય થયા પછી તુરત મારા ધ્યાનમાં આવ્યું. તથા આ પડોસ આપણી પાસે ન હોય તો સારૂં એમ લાગવા માંડયું. એ બાઈને દીકરી ન હતી અને એમને દીકરીની ઘણી હોંસ હતી. તેથીજ કે શાથી પણ તેઓ મારાપર માની પેઠે પ્રેમ કરતાં; અને મને પણ એમની ઉપર લાગણી થતી. આ અમારા બન્ને ઘરોની વચ્ચોવચ્ચ બારણું હોવાને લીધે તે પહેલાના પાડોસીના વખતથીજ ઉઘાડું રહેતું. તથા આ પડોસ આવ્યો તે દિવસથી સૌ. કાકુ અને બંને વહુઓ દિવસમાં બે ચાર વખત એ દરવાજેથીજ અમારે ઘેર આવતાં. સવારે આવી વાળ ઓળાવતાં. મારે કાંઈ કરવું હોયતો તેઓ આવી ઉભાં રહી મને શિખવતાં. બપોરે પુરૂષ વર્ગ કચેરીમાં ગયા પછી બન્ને વહુઓને લઇને કાકુ હમારે ઘેર આવતાં.

ચાર મહિના પછી એક દિવસે કાકુ અમારે ઘેર આવી કહેવા લાગ્યાં કે " કાલે અમારે પુણે જવું છે."

મેં ગભરાઈ પુછયું, " એકાએક કેમ જવાનું થયું ? "

તેઓએ કહ્યું " અમારે ઘેર કારણ જોઈતું નથી. મનમાં આવે એટલે થયું; ધારે તે કારણ અને બાંધે તે ઘોરણ, એવી અમારી સ્થિતિ છે. આજ સુધી તમને નાની છોકરી જાણી સ્પષ્ટ કહ્યું નહિ, પણ તમને મેં મારી છોકરી

ગણી છે, એટલે કાંઈક કહી રાખું છું. જરા આમ બાજુએ આવો બેસીએ. આ છોકરીઓ આવી નથી ત્યાં સુધીમાં કાંઈક વાત થશે." એમ કહી તેમણે મને ઘણી વાતો કહી. તે કહેતી વખતે એમની આંખોમાંથી સતત પાણીની ધાર વહેતી હતી.

મને પણ બધી હકીકત સાંભાળતાં આશ્ચર્યથી તથા બીકથી ગભરામણ થઈને રોવું આવ્યું. કાકુએ મને આલિંગન દઈ કહ્યું કે, "તમે બીશો નહિ. વચલું બારણું બંધ રાખો. મેં કહેલી વાતો તમારા મનમાંજ રાખજો. આ વાતો તમારા ઘરમાંના માણસો જાણશે તો મારે માટે શું ધારશે?"

મેં કહ્યું, "ના; તમારે માટે શું લાગવાનું છે? તમે મને માની પેઠે માયાથી રાખી અને સોબત કરી તેનો અને હમણાંનો ઉપકાર હું કોઇ દિવસ ભુલવાની નથી."

એટલું બોલ્યા પછી હું શો વિચાર કરતી હતી તેની મનેજ સમજણ પડી નહિ. મન બહુજ ગુંચવણમાં પડયું હોય તેમ લાગ્યું. કાકુ ઘણી વાર સુધી અહિં તહિંની વાતો કરતાં હતાં, અને હું પણ એમની સાથે બોલતી હતી; પણ અમે શા વિશે બોલતાં હતાં, અને અમારામાંનું કોણ શું કહેતું હતું, એની મને કાંઈજ સમજ પડી નહિ. એ વખતે પણ જો મને કોઇએ પુછ્યું હોત તો કાંઈ કહેવાનું આવડત નહિ.

"પોતાને" આવવાની વખત થયેલી જોઈ તે ત્રણે જણીઓ ઉઠી ગઇ. પછી મારા જીવને જરાક નિરાંત વળી. આ વાત ઘેર આવે કે તરતજ કહેવી કે વાળુ કર્યા પછી સુતી વખતે

કહેવી તે વિશે હું મનમાં વિચાર કરવા લાગી. તે માણસની અધમતાની વાતો સાંભળી મારૂં મન ગભરાઈ ગયા જેવું થયું હતું, તથા વિના કારણે એકાએક રોવું આવતું. "પોતે" થાકી ને ઘેર આવશે ને એમને આ વાત કરીશ તો ત્રાસ પામશે, ને રાત્રે જમણ ભાવશે નહિ. માટે આ વાત મારે રાત્રેજ કહેવી એમ મેં ધાર્યું. હમેશ પ્રમાણે પાંચ સાડાપાંચે ઘેર આવ્યા. હું કપડાં કાઢી લેવા માટે હમેશની માફક આગળ ગઇ. કપડાં કાઢી લેતી વખતે, કાંઈ ને કાંઇ હંમેશની માફક વિનોદમાં પુછ્યું હશે, પણ મારૂં ધ્યાન ઠેકાણે ન હોવાને લીધે, મારા તરફથી જવાબ મળ્યો નહિ, તેથી કે કોણ જાણે કેમ "આજે આમ કેમ છે? તારા પીયેરનો કાંઈ કાગળ આવ્યો છે કે?" એવું પુછ્યું.

તે સાંભળી મેં એકદમ કહ્યું કે, "કાગળ બાગળ કાંઈ આવ્યુ નથી," એમ કહી ઝપટથી ભાઉજીને ખાવા આપું એમ કહી હું અંદર ચાલી ગઈ. ખાવાનું આપતી વખતે બપોરની હકીકત ફરવા જતી વખતે "પોતાને" કહેવી, રાત સુધી આપ-ણાથી રહેવાશે નહિ, એમ મનમાં મેં વિચાર કીધો. પછી હમે-શની માફક ફળો તથા સોપારી લઈ હું દિવાનખાનામાં ગઈ. ફળો ખાતી વખતે ફરી પહેલાં જેવું "આજ કાંઇ નવલ વિશેષ?" એમ પુછ્યું. ત્યારે મેં કહ્યું કે "આજ ફરવા જતી વખતે ગાડીમાં ઘણી વાતો કહેવી છે. "પોતે" કપડાં પહેર્યાં. ભાઉજી પરાળ કરી બહાર આવ્યા. ટાંગો દરવાજા આગળ તૈયાર હતોજ. ટાંગામાં અમે ત્રણે જણાં બેસી ફરવા ગયાં. ગાડીમાં બેઠા પછી

"પોતે" ફરી પુછશે એની વાટ ન જોતાં (એક વખત "પોતે" પુછેલા પ્રશ્નનો જવાબ ન મળે ફરી પુછવું પડે તો ગુસો આવતો, એ મને ખબર હતી તેથી) મેં પોતાની મેળેજ વાત કહેવાનો આરંભ કર્યો, પણ બધીજ વાતો ભાઉજીના સમક્ષ બોલવા જેવી ન હોવાને લીધે મેં તેનો સાર કહ્યો. એ ધ્યાનમાં આવ્યા પછી, ગાડી ઉભી રાખવા કહ્યું અને આપણે આજે એક માઇલ ચાલી આવીશું એમ કરી ચાલવા માંડયું. ભાઉજી પણ અમારી સાથે ચાલવા લાગ્યા. ત્યારે એમને "પોતે" ખીસામાંનું ઘડીઆળ કાઢી આપી કહ્યું કે, "આબા હમણાં કેટલા વાગ્યા છે તે જો. ઘડીઆળ બરાબર ખીસામાં નાંખ. આ માઈલથી બીજા માઇલ સુધી દોડતા જવાને કેટલી મિનિટ લાગે છે તે ત્યાં ગયા પછી બરાબર જોઇને મને કહેજે." "પોતાનું" સોનાનું ઘડીયાળ હાથમાં આવેલું જોઈ ભાઉજીને ઘણો આનંદ થયો અને એમણે "પોતે" કહ્યા મુજબ દોડવાનો આરંભ કર્યો. અમે હળવે હળવે ચાલવા લાગ્યાં. ચાલતાં ચાલતાં કાકુએ કહેલી બધી હકીકત જેવીને તેવી મેં કહી. મને ઘણું ખરાબ લાગ્યું. તથા આપણે હવે આ ઘર છોડી દેઇ બીજી જગાએ રહેવા જઇશું એમ મેં ઘણીવાર કહ્યું.

"પોતાની" આવખતની મુખ મુદ્રા ગંભીર થઇ હતી તેઓ ફક્ત વિચાર કરતા હતા. મને કાંઇજ જવાબ આપ્યો નહિ. રસ્તામાં ચાલતાં રસ્તાના બે ફાંટા આવ્યા. ભાઉજીને જે રસ્તેથી જવા કહ્યું હતું તે રસ્તે અમે ન જતાં વાતમાં ને વાતમાં બીજે રસ્તે ચડી ગયાં. એક માઈલ પુરો થઇને

બીજો આવ્યો, તો પણ આબા મળ્યા નહિ. એ જોઈ, તે "કેટલે બધે છેટે ગયો.?" એમ કહ્યું. અને પછી "પોતાની" ભૂલ ધ્યાનમાં આવતાં કહ્યું કે "આપણેજ ભુલ્યાં. તેને બીજે રસ્તે જવાનું કહી, તે રસ્તે આપણે ન જતાં વાતમાં ને વાતમાં અહિ આવ્યાં. ચાલ જલદી તે આપણી રાહ જોતો હશે." એમ કહી અમે ઉતાવળાં ચાલી ભાઉજી જયાં હતા ત્યાં આવી પહોંચ્યાં. ભાઉજી સાવ બીન્યા જેવા થઈ અમારી વાટ જોતા હતા. એમને પાસે લઈને કહ્યું કે, "અરે, વાતમાં ને વાતમાં અમે ભૂલથી બીજે રસ્તે ગયા, તેથી તારે વાટ જોવી પડી. ચાલ હવે આપણે પાછા જઇએ." એમ કહી અમે એક માઇલ વધારે ચાલી ટાંગો જયાં હતો ત્યાં આવ્યા. અને ત્યાર પછી જલદી ઘેર આવ્યાં; પણ હમેશાનાં કરતાં ઘણું મોડું થયું.

તે દિવસે હમેશ પ્રમાણે કાંઇ ન વાંચતાં મોડું થયું, માટે જલદી જમી લઇ સુવા ગયાં. ભાઉજી નાના હોવાને લીધે તે જલદીથી ઉંઘી ગયા, પણ અમને બીછાનાપર સુતા પછી ઘણીવાર સુધી ઉંઘ આવી નહિ. મને તો બપોરની વાતોનાજ વિચાર થયાં કરતા હતા. "પોતાના" મનની અવસ્થા શું થઈ હશે તે કોણ જાણે, આશરે બાર વાગ્યા સુધી અમે પોત પોતાની જગ્યાએ છાનાંમાનાં પડ્યાં હતાં; અને અને બાર વાગે બોલવાની શરૂઆત કરી" અનીતિમાન માણસ તરફથી નીતિમાન્ માણસને કોઇ દિવસ બીવાનું કારણ નથી. એ વિશે અમથા બીવું નહિ, અને ચિંતા કરવી નહિ. ખરાબ વાતો બોલવામાં જેટલી સેહેલી હોયછે, તેટલી કર-

વામાં સહેલી નથી હોતી. આ લોકો બહારથી મસ્તીનું અથવા ઉદ્ધતાઈનું ડોળ ઘાલે પણ તેઓ અંદરથી બીકણ હોય છે. તેથી નીતિમાન્ માણસો આગળ એમનાથી ક્ષણભર પણ ટકી શકાતું નથી. તે બાઇએ કહ્યા પ્રમાણે વચલા બારણાને તાળું મારી શાંત દિલથી આપણા ઘરમાં કાંઈને કાંઈ પણ ઉદ્યોગમાં રહેવું. મન નિરૂદ્યોગી ન હોય એટલે તે અમથી ફાળજી કે બીક રાખતું નથી. તને પાંચ કે છ સુધી કલાક એકલા રહેવું પડેછે. તેટલો વખત ટાઈમ ટેબલ પ્રમાણે નીમેલા કામમાં ગાળવો એટલે તે કંટાળા ભરેલો લાગશે નહી." વગેરે ઘણીક વાતો કહીને મારા ગભરાયલા હૃદયને ધીરજ આપી. પછી પોતાની બદલી મુંબઈ થયાથી અમે જલદી મુંબાઇ ગયાં અને આ અધમ ગૃહસ્થનો પાડોશ છૂટયો.

---

# ભાગ સાતમો.

## ઈ. સ. ૧૮૮૧.

તા. ૩ માહે જાનેવારી ઈ. સ. ૧૮૮૧ ને રોજે અમે મુંબાઈ આવ્યાં. પછી પ્રેસિડેન્સિ મેજીસ્ટ્રેટ મી. ડોસાભાઈ ફરામજી કડાકા પાસેથી પોતે ચાર્જ લીધો. આબદલી માત્ર ત્રણ મહિના માટે થઈ હતી. હમે ખેતવાડી શેતઓળમાં એક બંગલો ભાડે લીધો, અને ડોકટર ભાંડારકરના પાડોસમાં રહેવા ગયાં. આજ વખતે ડોકટર ભાંડારકરના કુટુંબની

સ્ત્રીઓ સાથે મારે પહેલવહેલી ઓળખાણ થઈ. એમની વડીલ પુત્રી શાન્તાબાઈને અને મારે સખ્યતા થઇ. તેથી અમે એક બીજા પાંસે વારંવાર જવા આવવા લાગ્યાં. તેથી એમનાં મા, બેન, તથા ભાભીઓ સાથે મારો પરિચય થયો. કુટુંબમાં મુખ્ય સ્વામિની જો પ્રેમળ ધર્મ નિષ્ઠ તથા ઉદ્યોગી હોયતો ઘરમાંનાં બધાં માણસો સુખી નીતિમાન્ તથા ઉદ્યોગી થાયછે. અને તેમના દિવસો આનંદમાં જઈ સ્વર્ગસુખ અહિંજ છે. એમ એમને ભાસે છે, તે બરાબર છે; એવાં જે કેટલાંક ભાગ્યવાન કુટુંબો અમારા જોવામાં આવ્યાં તેમાં ડોકટર ભાંડારકરનુ નામ પહેલું આવશે. એમ હું સમજું છું. સૌ. અન્નપુર્ણાબાઈ ભાંડારકર પોતાની દીકરીઓ સાથે તથા વહુઓ સાથે એક સરખીજ રીતે વર્તતાં. એવી રીત કુટુંબમાં ઘણેજ થોડે ઠેકાણે હોય છે. દરેક ઠેકાણે કાંઈક પણ નજરે આવેછે, પણ એમના ઘરમાં ભેદભાવ કદી દેખાયો નથી. તેથી કુટુંબનાં બધા માણસો સંપથી તથા આનંદથી રહેતાં. એવું જેમ જેમ મારા લક્ષમાં આવતું ગયું તેમ તેમ આ બાઇ વિશે મારી આદરબુદ્ધિ વધતી ગઇ, અને આગળ જતાં તો તેઓ મને માતા જેવાં ભાસવાં લાગ્યાં. તેજ ભાવથી હું તેમની સાથે રહેતી અને તેઓ પણ મારા ઉપર પ્રેમ રાખી વખતોવખત શિખામણની વાતો કહેતાં. સૌ. શાન્તાબાઇનું તથા મારૂં એક બીજાપરનું હેત છેવટ સુધી જેવું ને તેવું શુદ્ધ અને દૃઢ હતું. અમારા ચોવીસ વર્ષના સ્નેહમાં અમારી કોઈ દિવસ પણ ગેરસમજ થઈ નથી. એક બીજાને પ્રત્યક્ષ કે પરોક્ષ કોઈ દિવસ નિંદા

કરવાનો પ્રસંગ આવ્યો નથી. તેઓ અતિશય ધાર્મિક સત્યનિષ્ઠ તથા ઉદ્યોગી હતાં. તેઓ ઈ. સ. ૧૯૦૪ માં અજ્ઞાન બાળકોને તથા વૃદ્ધ અને વત્સલ પિતાને, પૂજ્ય પતિને તથા અમો બધી બેન પણીઓને આકર્ષણ લગાડી આ અશાશ્વત ઈહલોક છોડી અક્ષય્ય સુખ ભોગવવા પરલોક વાસીની થયાં.

મુંબઈની પ્રાર્થના સમાજની મુખ્ય શાળામાં આર્ય મહિલા સમાજ નામની સંસ્થા પંડિતા રમાબાઈએ સ્થાપન કરી હતી. તેની સભાઓ દર શનિવારે ભરાતી હતી. સભામાં આઠ દશ સ્ત્રીઓ તથા ચાર છ પુખ્ત પુરૂષો આવતા હતા. કોઈ એકાદા વિષયપર થોડુંક લખી લાવતા અને કોઇ કોઈ વાર પુસ્તકોમાંથી ઉતારી લાવતા. તો પણ સભામાં હાજર રહેલા પુખ્ત માણસો એટલે ડોકટર આત્મારામ દાદા, ભાસ્કરરાવ ભાગવત વગેરે અમને ઉત્તેજન આપવા માટે સારૂં લખેલું છે. પણ હવે એ ઉપર કાંઇ પણ બોલો એવો આગ્રહ કરતા, અને કોઈની બોલવાની હિમ્મત ન ચાલે તો "પોતે" બે ચાર સહેલાં તથા ટુંકા વાક બોલી સંભળાવતા. એ પ્રમાણે અમારા મુંબઇમાંના દિવસો આનંદમાં ગયા. પાછાં અમે પુણે આવ્યાં. મુંબાઈમાં હતાં તે વખતે મારો અભ્યાસ સારો ચાલ્યો હતો.

મુંબાઇની હકીગત લખતી વખતે જે સેહેજ વિચાર મનમાં આવ્યા તે નિકળી ગયા.

પુણામાં ઈ. સ. ૧૮૮૧ ની સાલમાં પ્રથમ (પ્રિન્સિપલ સદર અમીન) જગ્યાએ નિમણુક થઇ. તે પ્રમાણે અમે પુને આવ્યા પછી ત્યાંનો ચાર્જ "પોતે" લીધો, તથા પુણે આવી રહ્યા પછી કેટલેક દિવસે એમ લાગવા માંડ્યું કે આ વખતે નવીન શિખનારી સ્ત્રીઓ માટે એકાદ સભા કરવી, ત્યાં તેઓએ નીમેલા દિવસે ભેગા થવું, ને તેમાં આપણામાંથી કોઇ અનુભવી અને પુખ્ત ગૃહસ્થે આ સ્ત્રીઓને સમજાય એવો એકાદો સેહેલો વિષય લઇ સહેલા શબ્દોથી તે સમજાવવો. આ વિચાર દૃઢ થયા પછી સને ૧૮૮૧ ના એપ્રિલ મહિનાથી અભ્યંકરની હવેલીમાં ફીમેલ ટ્રેનિંગ કોલેજ હતી, તેના એક દિવાન ખાનામાં દર શનિવારે સાંજે સભા ભરવા લાગ્યા.

સભામાં પેહેલાં ચાર પાંચ ઘરની આસરે દસ બાર સ્ત્રીઓ તથા પાંચ છ પુરૂષો આવતા. તેમાં કૈ. કેરોપંત નાના છત્રે નિયમસર આવતા હતા. એ બધાની પેહેલાં આવી બેસતા. કોઈ દિવસ ચુકતા નહિ. પાટીયા ઉપર ભૂગોળ, ખગોળ વિશે જુદી જુદી આકૃતિઓ ચાકવડે કાઢી ગ્રહણ એટલે શું તથા તે કેવી રીતે થાય છે, તે વિશે એક દિવસે સમજણ આપતા. બીજી વખત ગ્રહ, તારા, તથા નક્ષત્ર આકાશમાં ક્યાં હોય છે, તેમજ ક્યા નક્ષત્ર ઉપરથી રાત્ર કેટલી રહી, વગેરે તેમજ ચંદ્ર ઉપરથી આજ કઈ તિથિ છે તે કેવી રીતે ઓળખવું વગેરે માહિતી સેહલા શબ્દોમાંથી અમારાથી સમજાય તેમ કહેતા; તથા જે વિષય વિશે તેઓએ માહિતી આપી હોય તે વિષય કોઇને

કેટલો સમજાયો છે તે જોવા માટે અમને બધાને એમ કહેતા કે, હવે મેં કહેલું તમને જેટલું સમજાયું હોય તેટલું લખી લાવો. નહિતો અહિંઆંજ ઉઠીને કહો. વિષય અમને ત્યાંજ સમજાયો હોય તોપણ તાબડતોબ ઉઠી કહેવાને બદલે તે લખી લાવવાનું અમને વધારે ફાવતું. કારણ અમારામાંની કોઇને પણ ઉભાં-રહી બોલવાની હિમ્મત થતી નહિ. માટે લખી લાવવાનું કબૂલ કરી બીજે શનિવારે જેને જેટલું લખતાં આવડે તેટલું તે લખી લાવતી. આ પ્રમાણે લખી લાવેલું જોઇ નાનાને ઘણો આનંદ થતો અને તેઓ હમારી પ્રશંસા કરી ઉત્તેજન આપતા. કોઇકોઈવાર તો અમને સમજાવેલો વિષય અમે ન સમજી બીજુંજ કાંઈ લખી લાવતાં, ત્યારે તેઓ હસી વિનોદથી અમારી ભૂલ અમને સમજાય એવું બોલતા, અને તેજ વિષ-યનું ફરી પ્રતિપાદન કરી સંપૂર્ણ માહિતી આપતા. અને ફરી આજ વિશે લઈ એ વિષય મેં તમને કહેલી હકીકત લખો એવું કહેતા. તેમ કરવાને અમને કોઈ કોઈ વાર કંટાળો આવતો, પણ નહી લખુંતો "પોતાને" ગુસ્સો આવશે એમ જાણી નાનાએ કહેલું મારે લખવું પડતું.

એવી રીતે ઉમેદ આવવા જેવું બોલી તથા કોઈ વખતે માસ્તર પ્રમાણે ગુસ્સો કરી દસ વીસ લીટીઓ લખવાનું તથા ચાર શબ્દો બોલવાનું કામ નાના અમારી પાસે કરા-વતા. વળી એમના મનમાં મને સંસ્કૃત શિખવવાનું હતું તે માટે એમણે બેચાર દિવસમાં એક બે વખત કહી પણ સંભળાવ્યું.

એ પોતાને પસંદ પડયું. તો પણ ઘરમાંની સ્ત્રીઓના જુના અને નવા શિક્ષણ વિરૂદ્ધ મતને લીધે મેં સંસ્કૃત શિખવાનો પ્રારંભ કર્યો એમ તેમને ખબર પડે તો, શિખવવા કોણ આવે છે એનું પણ ભાન રહેતાં અપમાનસૂચક શબ્દો કોઈ વખતે એમને સંભળાય એમ તેઓ બોલશે, તો નાનાનો સ્વભાવ માની અને ક્રોધી હોવાથી તેમનાથી તે સહન થશે નહિ. માટે એવો પ્રસંગ ન આવે તો સારૂં એમ "પોતાને" વિચાર થયો. પછી જલદી ઉપર કહેલી બીકનો અનુભવ અમને સાત આઠ મહિને થયો તે હકીકત આગળ આવશે.

અમારી સભામાં દસ બાર જણીઓ ટ્રેનિંગ કૉલેજમાં શિખવનારી મહેતીજીઓ હતી. અલબત તેઓ નિયમસર તથા વધારે શિખેલી હતી. એમનાથી જરાક ઉતરતી એવી અન્ના સાહેબ ભીડેની દીકરીઓ શિખેલી તથા હુંશિઆર હતી. વળી તેઓ પીએરમાં રહેતી હોવાને લીધે એમને વધારે છુટથી રહેવાનું મળતું હતું. બાકીની સ્ત્રીઓ સાધારણ શિખેલી હતી, એમાં માત્ર હું ઓછું ભણેલી તથા શેહેરની રીત ભાતથી બહુતેક અજાણી હતી, તોપણ નાનાની મારાપર મેહરબાની વધારે હતી. તેઓ કોઇ પણ પ્રશ્ન પુછતા હોય અથવા કાંઇ સમજાવતા હોય તો મને પહેલું પુછતા કે સમજાવતા. મારાથી કાંઇ ભૂલ થાય તો "પોતાના" દેખતાં પણ ઘેલી છોકરી કહી ગુસ્સો કરતા; અને ફરી એવી ભૂલ કરતી નહિ એમ કહેતા.

સભા એટલે શું અને ત્યાં કેવી રીતે વર્તવું એવિશેની ઘણી માહિતી મને આ સભાને લીધે થઈ. પણ આ સભા વિશે કોઈને ખબર ન હોવાને લીધે મને અમારા ઘરની સ્ત્રીઓ તરફથી કાંઇ ત્રાસ થયો નહિ. એટલુંજ નહિ, પણ હું જે બહાર જતી તે દર શનિવારેજ જતી અને તે કોઈ સભામાંજ જતી એવી કલ્પના પણ તેમને કદી આવી નહિ હોય. બીજી બેન પણીઓ જે મને મળવા આવે છે તેમને મળવા જતી હશે એમ એમને લાગ્યું હશે.

મારો અભ્યાસ ઘરમાં ચાલુ હતો. પણ રાત્રે કે પરોઢીએ થતો તેટલોજ. કારણ દિવસે હાથમાં ચોપડી લઇને નીચે જવાય તેમ ન હોતું. ચોપડી વાંચતી બેઠી છે, એવી માત્ર ખબરજ વડીલ સ્ત્રીઓને પડતી કે બસ ચર્ચા શરૂ થતી. પછી તે વિષય એસનો વખત ગાળવા માટે કે મસ્કરી કરી હસી મને શરમાવવા માટે પણ ઘણી વાર થતું. આ બોલવું મને એકલીનેજ સાંભળી સહન કરવું પડતું તેથી મને ઘણોજ ત્રાસ થતો. "પોતાને" કાનપર આ વાતો કોઈક વખતે નિરૂપાયે જતી.

---

# ભાગ આઠમો.



## પહેલી સ્વારી.

આ ક્રમ આસરે ચાર મહિના ચાલ્યા પછી પોતાની બદલી આસિસ્ટન્ટ સ્પેશ્યલ જડજની જગાપર થઈ. તેથી "પોતાને" ઑફીસ સાથે આઠ મહિના ફરવાનું હતું. મને સાથે લઈ

જવાનો વિચાર નહોતો. કારણ સ્ત્રીઓને લઈ જવા માટે કેવો બંદોબસ્ત છે, ઉતરવાનાં ઠેકાણાં કેવાં છે, તે વિશે પહેલે વરસે સ્વારીનો અનુભવ લઈ પછી બીજે વરસે તને લઇ જઈશ એમ કહ્યું. અલબત્ત એ વાત મને કોઈ પણ રીતે પસંદ પડી નહિ, ઉલટું ઘણુ ખોટું લાગ્યું. અને તેથી અમારી ચડતી થઇ તેનો આનંદ થવાનો તે તો કયાંય જતો રહયો. હવે હું એકલી કેમ રહું, મારૂં અંગ્રેજી શિખવાનું બંધ પડશે, અભ્યાસમાં વખત જતો તે પણ નથી; અને વિસામો લેવાની જગ્યા તો છેજ નહિ એમ વિચાર થવા લાગ્યા.

"પોતે" ઘેર આવે ત્યાં લગણ હું દિવસ કેવી રીતે ગાળું? એવા શબ્દો મારા મોંમાંથી નીકળતાં પહેલાંજ મને રોવું આવ્યું; અને તે ઘણી વાર સુધી પ્રયત્ન કર્યા છતાં રોકી શકાયું નહિ. ઘણો વખત વીતી ગયા પછી મારૂં રોવું ઓછું થયેલું જોઈ મને ઘણી રીતે સમજાવીને કહ્યું કે, "થોડા દિવસ ધિરજ રાખી રહે. તારૂં અંગ્રેજી બંધ નહિ પડશે. તે શિખવવા માટે કોઇ બાઈ શોધી કાઢવાની તજવીજ હું કાલેજ કરૂં છું. તારો સવાર સાંજનો વખત ઘરનાજ કામમાં જશે. બાકી રહ્યો બપોરનો વખત તે તેની પાસે કલાક બે કલાક શિખવામાં ગાળવો, અને બીજો કલાક દોઢ કલાક તે કહે તે બીજા દિવસનો પ્રારંભ પાઠ તૈયાર કરવામાં ગાળવો. શબ્દો અથવા વાક્યો જો ન સમજાય તો આબા અથવા બાબાને પુછી લેવાં. ઘરમાંની સ્ત્રીઓ હમેશ પ્રમાણે બોલશે એનો ઉપાય નથી. તે સહન કરવું જોઇએ. કેટલાક દિવસ સાસુનાને કેટલાક

વહુના હોય છે. આપણે પોતે એમની સાથે ઉદ્ધતાઇથી કે હઠીલાઈથી વર્તવું નહિં. કાંઇ કામ કહ્યું હોય તો ગુપ ચુપ કરવું. સામો જવાબ કોઇ દિવસ આપવો નહિ."

આ બોલવું થયા પછી બે ત્રણ દિવસે વાનવાડીના ઝનાના મિશનમાંના શિસ્ટરમાંથી એક મિસ હરફર્ડ નામની બાઈ મને શિખવવા રાખી; અને તેઓ બેથી સાડાત્રણ વાગ્યા સુધી શિખવવા લાગ્યાં. આ વાત ઘરમાંની વડીલ સ્ત્રીઓને સ્વાભાવિક રીતેજ ગમી નહિ; અને એથી તેઓ મારી ઉપર ઘણાં ગુસ્સે થયાં. અને ઘરનાં બધાંને તાકીદ આપી કે જરૂર વગર મારી સાથે કોઈએ વિશેષ બોલવું નહિ. આ તે અબોલાનો નાનો ભાઈજ હતો.

મિસ હરફર્ડ મને શિખવવા આવ્યાં પછી આઠમે દીવસે "પોતે" ઓફીસ સુદ્ધાં સતારા જીલ્હામાં ફરવા ગયા. તે પછી આઠ દસ દિવસે ધુંધવાઇ રહેલો ક્રોધાગ્નિ આસ્તે આસ્તે સળગી ભડકા થવા લાગ્યો. પહેલાં જો "તું મડમને અડકીને ન્હાયા વગર માત્ર લુગડાં બદલી ઘરમાં જ્યાં ત્યાં અડે છે એ અમને પાલવશે નહિ. તારે ન્હાવું ન હોયતો તું મેડી પરજ બેસી રહે. અમે તારૂં ભાણું મેડીપર મોકલ શું. હવે અંગ્રેજી શિખી મડમ થવાનું છે.ત્યારે હવે શેઠાણીના તથા મડમના ઠાઠને તે વધારે શોભશે. ઘરનું કામ કરવાને દાસીઓ અમે મળેલાંજ છીએ." વગેરે ઘણા શબ્દોથી મને સંભળાય એવો સખત સંદેશો મોકલ્યો.

મેં આ બધું પહેલાં સાંભળેલું હોવાથી સંદેશો લાવનાર બાઇને કાંઈ જવાબ આપ્યો નહિ. બીજા દિવસથી મડમ શિખવીને જાય એટલે છાની માની ઉઠી સ્નાન કરી લેતી. પાણીના હોજને અડાય નહિ તેથી કુવાપર જઇ સ્નાન કરતી. ઘરમાં હોજ બાંધ્યા પછી તથા નળ લીધા પછી કુવાનું પાણી કાઢવાનું ઓછું થયું હતું, તેથી કુવો ભરાયો હતો. વળી કાર્ત્તિક, માર્ગશીર્ષના મહિના હોવાથી સાંજે સ્નાન કરવાનું મને માફક આવ્યું નહિ. વીસ બાવીસ દિવસમાંજ મને તાવ આપવા લાગ્યો. ત્રણ ચાર દિવસે થયા પછી “ ભાભી રોજ ઠંડા પાણીથી સ્નાન કરે છે તેથી તેમને તાવ આવવા માંડયોછે. ડાકટર વિશ્રામની દવા ચાલુ છે, પણ હજુ સુધી તાવ નરમ પડતો નથી. “ વગેરે ફિકર થાય તેવી હકીકત આબા દિએરજીએ પોતાને લખેલી હોવો જોઇએ.

આ ઠેકાણે કહેવું જોઈએ કે, ઘરમાંની વડીલ સ્ત્રીઓનો જોકે મને ઘણો ત્રાસ હતો, તો પણ મારા બન્ને દિયેર મારી સાથે મારા ભાઈ પ્રમાણે વર્તતા. તેઓ કોઇ કોઇ વખતે સ્કુલમાં થયેલી ગમતો તથા છોકરાઓએ કહેલી ચેષ્ટાઓ કહી મને આનંદ આપતા. મારા અભ્યાસમાં મદદ કરતા એટલુંજ નહિ પણ નીચેના માણસો મારી ચાડી કરેતો તેમની સાથે અથવા મુખ્ય સ્ત્રીઓ મારી વિરૂદ્ધ બોલતી હોયતો મારો પક્ષ લઇ તેમને લઢતા. એ પ્રમાણે એ બંનેનો આધાર હોવાને લીધે મને સંતોષ રહેતો.

એ પ્રમાણે એમને સ્વારીમાં પત્ર ગયા પછી એક બે દિવસમાં “ પોતે ” પુણે આવ્યા. આઠ દિવસ મુકામ હતો. એટલા

વખતમાં મારી પ્રકૃતિને આરામ થયો. તાવ ઉતરી ગયા પછી મિસ હરફર્ડ શિખવવા આવવા લાગ્યાં. મને પહેલાંથીજ કહ્યું હતું કે મિસ હરફર્ડને અડ્યાથી સ્નાન કરવાની જરૂર નથી. લુગડું બદલવું એટલે બસ. એટલું બધું કરતાં પણ ઘણા ગુસ્સે થવા લાગે તો એમના ભારે ચોકામાં જવું નહિં, અને બહારનું કામકાજ કરવું. ગમે તેમ થાય પણ હવે જે શીખવાનો પ્રારંભ કીધો છે, તેનું થોડું પણ જ્ઞાન મેળવ્યા વગર છોડવું નહિ એ વાત લક્ષમાં રાખ. એમના ગુસ્સા માટે કે બોલવા માટે અમસ્તીજ ઠંડા પાણીએ સ્નાન કરવું કે બીજું કાંઇ પણ કરી, પ્રકૃતિ બગાડતી નહિ. સ્નાન કરવા વિશે તેઓ હવે તને ત્રાસ પહોંચાડશે નહિ. હું ફરી એક મહિનો રહીને આવીશ ત્યાં સુધી શાન્ત ચિત્તે અભ્યાસ વધારે થવો જોઈએ" વિગેરે કહ્યું.

બપોરે હરફર્ડ શિખવીને ગયા પછી હવે સ્નાન કરૂં કે કેમ એવો વિચાર કરતી હું ૫-૧૦ મિનિટ એમજ બેસી રહી. એટલામાં નણંદ તરફથી સંદેશો આવ્યો કે, "કુવા પર જઈ સ્નાન બાન કરી માંદી પડતી નહિ. અમને ઘણાં કામોછે. તેમાં વળી તારા મંદવાડની ચાકરી કરવાનો અમને વખત નથી. મરજીમાં આવે તેમ નાચો, જે થશે તે થોડુંજ છે." આ સંદેશો સાંભળી મને એક પ્રકારે આનંદજ થયો કારણ કે સ્નાન ન કરવાનું "પોતે" પણ કહ્યું હતું. તેથી હું એટલો વખત જે વિચારમાંજ હતી, તેનો એની મેળેજ નિર્ણય થઇ ગયો. એ પછી એક મહિના સુધી અભ્યાસ સારો ચાલ્યો હતો. સઘળું શાન્ત હોવાને લીધે મારૂં મન પણ શાન્ત હતું.

# ભાગ નવમો.



## પંડીતા રમાબાઈનું પુણામાં આગમન તથા આર્ય મહિલા સમાજની સ્થાપના.

આજ સમયે પંડિતા રમાબાઇ નામની સંસ્કૃત ભણેલી તથા સમર્થ વિદ્વાન જેને આખું શ્રીમદ્ ભાગવત મોઢે છે, અને જેણે કાશી તરફના મોટા મોટા પંડીતો તથા શાસ્ત્રીઓને વાદમાં હરાવી દીધા છે એવી વિદ્વાન બાઈ પુણામાં આવી રહેનાર છે, એ બાતમી સાંભળી મને ઘણો આનંદ થયો; અને એ બાઈ કેવી હશે, એને હું ક્યારે જોઉં, એમ મને લાગવા માંડયું.

બીજે દિવસે શનિવાર હોવાથી હું હમેશ પ્રમાણે સભામાં ગઇ, તો ત્યાં બધી સ્ત્રીઓ પંડિતા રમાબાઈ વિશેજ વાતો કરતી હતી. તે કેવી હશે, ક્યાં ઉતરશે, આપણને મળશે કે કેમ, તે નજદીકજ કાંઇ ઉતરે તો સારૂં, દુર ઉતરશે તો પછી શો ફાયદો વગેરે ચર્ચા અમે ઘણીવાર સુધી કર્યા પછી, મેં નકકી બાતમી મેળવવા માટે ભીડે તથા મોદક જયાં બેઠા હતા ત્યાં જઈ પંડીત બાઇ વિશે બધું પુછી લીધું. તેઓએ કહ્યું," પંડીતા રમાબાઇ એ કાંઈ પારકી નથી. તે તો આપણામાંની કોકણસ્થ બ્રાહ્મણ બાઈ છે, અમે એને બોલાવી છે. તે આટલામાંજ ઉતરશે તેબાઇ ઘણી દુઃખીછે. તેની તમે આવીને બરાબર સંભાળ લેજો."

એ સાંભળીને પંડીતા રમાબાઇ આપણી નજદીકજ ઉતરવાનાં છે એ જાણી અમને ઘણો આનંદ થયો. તથા અમે એમના આવવાની વાટ જોતાં હતાં. તે પ્રમાણે ચાર પાંચ દિવસે નક્કી થયા મુજબ તેઓ અભ્યંકરની હવેલીમાં આવી ઉતર્યાં. એમની સાથે એક ગરીબ બંગાલી બાબુ કે જેને તેઓ પોતાના ભાઇ તરીકે ગણતાં હતાં તે આવ્યો હતો. તેમજ એમની સવા વરસની મનોરમા નામની દીકરી હતી. તે આવ્યા પછી અમે બધી જણીઓ એકેક વાર એમને મળવા ગઇ. એજ અરસામાં સ્વારીમાંથી "પોતે" પુણે આવ્યા, અને પંડીતા બાઇની પહેલી કથા અમારે ઘરેજ થઈ. ત્યાંથી દર અઠવાડીએ એકેકને ઘેર કથા થાય એમ નક્કી થયા પછી જયાં કથા હોય ત્યાં અમે બન્ને જણાં જવા લાગ્યાં.

આ બનાવથી ઘરમાંની સ્ત્રીઓને પંડિતા રમાબાઈ ઉપર ગુસ્સે થવાનું કારણ મળયું. પ્રથમ અમારે ઘેર ઘણી સ્ત્રીઓ હોવાને લીધે અપોરને વખતે સુતર કાંતીને તેની જાત જાતની દિવેટો કરવાનું એક કારખાંનુ અથવા એકાદી નાની મીજલસ થતી એમ કહીએ તો ગેરવાજબી કહેવાશે નહિ. તેથી પાડોશની સ્ત્રીઓ પોતાનું રૂ લઈ ને અથવા અમથી બેસવા આવતી. તથા જુદીજુદી સ્ત્રીઓ પાસેથી ગામમાંની જુદીજુદી સાચી ખોટી બાતમીઓ અમારા ઘરની સ્ત્રીઓના કાનપર લાવતી, અને તેથી એમને ઘણી રમુજ પડતી. આવખતે પંડિતા રમાબાઇના આગમનનો વિષય ઘણો ચર્ચાતો હતો. એમને વિશે દરેક જણીઓ સાચી જુઠી, સારી ન ઠારી, મન ગમતી ગપો

મારતી, તથા ગપો ઉઠાવતી. એ પ્રમાણે ચાલુ હતું. એ ગપો બે ચાર દિવસમાં અમારે ઘેર ઉપર કહેલી સ્ત્રીઓએ લાવી પહોચાડી. પછી પુછવું શું? નિંદાની અને ચર્ચાની સીમાજ રહી નહિ. તેમાં અમો બન્ને જણાનું વલણ તેમની તરફ હોવાથી એમના નામે અમારી પણ મશ્કરી કરવાની તથા મન ગમતું બોલવાની અમારા ઘરમાની સ્ત્રીઓને જે અનાયાસે તક મળતી તે તેઓએ નકામી જવા દીધી નહિ. પંડિતા બાઇ વિશે તેમને દિવસે દિવસે વધારેને વધારેજ તિરસ્કાર આવવા લાગ્યો. તે અમારે ઘેર આવે એટલે, 'તે વટલેલી છે, એને અડીને અમને અડતી નહિ; તમને વ્હાલી હોય તો તેને ગળે બાંધીને બેસો, પણ આ ભ્રષ્ટાચાર અમારાથી ખમાસે નહિ. એના બાપે શ્રી દ્વારકાનાથ સાથે લગ્ન કરી આપેલું તે છતાં મુંઈ એ ફરી બંગાળી બાબુ સાથે લગ્ન કરી પોતાનો દેહ વટલાવ્યો. વારૂ સંસાર પણ ચલાવ્યો કે? તે પણ નહિ. તે પણ હતું નહતું કરીને હવે જગત્‌ને વટલાવવા આવી છે." વગેરે અત્યંત તિરસ્કારથી બોલતાં.

"પોતાના" કહેવાથી હું પંડિતા બાઇ પાસે એકાંતરા બેસવા જવા લાગી. વાતમાં ને વાતમાં તેઓ એકવાર સેહેજ બોલી ગયાં કે, "હું હાવર્ડનો બીજો ભાગ શિખતી હતી, પણ અહિંઆ આવ્યા પછી ભણવાંનુ બનતું નથી."

મેં કહ્યું, "હું પણ થોડું શિખું છું. આજ સુધી "પોતેજ" શિખવતા, પણ હાલ પોતાને સ્વારી ઉપર જવું પડે છે; ને મારૂં શિખવાનું બંધ નપડે માટે વાનવડીના ઝનાના મિશનમાંથી મને શિખવવા સારૂં એક મડમ રાખી છે, તે મને

શિખવવા આવે છે, જોઇએ તો તમે પણ એમની પાસે શિખવા આવો."

એમને તે વાત પસંદ પડી અને ૨-૩ દિવસ પછી તેઓ પણ શિખવા આવવા લાગ્યાં. તે બાઇ વિષે તિરસ્કાર અમારા ઘરમાંનિ સ્ત્રીઓને આવ્યો હતોજ ને વળી તેઓ દર-રોજ અમારે ત્યાં શિખવા આવવા લાગ્યાં. તે મારી સાથે હસતા બોલતાં તથા વિશેષ સ્નેહની રીતે મારી સાથે પ્રેમ કરતાં, તે એ લોકોને ગમ્યું નહિ. આગળ જતાં અમારી સભા હતી તેનેજ જોડીને પંડિતા બાઇએ એક નવી સભા સ્થાપન કરી અને તેને "આર્ય મહિલા સમાજ" નામ આપ્યું. પહેલાં અમારી સભા માત્ર દસ બાર સ્ત્રીઓની હતી. તેથી તે વિશે લોકોને માહીતી પણ નહતી. તેથી તે વિશે અમે ત્રાસ પામ્યાં નહિ. પણ હવેની સભાને ઘણા સ્ત્રીપુરૂષોની સહાનુભૂતી હોવાને લીધે દર શનિવારે ઘણા સ્ત્રી પુરૂષો આવવા લાગ્યા તેમાં મુખ્યત્વે કરીને પંડિતાં બાઈ જુદા જુદા વિષયો પર વ્યાખ્યાનો આપતાં. પંડિતા બાઈની વાણી ઘણી મીઠી તથા શુદ્ધ હતી ને તેમાં વિષય પ્રતિપાદન કરવાની તેમની શૈલી ઉત્તમ હતી. ભાષણ કરતી વખતે શ્રોતાઓનું મન પોતાના ભાષણ તરફ ખેંચવાની પણ વિ-લક્ષણ શક્તિ હતી. આ ચાર ગુણ એમનામાં હોવાને લીધે શેહરેમાંના બધા જુના તથા નવા શિક્ષણેચ્છુ વિદ્વાનોને પંડિતા બાઇ વિશે નવાઇ અને અભિમાન લાગવા લાગ્યું. તથા દર શનિવારની સભામાં પોતાના ઘરની સ્ત્રીઓને તથા દીકરીઓને નિયમસર મોકલવા લાગ્યા.

એવી રીતે આ સભા મોટી થવા લાગી. વળી પંડિતા બાઈની કથાઓ ગામમાં ચાલુ હતીજ. હું ઘણી ખરી જ્યાંથી કથાનું નિમંત્રણ હોય ત્યાં જતી. વળી દર શનિવારે ખુલ્લી રીતે સભામાં જવા લાગી. અમારા ઘરની સ્ત્રીઓ તથા બેસવા આવનારી સ્ત્રીઓ રોજ નવી નવી ગપો ઉઠાવતા "પંડિતા રમા બાઇએ સભા કાઢી છે, એમનો પુરૂષોપર કટાક્ષ છે, પુરૂષોના તાબામાં સ્ત્રીઓએ શું કામ રહેવું? તેઓ સ્ત્રીઓને ગુલામ જેવી રાખે છે, એમની પરવા કરતા નથી. ચોવીસ કલાક સ્ત્રીઓએ કષ્ટ કરવું. પુરૂષો ઘેર આવે એટલે તેમને સ્નાન માટે કુવામાંથી પાણી જમવાનું કાઢી આપવું, પિરસવું પોતે થાકી ગયા હોય તોપણ તેનો વિચાર ન કરતાં પતિના હાથ પગ દાબવા, એટલું કરીને પણ કાંઇક ભુલ થાય તો લાતની સાથે મેલાપ એવાં જે જુલમી પુરૂષો તેના તાબામાં તમે ન રહેતાં છુટાં થાઓ," વગેરે પોતાની બુદ્ધિ પ્રમાણે જુદી જુદી વાતો સાસુજીને તથા નણંદને કહેતાં. અમારા ઘરની બધી સ્ત્રીઓમાં નણંદ સમજુ હતાં. એમને શિક્ષણની કિંમત સમજાતી; તોપણ એક વખત જે પક્ષ પકડે તે છોડવો નહિ એવો એમનો સ્વભાવ હોવાને લીધે એ પક્ષ તેમણે પકડયો હતો. વૃત્તિ ઘણી ક્રોધી હોવાને લીધે પોતાના કહેવા પ્રમાણે ન થાય ત્યાં સુધી તે વાત છોડતાં નહિ. પછી તે વાત વિષે બંને બાજુને ગમે તેટલો ત્રાસ થાય તેની પરવા તેઓ કરતાં નહિ એવો એમનો સ્વભાવ હતો.

હમેશા આવી બાતમીઓ સાંભળીને " મારે સભામાં જવું નહિ, પંડિતો ઘરમાં આવે તો તેમને અડવું નહિ, પુરૂષોને એ વાત પસંદ હોય તોપણ આપણે દુર્લક્ષ કરવું; ના કહેવી નહિ, પણ ન કરીએ એટલે થયું, આપોઆપ કંટાળી નામ છોડી દેશે. તારા પીયેરનાં માણસો જુના તથા ઉંચ્ચા દરજાન છે, એમને આ તારા ઢંગ ગમશે કે ! તારી મા તથા બાપ કેવો સારા વર્તનનાં માણસો છે ! એમને માત્ર જોઇનેજ સંતોષ થાય છે. એમને ઘેર તો સ્ત્રીઓનો મરાઠી શિખવાનો પણ ચાલ નથી. પછી અંગ્રેજીનું નામ તો ક્યાંથીજ ? તું તો મડમ કરતાં પણ વધી ગઈ." એવી રીતે નણંદ તથા સાસુજીએ મને ઘણી વખત પ્રેમથી પાસે લઈ સમજાવીને કહ્યું. તેઓ બોલતાં ત્યારે તેમનું બધું બોલવું મને સાચું લાગતું અને તેઓ કહે છે તેમ મારે હવે ચાલવું એમ હું મનમાં વિચાર પણ કરતી; તથા તેઓ પુછતાં તે બધી વાતની હા પાડી કબૂલ કરતી. પણ વખત આવે એટલે તેવી કૃતિ મારે હાથે બનતી નહિ. કારણ કે "પોતાને જે પસંદ હોય તે ગમે તેમ થાય તોપણ કરવું જોઇએ; નહિતો ગુસ્સે થશે, એણ મને પક્કું માલમ હોવાથી, "પોતાને" ગમતી હોય તે વાત કરવાને હું કોઇ દિવસ ચુકતી નહિ. જે મારા ખરા સુખ તથા સમાધાનનું ઠેકાણું, તેમાં અંતર આવવો ન જોઈએ તથા આ એક સમાધાનની બાજુ મજબુત હોય, તો ઘેરમાંનાં બીજા કોઇ પણ માણસ તરફથી ત્રાસ થાય તે સહન કરવાનું મને વધારે બળ આવશે, એવી મારી પક્કી સમજ હતી. 'આઠ મહિનાનો

તડકો અને એક દિવસનો વરસાદ' એ પ્રમાણે ઘરમાંનાં માણસો તથા "પોતે" વર્તતા તેથી ઘરમાંની વડીલ સ્ત્રીઓને કાંઇ ઉત્તર આપતાં તથા બીજા કોઈને સારૂં નઠારૂં ન કહેતાં "પોતાને" ગમે તેવું વર્ત્તન રાખવા, હું સર્વસ્વ પ્રયત્ન કરતી.

"પોતે" ઘરમાં કોઈપણ વાતની તલાશ કરતા નહિ; તેમ બોલતા પણ નહિ. મને ફલાણી ફલાણી જાતનું વર્ત્તન ગમે છે. મારી વહુએ કે તમારે આમ આમ વર્ત્તવું, આ વાત મને પસંદ નથી. તે તમે કરતાં નહિં. વગેરે માલીક પ્રમાણે હું પદથી કદી બોલાવું નહિ, એવો "પોતાનો" નિયમ હતો. પણ પોતે ન બોલે કે ન કહે પણ પોતાના માણસે (મેં) પોતાના ધોરણ પ્રમાણે વર્ત્તવું જોઈએ એવી "પોતાના" મનની ધારણા હતી. તે ઓળખી મેં તે પ્રમાણે રાખેલું વર્તન જોઇ ઘરમાંની વડીલ સ્ત્રીઓને ગુસ્સો આવ્યો. તેઓ તથા વિશેષતઃ નણંદ કહેતાં કે, "સભામાં જવાનું ડોળ આનેજ વધારે પસંદ છે; મોટાભાઈ ("પોતે") નો એટલો બધો કાંઈ આગ્રહ નથી; પુરૂષો તો કહેજ, પણ સ્ત્રીઓએ કેટલું સાંભળવું તેની હદ્દ હોય કે નહિ? પુરૂષોએ સો વાતો કહી હોય તો સ્ત્રીઓએ દસ સાંભળવી. વ્યવહારમાંની નાની નાની વાતોમાં પુરૂષો તે શું સમજે? મને માલમ છે કે સ્ત્રીઓ ભણે તે મોટા ભાઇને ઘણું ગમે છે. કોલ્હાપુરમાં રજામાં જ્યારે મોટાભાઈ આવતા ત્યારે તેઓએજ મને લખતાં વાંચતાં શિખવ્યું. પોથીઓ, ચોપડીઓ વગેરે વાંચતાં આવડે એટલે બસ. વધારે શિખીને સ્ત્રીઓને શું કરવું છે? મોટા ભાઇને અમથી લત છે

એટલુંજ માત્ર. અમારી પહેલી ભાભીને પણ શિખવા વિશે એમણે ઘણું કહ્યું; પણ તે ઘણી ગરીબ હતી. તેણે અમારી મરજી સંપાદન કરવા માટે ઘણો ગુસ્સો સહન કર્યો, પણ તે બિચારીએ આવી ઉદ્ધતાઇ કદી કરી નહિ; અને જુના ચાલને છોડયો પણ નહિ. માટે અમે પચીસ માણસોએ સંતોષથી દિવસ ગાળ્યા. હું શેઠાણી છું એવો વિચાર તેને આવ્યો પણ ન હોતો. તે જો કે જાગીરદારની છોકરી ન હતી, પણ કાંઈ ગરીબની છોકરી ન હતી. સારાને ત્યાનીંજ હતી. પણ સ્વભાવજ સાલસ. હવે જોઈએ તો બધુંજ બદલાઈ ગયું છે. મોટાભાઈ એક વાત કરવાનું કહે તો ત્રણ વાત કરવાની આની તૈયારી હોય, ત્યાં પછી અમારૂં માન કયાંથીજ રહે ? ને અમારો ટકાવો કયાંથી થાય. આ તરફ જોઈએ તો અમે ગુસ્સામાં કેટલુંએ કહીયે પણ ગુસ્સે થતી નથી, છાની માની સાંભળી રહે છે; પણ પોતાની કૃતિ કરવા ચૂકતી નથી. પછી અમારા કહેવાનો ઉપયોગ શું ? " વગેરે.

એવી રીતે સાત આઠ મહિના વીતી ગયા; એટલામાં " પોતાનું " બંને જીલ્લા ફરવાનું કામ પુરૂં થઈ સ્વારી ઑફીસ સુદ્ધાં ઘેર આવી. હવે વરસાદના દિવસમાં મુકામ પુણામાંજ રહેશે. ઑફીસ પણ દરવાજાની મેડીપર કરશું. બહારજવાનું કામ નથી, એમ જયારે " પોતે " કહ્યું ત્યારે મને ઘણો આનંદ થયો. " પોતે " એકલાજ હવે મેડીપર બેસતા. કામ હોય તોજ શિરસ્તેદાર કે કારકુન વગેરે આવતા જતા. ફકત એક નાયક મેડી ઉપર પેરા માટે બેસતો.

બપોરે જમ્યા પછીને સાંજની વખતે તાજાં ફળો, બદામ પિસ્તાં વગેરે ખાવાની ટેવ હતી. તથા તે મારેજ લઈ જવા એવી "પોતાની" ઈચ્છા હોવાથી હુંજ તે લઈ જતી. શનિવારે બે વાગે, એટલે મને કહેતાકે, "આજે શનિવાર છે તે યાદ છે ને ? આજે સભામાં જવું છે. વખત ચુકવતી નહિ. નહિ તો ભુલી ગઈ અથવા નીચે કોઇએ કાંઈ કામ કરવા કહ્યું, એવાં બાહાનાં કહાડશે તો મારાથી ખમાશે નહિ; એકવાર નીમી આપેલા કામ તરફ દુર્લક્ષ થવું ન જોઈએ. એ વિશે પ્રથમ ત્રાસ તો થાયજ, પણ તે ખમવો જોઈએ." વગેરે કહ્યા પછી હું નીચે ગઈ. સભામાં જવાનું મોડું ન થાય માટે સભાનો વખત થાય એટલે નણંદ આગળ જઈ બીતી બીતીં, 'હું જરાં બહાર જઈ આવું છું' એમ મુઠીમાં જીવ રાખીને કહી તેનો રૂકાર મળે તે આગમજ ત્યાંથી જતી રહેતી. સાંજે ઘેર આવ્યા પછી મને કેટલો ત્રાસ ખમવો પડશે, તેનો રોજનો અનુભવ હોવાથી તથા સભા ગૃહમાં જતાં સુધી એ વિચારથી મન ખિન્ન થતું. પણ સરખી વયની બેન પણીઓમાં મળીજતી, ત્યારે સહવા બોલવામાં તથા મને સોંપી આપેલું કામ કરવામાં એ બધું ભુલી જતી; પણ પાછી ઘેર આવું એટલે સભામાંનો આનંદ તથા મારી હીમત જતાં રહી હું ગભરાગા જેવી થઈ ઓરડામાં ઉભી રહેતી. કારણ સાંજે ફઈબા સાસુજી નણંદ વગેરે ઓટલા ઉપરજ બેસતાં, તેથી હું ઘેર આવતી એટલે એમની નજેર પહેલીજ પડતી. અમારાં તાઈ, સાસુજી અને નણંદ એકવાર બોલવા માંડે એટલે પછી કોઈથી

બીતાં નહિ. તેમાં વળી સાંજને વખતે તો ઘરમાં પુરૂષો તો કોઇ રહેતા ન હોતા. તેથી એમને વધારે સહેલું પડતું. "પોતે" પાછા ઘેર આવતા એટલે તેઓ બંધ રહેતાં. મને માત્ર પહેલેથી સખત હુકમ થતો કે, તમે સભામાં જઈ આવ્યાંછો અને જોકે સાડી બદલી છે, તો પણ ઘરમાં રસોઈ ને અડકી પિરસવા જતાં નહિ. ચટણી રાઈતું મરચાં સીઠાને અડકતાં નહિ. સભામાં જનારી સ્ત્રીઓએ એવાં હલકાં કામ કરવાંજ ન જોઇએ. ઉપર જઈ પુરૂષ ( પતિ ) સાથે વાતો કરતાં બેસવું એટલે સારૂં દેખાશે ! "

આવાં તથા આનાથી પણ ખરાબ મેહણાં સવારથી તે સાંજ સુધીમાં જયારે તક મળે ત્યારે સંભળાવતાં. ઘરમાંની નજીકના સંગામાંની સ્ત્રીઓ ઉપરાંત દૂરના સગામાંની પાંચ સાત સ્ત્રીઓ અમારે ત્યાં રહેલી હોય, તેઓ અમારી વડીલ સ્ત્રીઓને પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે હાએહા કરીને મદદજ કરતાં. તો પણ હું કદી કોઈ ને જવાબ આપતી નહિ. કારણ કે આ સ્ત્રીઓને હું કાંઈ કહું તો અર્થનો અનર્થ અને રજનું ગજ કરી, વડીલ સ્ત્રીઓને જઈ કહેતાં. એટલે એમના સમજવા પ્રમાણે એમને માન મળતું. એટલે મેં એવો નિશ્ચય કર્યો કે કોઇ ને કાંઇ કહેવુંજ નહિ. ઘણુંજ થાય ત્યારે નીચે હોઉં તો એકલી રોઈ મનને અસહ્ય થયલો ભાર હલકો કરવો એ માર્ગ મને માલમ હતો.

આ પ્રમાણે શનિવારની રાતથી બે ત્રણ દિવસ મારી સાથે આ સ્ત્રીઓ અબોલા રાખતાં; તોપણ તુચ્છકારના શબ્દો

વચ્ચે વચ્ચે સંભળાવતાં. એ પ્રમાણે ક્રમ ચાલ્યા પછી ગુરૂવારે શાક સમારો, છાશ કરો, રસોઈનો સામાન તૈયાર કરો, પિરસો, વગેરે કામો ફરીથી નણંદ કહેતાં એટલે ટોળામાંથી કાઢી નાંખેલા પ્રાણીને ફરી ટોળામાં લીધાથી જેમ આનંદ થાય તેમ મને થતો, અને હું તે જે કામો કહે તે મોટા આનંદ તથા ઉત્સાહથી તાબડ તોબ કરવા લાગતી. એવી રીતે આનંદના એક બે દિવસ જાય ન જાય એટલામાં તો શનિવાર આવીને ઉભોજ રહે ! આ પ્રમાણે મિશ્ર સુખમાં એક વરસ વીત્યું. એ અરસામાં મારો અંગ્રેજી અભ્યાસ સારા પાયાપર આવ્યો. મિસ હરફર્ડના સહવાસથી મને બે ચાર અંગ્રેજી વ્યવહારિક વાક્યો બોલતાં આવડ્યાં એટલે મિસ હરફર્ડને રજા આપી.

છોકરીઓ માટે અંગ્રેજી નિશાળ જોઇએ તેમા હે હીરાબાગમાં સન્નારીઓ ને પુરૂષોને એક મોટી સભા મળી હતી. એ સભામાં તે વખતના ગવરનર સર જેમ્સ ફરગ્યુસન પાસે એ નિશાળ માટે માંગણી કરવાની હતી. તે દિવસે સભા આગળ અંગ્રેજીમાં ભાષણ વાંચવાનું કામ મને સોપ્યું હતું. એટલા બધા માણસો આગળ અંગ્રેજીમાં ભાષણ વાંચવાનો મને પહેલોજ પ્રસંગ હોવાથી હું કદાચ તે વખતે ગભરાઈશ, બરાબર વાંચીશ નહિ, માટે મને સમજાય તેવાં ટુંકાં તથા સેહેલાં વાક્યોમાં “ પોતે ” આ એડ્રેસ લખી આપ્યું હતું. તે એક બે દિવસમાં સાત આઠ વખત હું વાંચી ગઈ હતી. પણ છેવટે વાંચ્યું તે વખતે જે થવાનું તેતો થયુંજ. વાંચવા માટે ઉભી રહી ત્યારે હાથ પગ ધ્રુજવા લાગ્યા. છાતી ધડકવા લાગી, અને

માથું તથા શરીર તપી આવ્યું. મારાપરથી તો જાણે તપેલા લોહીનો પાટજ જતો હોય તેમ મને ભાસ્યું. થોડોક વખત એમને એમ હું ઉભી રહી એટલે મારી પછવાડે બેઠેલાં અન્નપુર્ણાબાઇ ભંડારકરના લક્ષમાં એ વાત આવી, એટલે મને આસ્તેથી કહ્યું કે, "રમાબાઈ, ગભરાતાં નહી. ધિરજ રાખી આસ્તેથી વાંચો. બધા લોકો તમારી સામે જુએ છે." એ સાંભળી હું એકદમ ભાનમાં આવી ગઇ ને મન દૃઢ કરી વાંચવા માંડયું ને તે પુરૂં પણ કર્યું. પણ પહેલાં લાગતું હતું, તેના કરતાં વધારે ગભરાઈ ગઈ.

મારા મત પ્રમાણે જે સંકટ લાગતું હતું તેમાંથી છુટી હું ઘેર આવી. થોડાજ વખતે હિરાબાગમાં ગમ્મત જોવા ગયલા અમારા ઘરના આશ્રિત તથા વિદ્યાર્થીઓ પાછા આવ્યા અને અમારા ઘરની વડીલ સ્ત્રીઓને કહ્યું કે, ભાભીએ હજાર બે હજાર માણસોના દેખતાં અંગ્રેજીમાં આજે ઝપાટાબંધ વાંચ્યું; શરમાયા નહિ, કે ગભરાયાં પણ નહિ, વગેરે ઘણું મીઠું મરચું ભભરાવીને કહ્યું. પણ તે દ્વિઅર્થી હતું. નિંદા વ્યજંક શબ્દો પણ ભાવાર્થના અવાજથી તથા બીજી સ્તુતિ પાઠક શબ્દો પણ નિંદા વ્યંજક અવાજથી. આ વિશે અમારી વડીલ સ્ત્રીઓ તરફથી એમને જેમ જેમ ઉતેજન મળતું તેમ તેમ ફરી ફરીને તેઓ તેની તેજ વાત કહેતા. અમારા સ્ત્રીઓમાં વડીલમાં તાઈ સાસુજીજ હતાં અમારા સાસુજી ગુજરી ગયા પછી "પોતાને" તાઇ સાસુજીએ બે ત્રણ વર્ષ સુધી માની પેઠે પ્યારથી ઉછેર્યા, તેથી એમને માની પેઠેજ માનતા હતા.

તેઓ કોઇને વઢે કે વખતપર કોઇને ગાળ દે તોપણ એમને સામો જવાબ આપવોએ "પોતાને" ગમતું નહિ; એટલુંજ નહિ પણ તેઓ "પોતાને" પણ કાંઈ બોલતાં તો બધું છાના માના સાંભળી લેતા પણ એમને જવાબ સરખો આપવો નહિ, એવો નીયમ હતો. એ પ્રમાણે હોવાને લીધે એમને જ્યારે ગુસ્સો આવતો ત્યારે તેઓ ગમે તેને ગમે તેમ બોલતાં. અને એમનાથી બધાં બ્હીતાં હતાં. ગદા કોના ઉપરને ક્યારે પડસે, તેનો નિયમ નહોતો; અને એને કારણ પણ લાગતું નહોતું. માત્ર શુલ્લક કારણથી પણ એકવાર શરૂઆત થાય એટલે પછી તેને હદ્દ રહે નહિ. પણ તેઓ ખુલ્લા દિલનાં હોવાને લીધે ગુસ્સાની ઘરી ગયા પછી બધું ભૂલી જતાં. મનમાં કૂડ કપટ ન રાખતાં ફરી પોતાને મેળે બોલવા લાગતા. તેથી એમને વિષે ગુસ્સો આવે તો પણ તે ટકતો નહતો.

ઉપર કહેલી સભાની હકીકત તાઈ સાસુજીએ સાંભળી. તેઓ તે સાંભળતાં હતાં ત્યારે નણંદ એમની પાસે ગયાં અને કહેવા લાગ્યા કે, તાઈ, આજે થાય છે તે બરાબર નથી હો! ભાઉના વખતની પ્રતિષ્ઠા તમારેજ રાખવી જોઇએ. 'વહુ બીજી અને કજેતી ત્રીજી. એ અનુભવ આપણેજ ઘેર થશે એમ જણાયછે. આપણા માઈજ નથી કે? તેઓ પણ બીજી વખતનાંજ હતાં, તેમજ લાડકાં હતાં; પરંતુ પરાયા પુરૂષની નજરે પડવાની એમની છાતી હતી કે? એક દિવસે પન્હાલગઢ ઉપર આંગણામાં કારકુનો પાણી પિવા આવ્યા.

તે વખતે અમે અંદર ન જતાં ત્યાંજ ઉભા રહ્યાં. એટલોજ
માત્ર અપરાધ! એટલાજ ઉપરથી અમારા ભાઉએ માઇ
સાથે ચાર દિવસ સુધી બોલવાનુંજ બંધ કર્યું હતું. તે ક્યાં
ને આ હમણાં બનતો પ્રકાર ક્યાં? જે જોઇએ તે વધારેજ
થયું.”

એ પ્રમાણે તાઈ સાસુજીના ગુસ્સામાં વધારો કરી નણંદ
દેવઘરમાં ગયા. પછી તાઇ સાસુજીએ બોલવાનો તડાકો
ચલાવ્યો ને સાડાનવ વાગતાં સુધી ચાલુ રહ્યો. તે દિવસે
“પોતાને” ઘેર આવતાં ઘણો વિલંબ થયો. પોતે ઘેર આવ્યા
પછી પણ પોતાની સમક્ષ તાઈ સાસુજી ગુસ્સાથી બોલતા
હતાં; પણ પહેલાંનો આવેશ માત્ર નહતો. તેઓએ કહ્યું.
“દિવસે દિવસે માણસોએ લાજ મરજાદા છે, કે મૂકી દીધી છે.
પહેલાંની સ્ત્રીઓ પુરૂષની સામે ઉભી પણ રહેતી નહોતી
તો પછી બોલેતો ક્યાં થીજ? પુણ્યાહ વાચનની વખતે માત્ર
ચાર માણસોની સમક્ષ સ્ત્રીઓને વરની પાસે બેસવાનો
વખત આવતો; અને તે વખતે ડોક દુઃખવા આવે તો પણ
ઉપર જોવાની એમની હિંમત થતી નહોતી! એ સ્ત્રીઓ શું
લાડકી નહિ હોય કે? કે એમનામાં પ્રેમ નહિ હોય? હવેનો
પ્રેમ એટલે સ્ત્રીએ બધો વખત છેડા છેડી બાંધીને સાથે ફરવું
ધણીની ખુરશી પાસે ખુરશી રાખીને બેસવું, પુરૂષો જેવું
લખવું તથા વાચવું એટલે સુધી પહોંચી ગયું છે. આજ
સુધી ઘરમાને ઘરમાં તે સંભળાતું હતું. પણ આજની વાત
તો વધી પડી. એટલા હજાર બે હજાર માણસોની સમક્ષ વહુએ

અંગ્રેજીમાં વાચ્યું તેની શરમ કેમ ના આવી? માથા ઉપરથી પાઘડી પણ કેમ રહી? પહેલા લોકો આબરૂને કેટલા સંભાળતા પણ હવેતો તે રહીજ નથી. ઉલટું તે બહુ ગમ્યુ હશે. તેજ વખતે ઊઠીને ઠોકવી હતી એટલે વધારે સારૂં થાત! સ્ત્રીઓને શિખવવાથી તેઓ ઉધ્ધત થાય છે, એમની આંખમાં પાણી રહેતું નથી, એ વાત ખોટી છે કે! શિખવવાનુંજ હોયતો વ્યંકટેશ સ્તોત્ર, શિવલીલામૃત એના જેવું કાંઇક વાચતાં આવડે એટલે બહુ થયું. પુરૂષોના જેવું અંગ્રેજી શિખીને તેમનો શું કાંઈ નોકરી કરવી છે? કોઈ પણ બાબત હદ્દ બહાર જાય એટલે તેનું પરિણામ એવુંજ આવવાનું! અંગ્રેજી શિખ્યું તેથી આ બન્યું. હવેતો તે અંગ્રેજી મૂકીદો. હવેની છોકરીઓ આંગળી આપીએ તો પોંચો પકડવા આવે. એમને રીતસર ના રાખીએ તો તે હાથમાં રહે નહિ. શું બાઇ! ઘરમાં તે એક શબ્દ પણ બોલતી નથી. ગુસ્સે થઇએ તો પણ સરખું મોઢુ ઉઘાડતી નથી. કેટલી ગરીબ દેખાયછે, પણ બહાર ક્યાંથી એને એટલું ધૈર્ય આવતું હશે? મેં સાંભળ્યું ત્યારથી મને ફરીફરીને નવાઈ લાગે છે."

જાણે કે અંગ્રેજી ભણવાથીજ હું ઉધ્ધત થઇને પોતાના તાબામાં ન રહી, આમાં "પોતાનો" કાંઈ સંબંધજ ન હોઈ પોતાનો ઉપાય ચાલ્યો નહી તેથી છાના માના બેઠા હતા, એમ સમજીજ આ બોલવું ચાલી રહ્યું હતું. તે બોલતા હતાં ત્યારે "પોતાને" બે ત્રણ વાર હસવું આવ્યું, પણ જવાબ આપ્યો નહી; છાના માના સાંભળતા હતા. આ પ્રકાર જોઈ

મને અતિશય દુઃખ થયું ને જમવાનું ભાવ્યું પણ નહી. તાઈસાસુજી બોલતાં હતાં ત્યારે "પોતે" કાંઈજ જબાબ આપ્યો નહિ, તેથી મને એવી બીક લાગી કે તાઈ સાસુજીની થયેલી સમજ આથી દૃઢ થશે ને તેથી મને આજના કરતાં કાલ વધારે ત્રાસ થશે. "એણે પોતાની મેળે વાંચ્યું ન હોતુ મેં કહ્યું તેથી વાંચ્યું હતું એટલું" પણ કહ્યું હોત તો મને બસ હતું; પણ તેમ કાંઈ બન્યું નહિં.

રોજની પેઠે જમી રહ્યા પછી ઉઠીને મેડીપર ગયા. હું પણ થોડા વખત પછી ઉપર ગઈ એટલે હસીને મને કહ્યું કે "કેમ? આજનો સપાટો કેવોક છે? હુમલો તો બહુ જોરમાં હતો; અને તે ઘણા દિવસ સુધી ત્રાસ કરશે એમ લાગેછે, પણ આપણે પણ તેટલીજ ઉલટી તૈયારી રાખવી જોઇએ. આપણે એવો નિશ્ચય કરશું કે આ બધું તેટલીજ સહનશીલતાથી, અને ધીરજથી સહન કરવું. એમનો ગુસ્સો વધવાને પુષ્ટિ મળે તેવી આપણા તરફથી વેળજ આવવા દેવી નહિ. એમનાં વખતની સમજ પ્રમાણે તેઓ બોલે છે, એમાં એમનો દોષ નથી; પણ એમના મનને દુઃખવવું નહિ, જવાબ આપવો નહિ, એટલું તું કર, હું જાણું છું કે તેમનું ગમે તેવું બોલવું મુંગેમોઢે સાંભળી લેવું, તે જરા ત્રાસદાયક તો છેજ; પણ ઘણુંજ થનારા ત્રાસથી આપણે જે સહનશીલતા શિખશું લખવું તથાં વસ્થાખા જન્મારા સુધી કામ આવશે. એકવાર સુધી ઘરમાને ઘરમાલે આપગ વિરૂધ્ધ કોઈ ગમે તેટલું બોલે તો વધી પડી. એટલ થતું ત્રાસ થતો

નથી. માટે કાંઈ ન બોલતાં જે સાચું તથા યોગ્ય લાગે તે માત્ર કરવું, છોડવું નહિ, એ પાકું ધ્યાનમાં રાખવું. તાઇનો તથા બેનનો સ્વભાવ કડક છે, તેનો ઉપાય નથી. એવા માણસોને જવાબ ના આપીએ તો ઠીક. તું જુએ છે કે હું પણ એમનું બોલવું સાંભલી લઉં છું. એટલું ખરૂંકે મારા કરતાં તને આધિક ત્રાસ થાય છે; પણ આ બધા માણસો ગમે તેટલું તને કહે, તો પણ હું છું ને? પછી એટલું બીવાનું કારણ શું? થોડી ધીરજથી વર્તવા શિખવું, તો પણ ખોટું લાગશે; પણ તે થોડાજ દિવસનું છે. એ કાંઈ કાયમ રહેવાનું નથી." વગેરે વગેરે ઘણું કહી ને મારૂં સમાધાન કર્યું.

એવાજ પ્રસંગો વારંવાર આવવાને લીધે વડીલ સ્ત્રીઓ ગમે તેટલું બોલે તો પણ તે બધું સહન કરી "પોતાને" જે વાતો કર્યાથી આનંદ થાય તેજ વાતો કરવાનો મેં ક્રમ રાખ્યો, તો પણ મારાથી એક બે બાબતમાં ભૂલો થઈ જવાથી મારે "પોતાની" પાસે માફી માંગવી પડી.

---

# ભાગ દસમો.



## સ્વારી બીજી.

(૧૮૮૨-૮૩)

ઈ. સ. ૧૮૮૨ માં દસેરા પછી અમે સતારા જીલ્લામાં ફરવા ગયાં. તે વખેતે મને પણ સ્વારીમાં સાથે લીધી હતી, એ જૂદું કહેવાની જરૂર નથી. આ વખતે અમારી સાથે પાંચ

સાત સિપાઇઓ, પાંચ સાત કારકુન તથા શિરસ્તેદાર, બે રસો-ઈયા એક બીજું કામ કાજ કરવાવાળો ભટ્ટ, એક મારી બાઈ, ચાકર, હમાલ, ગાડીવાળા વગેરે મળીને પાત્રીસ ચાળીસ માણસો હતાં. વળી સાત ગાડાં, બે તંબુ તથા એક ઘોડાની ગાડી એટલો સરંજામ સાથે હતો. આ પ્રવાસ અમને બન્ને-ને ઘણો ગમતો. તેનું કારણ કે, જૂદા જૂદા સ્થળોની ભિન્ન ભિન્ન હવા, ભિન્ન ભિન્ન પાણી, ભિન્ન ભિન્ન દેખાવો વગેરેથી ચિત્ત હમેંશાં ઉલ્હાસિત તથા સુપ્રસન્ન રહેતું. તેમાં વળી પૂના કરતાં આ પ્રવાસમાં "પોતાની" પ્રકૃતિ તેમાં વિશેષ કરીને આંખો બહુ સારી રહેલી, તેથી સર્વ રીતે મનને સુખ તથા સમાધાન રહેતું. પ્રવાસમાં હતાં તો પણ નિત્યના કામમાં તથા ક્રમમાં ફેર પડતો નહિં. તે બધો દોરીની પેઠે સીધો ચાલતો. આગલે દિવસે મુકામ નીમ્યો હોય ત્યાં સવારે આઠ નવ વાગે જઇ પહોંચવાનુંજ. ઘોડાની ગાડીમાં અમે બંને જણ, એક સિપાઇ તમા કોચ મૅન, અને તે ગાડીમાં સામાનમાં ગાદી તકીઓ, બે દફતરો, ખડીઓ, નાસ્તાનો ડબ્બો તથા પાણીનો કુંજો, એટલું હમેંશા સાથે રહેતું. મુકામની જગ્યાએ ઉતર-તાંજ સીપાઈનું પહેલું કામ એ હતું કે આસ પાસ જ્યાં સારો છાંયડો હોય ત્યાં ગાદી તકીઓ, ખડીઓ વગેરે ગોઠવીને 'બેસ-વાની જગ્યા તૈયાર છે' એવી વરદી આપવી. એટલામાં પોતે ગા-ડીમાંથી ઉતરી મુખ માર્જનાદિ પ્રાતર્વિધિથી પરવારી ઉતરવાની જગ્યા આજુ બાજુથી ખુલ્લી તથા સુકી છે, પીવાનું પાણી વહેતું ને સ્વચ્છ છે, એ બધું જોઈ લેતા, ને પછી કામની

સરૂઆત કરતા. બળદ ગાડીઓ અમારી પહેલાંજ આવી પહોંચતી, કે મુકામ ઉપર મળતી. હું ગાડીમાંથી ઉતરતાંજ બળદગાડીમાંથી વાસણની તથા સીધાના સાહિત્યોની પેટીઓ કાઢી મંગાવી જયાં રસોઈ કરવી હોય, તે જગ્યા બાઇ પાસે સાફ કરાવતી અને પછી વાસણો તથા સાહિત્યો કાઢ્યા પછી શીરો તથા બીજું કાંઇક કરી પોતે જ્યાં બેઠા હોય ત્યાં લઈ જતી. આ વખત સુધી અમારા ઘરમાં કોઈ પણ સ્ત્રી પુરૂષને ચાહની ટેવ ન હોતી; તેથી રસ્તામાં હોઇએ ત્યારે રસોઇને વાર હોય તે દિવસે શીરો કે પુરી એવું કાંઇક તાજું નાસ્તા માટે કરી આપવું પડતું. નાસ્તો સારો થયો હોય અને ભૂક પણ લાગી હોય તો પણ રોજની માફક બે ચાર કોળીઆજ ખાતા; વધારે ખાતા નહિ; પણ ખાતાં પહેલા સાથેના કારકુનોને કાંઇ ખાવા આપ્યું કે નહિં, તે વિષે ચોકશી કરતા. નાપાડું તો પહેલાં એમને કાંઇક આપો, એમ કહેતા, તેથી તેમને માટે લાડવા અથવા મશાલાના પૌઆ તૈયાર કરી રાખવા પડતા. નાસ્તો કર્યા પછી "પોતે" ફરી કામની શરૂઆત કરતા. ઘણો વખત એક સરખી નીંચી ગરદન કરી લખવાનું ચાલતું ત્યારે જરા બે ચાર મિનિટ વિશ્રાન્તિ માટે ઉંચું જોતા, ત્યારે સામેના પર્વત તરફ અથવા નદી કે ઝાડી તરફ લક્ષ જઈ ક્ષણભર મુદ્રા ગંભીર થતી; અને પછી આનંદી મુખ કરી એકાદો શ્લોક કે અભંગનું ચરણ મનમાં ને મનમાં બોલવામાં નિમગ્ન થતા. એટલી વિશ્રાંતિ મળે એટલે ફરી કામની શરૂઆત થતી.

મુકામે ઉતર્યા પછી બે કલાકે સ્નાન કરવું એવો નિયમ હતો. સ્નાન કરી જમી રહ્યા પછી ઊઠી ન જતાં તેજ પાટલાપ

બેસી બધાની પૂછ પાછ કરતા. આગલે દિવસે મને જે કામ સોંપ્યું હોય તે કેટલું થયું, તે પૂછતાં. રોજ ટપાલ આવી હોય તે વાંચી લઈ તેના જવાબ કેવી રીતે લખવા તે કહી "હું વિશ્રાંતિ લઈ આવું ત્યાં સૂધીમાં એના જવાબ લખી રાખ, અને હું ઉઠું એટલે મને વાંચી સંભળાવ" એમ કહી જ્યાં વિશ્રાંતિ લેવા માંટે પડદા નાખેલા હોય ત્યાં જઇ "પોતે" વિશ્રાંતિ લેતા. અરધો કે પોણો અને કોઇ કોઈ વાર એક કલાક સુતા. હું ત્યાંજ ઓશીકા પાસે બેસીને કાગળો લખતી. સૂઈને ઉઠ્યા પછી હું કાગળો વાંચી દેખાડતી. પછી તે બીડી ટપાલમાં નાંખવા માટે સિપાઈને આપતી. પછી હું રઘુવંશમાંના બે શ્લોકો કાઢી તે બે ત્રણ વાર વાંચી એમની પાસેથી બરાબર સમજી લેતી. એટલે બીજે દિવસે તે તૈયાર કરી રાખવા ઠીક પડતું. એટલું થયા બાદ "પોતે" મોઢું ધોઈ ઑફીસમાં જતા. ત્યાં ફળો તથા સોપારી આપી આવ્યા પછી સાંજ સુધીમાં મને કાંઇ કામ તે તરફનું હોતું નહિ. પછી હું મરાઠી વર્તમાન પત્રો લઇ ત્યાંજ પથારી ઉપર પડીને વાંચતી, અથવા ગામમાંની કોઈ સ્ત્રીઓ આવી હોય તો તેમની સાથે વાતોચીતો કરતી. અથવા ગામમાં કંઈ જોવા લાયક જગાઓ હોય તો તે જોવા તેમની સાથે જતી.

"પોતે" બે ત્રણ કલાક સરકારી કામ કર્યા બાદ સાંજે તાલુકામાંના કામગાર, શેઠ સાહુકાર, માસ્તર વગેરે મળવા આવતા ત્યારે લખવાનું માંડી વાળી દફતર બાંધવા કહી તેમની સાથે વાતચીત કરતા બેસતા. સવારે બરાબર ફરાયું ન હોય તો

તેમની સાથેજ ફરવા જતા. જરા "પોતે" ઉતાવળા ચાલતા, તેથી કેટલાક સાથે ચાલી શકતા; પણ ગામમાં આવીને અધિકારથી રાજા જેવા બન્યા હોય તેમને ચાલવાની ટેવ ન હોવાથી આ રાવસાહેબોને "પોતાની" સાથે ચાલવાને ઘણું અઘરૂં પડતું. ચાલતી વખતે જો કે સાથેજ નિકળતા પણ આખર આ બંન્ને જણાઓ પછવાડે રહેતા. ચાલતાં ચાલતાં જો પોતે કાંઈ પ્રશ્ન પૂછે તે; તેમને જવાબ આપવાનું ઘણું મુશ્કેલ થઈ પડતું. તથા ફરી એવો પ્રસંગ ના આવે માટે ફરવા જવાની વખત ચુકાવી રાત્રે સાત વાગે મળવા આવતા. મુનસપ, મામલતદાર ઉઠી ગયા પછી બાકીના લોકો ઘણી વાર સૂધી બેસી રહેતા. એમની સાથે વાત ચીત કરીને અનેક પ્રકારની માહિતી મેળવવાનો પોતાનો ઉદ્દેશ હતો. તે ગામનું મહેસુલ કેટલું છે, તથા કર ભારે પડેછે કે કેમ, તમારી જમીનમાં કયું અનાજ સારૂં પાકે છે, કેટલી આની ભાર પાક ઉતરે છે, ગામના લોક ફુરસદના વખતમાં શું કરે છે, મોટો વેપાર શાનો ચાલે છે, ગામમાં મુખ્ય દેવ કયો છે, તેને માટે કાયમનું ઉત્પન્ન કાંઈ કરી રાખેલું છે કે નહિ; કથા શાની ચાલે છે, વિશેષ ઉત્સવ શાનો થાય છે, સાંજે વેપારી, ખેડુતો દેશમુખ, દેશપાંડે વગેરે બધા ગામના લોકો મળીને કાંઈ ભજન કરે છે કે કેમ, આખો દિવસ કામ કરી થાકેલા લોકોના જીવને એ એક વિશ્રાંતિ છે, તથા તે બધાએ કરવી, અને ગામની નિશાળ કેમ ચાલે છે; લોકોનું લક્ષ તે તરફ છે કે નહિ, વગેરે પૂછપાછ કરતા.

એ પ્રમાણે રોજ સહેજ વાતો ચીતો કરવામાં ઘણી માહિતી મેળવતા. સાંજે માણસો ઊઠી ગયા પછી જમવા બેસતા

ત્યારે બપોરે જે વર્ત્તમાન પત્રોાં મેં વાંચ્યાં હોય તેમાં જે કાંઈ નવલ વિશેષ હોય તે બધું મોઢે કહેવું પડતું. તેમજ આજે કાંઈ બન્યું કે કેમ, કઈ સ્ત્રીઓ મળવા આવી હતી, શું વાતો થઈ વગેરે પૂછ પાછ કરતા. હું કહેતી કે " કહેવા જેવું હોય શું? સહેજ આમતેમ બોલતાં હતાં."

એટલે કહેતા કે "હા, બરાબર છે. તમે શિખેલાં, શહેરમાં રહેનારાં, રોજ વર્ત્તમાન પત્રો વાંચનારાં, એવો તમને ડોળ છે. તેઓ બિચારી ગામડાની રહેનારી. તેઓ શહેરમાંની સભાઓ વિષે શું જાણે? તમારા આ ડોળને તથા ગર્વને જોઈનેજ તેઓ ડબાઇ જતી હશે. એટલે તેઓ બિચારી શું બોલે?" આમ કહી બન્ને તરફની કાંઇને કાંઈ કહી મને શરમાવતા.

એવા વિનોદમાં થોડો વખત ગયા પછી સૂતા પહેલાં એકાદો કારકુન આવી રોજીંદાં અંગ્રેજી વર્તમાન પત્રો એકેક કલાક વાંચતો. તે વખતે હું એમના પગને ઘી ચોળતી. કારણ આંખો અશક્ત હોવાને લીધે ઘી ચોળ્યા વગર નિંદ્રા આવતી નહિ. કોઇ દિવસે વાંચન ન હોય તે દિવસે અમે બન્ને જણાઓ તે વખતે શેતરંજ રમતાં. તે સમયે પગને ઘી નોકર લગાડતો. દશ અગીઆર વાગે અમે સૂવા જતાં. એમને નિદ્રા ઘણી થોડી આવતી તેથી ચાર સાડા ચાર કલાક નિદ્રા આવે તો ઘણું થયું, એમ લાગતું. મારૂં તો છેક ઊલટું હતું. મને ઊંઘ ઘણી હોવાને લીધે પોતાની ઊંઘ પૂરી થાય એટલે મને ઊઠાડવા માંડતાં. ત્યારે ઉઠવાને કંટાળો આવતો અને મન-

માં ને મનમાં ગુસ્સે થઇ ત્રાસ પામી કોઈ કોઇ વાર રોવું આવતું પણ બહારથી કાંઈ દેખાડતી નહિ; તોપણ એમના લક્ષમાં તે આવતું. પણ તે વિશે કાંઈ જાણ્યું નથી, એમ દેખાડી હું ઊઠીને નિત્યક્રમ આરંભું ત્યાં લગણ મને ઊઠાડવા પ્રયત્ન કરતા. હું ઊઠીને દીવો પાસે લઈ વાંચવાની ચોપડી હાથમાં લેતી એટલે ફલાણું વાંચ એમ કહેતા. હું વાંચવા લાગું એટલે એમાંના શ્લોકો અભંગો "પોતે" ગાવા લાગતા, અથવા સાંભળતાં અર્થમાં મન નિમગ્ન થતું, ત્યારે તાળીઓ અથવા ચીપટી વગાડતા. નામદેવનો એકાદો પ્રેમળ અભંગ કે જે એમને વિશેષ પ્રિય હોય તે આવેતો તે મને ફરી ફરીને ગાવા કહેતા તથા અભંગના વિચારમાં મન તલ્લિન થઈ ગયેલું હોવાથી કોઇ કોઈ વાર પોતે માથું પણ ડોલાવતા; એવી સ્થિતિ કોઇ કોઈવાર થતી. એવે સમયે સવારના સંધી પ્રકાશના શાંત અજવાળામાં એ ભક્તિ પૂર્ણ મુખ ઘણુંજ પ્રેમળ દેખાઈ મારું મન ગદ્ગદિત થતું, તથા એમને વિષે પ્રેમ તથા પૂજ્ય બુદ્ધિ આપો આપજ વધતી. હું એકલી હોઊં ત્યારે મારા મનમાં એમ આવતું કે, માત્ર સગાની તથા સંસારની દૃષ્ટિથી હું એમની તરફ જોઉં છું, પણ એમનામાં સામર્થ્ય તથા દેવી ભાગ વધારે છે; પણ તે વિચાર વધારે વાર ટકતો નહિ. એ વિષે એમને પૂછું કે એમને તે વિષે શું લાગેછે, તે કહેવું એમ મનમાં આણી હું ઉંચું જોતી તો તેજ વખતે મારી તરફ જોવાનું થાય તો અમારી દૃષ્ટિ એ દૃષ્ટિ મળતાં રેતીના ઘર પ્રમાણે મારા સર્વ વિચાર પડી

જતાં. મારા મનમાં કાંઈક બોલવાનું છે એ લક્ષમાં આવતાંજ "પોતે" કહેતા કે, "કાંઇ ટીકા કરવાનો વિચાર મનમાં ઘોળાય છે કે? હોય તો ચાલવા દો તેમાં વિચાર શા માટે? અમે તો સાદા માણસ, કાંઈ પણ ભજન કરીએ. તમે અંગ્રેજી શિખેલી સ્ત્રીઓ, તમને એ થોડુંજ ગમનારૂં છે?" આવું સાંભળતાં હું શરમાઇને ઊઠી જતી. એટલે વિચાર કાલ ઉપર મુલતવી રહેતો. એ પ્રમાણે હમેશાંજ ચાલતું. દરએક તાલુકાના ગામમાં અમારો મુકામ બે કે ત્રણ દિવસ થતો. ત્યારે છોકરીઓની નિશાળના માસ્તરો નિશાળ જોવા આવવાંને આગ્રહ પૂર્વક નિમંત્રણ કરતા. તેઓ નિમંત્રણ કરતા ત્યારે "પોતે" કહેતા કે, "એ કામ સ્ત્રીઓનું છે. એમને નિમંત્રણ કરો, તેઓ આવશે." એટલે તેઓ મારી પાસે આવતા, અને નિશાળ જોવાનો વખત મુકરર કરતા.

રાત્રે જમતી વખતે પૂછતા કે "આજે મળવા કોણ આવેલું?"

હું કહેતી કે "કોઈ નહિ; મામલતદાર તથા મુનસફની બૈરી આવી હતી. સાંજે કન્યાશાળાના માસ્તર આમંત્રણ કરવા આવ્યા હતા."

એ સાંભળીને પૂછતા કે, "ક્યારે જવાનું નક્કી કર્યું છે? કાંઈ વ્યાખ્યાન આપવાની તૈયારી તો હશેજ,નહિં વારૂ? હું કામમાં હતો ત્યારે મને પણ કાંઇક સાંભળ્યા જેવો ભાસ થયો, પણ બરાબર સંભળાયું નહિં. રસ્તામાં જનારા કેટલાક લોકો એક બીજા સાથે વાતો કરતા હતા કે અહિં એક ઘણાં ભારે વિદ્વાન બાઈ આવેલાં છે, તથા એમનું આવતી કાલે કન્યા

શાળામાં વ્યાખ્યાન થવાનું છે. વગેરે વગેરે બોલતા હતા. હું મારા કામમાં હતો; મારૂં લક્ષ ક્યાંથી હોય? પણ આ શબ્દ કાને પડ્યા તે તમારે વિષેજ હશે, એમ હવે લાગે છે."

આ બધું એટલી ગંભીરતાથી કહેતા કે જો કોઈ અજાણ્યું માણસ હોય તો તેને આ બધું સાચુજ લાગે. ફુરસદને વખતે મશ્કરી કરવાની ટેવ હતી. હું કહેતી કે, "આટલા બધા શબ્દોમાંથી 'ઘણાં ભારે' (શરીરે) એ શબ્દો માત્ર મને લાગુ પડેછે. બાકી બધી કલ્પના છે."

બીજે દિવસ હું નિશાળ જોઈને આવું ત્યાર પછી પણ આ મશ્કરી ચાલુ રહેતી. વળી કોઇ ગામમાં કાંઈ અડચણથી કે આળસથી નિશાળ જોવા ન જવાય તો તુરત **પોતાને** ગુસ્સો આવતો અને કહેતા કે, "માણસો ખાસ કરીને બોલાવવા આવે છે. તો ત્યાં જઈને જોતાં શું થાય છે? કાંઈ ભાર પડે છે કે? તમારા ગયાથી બોલાવનારાઓને મોક્ષ થોડોજ મળે છે? આપણને અનાયાસે માહિતી મળે છે તે માટે જવું અમે કહીએ છીએ તે શું? ફક્ત રમુજ માટે વિનોદથી કહીએ છીએ. મશ્કરીમાં બોલવાનો અર્થ અવળોજ લેવો નહિ." એવી રીતે સુખ સમાધાનેમા થતો પ્રવાસ પ્રિય કેમ ન થાય?

એ પ્રમાણે અમને તો ઘર કરતાં પ્રવાસમાં વધારે સુખ લાગતું. ફરતાં ફરતાં એકવાર અમારો મુકામ તાસગામમાં થયો. તાલુકાનું ગામ હોય ત્યાં અમારો મુકામ બે ત્રણ દિવસ તો થતોજ. આ વખતે અમે શ્રીગણપતિની ધર્મશાળામાં ઉતર્યા હતા. અમે ઉતરીને જમવા ખાવાથી પરવારીને બેઠાં હતાં

એટલામાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટર મળવા આવ્યા, ને કહેવા લાગ્યા કે, " આ તાલુકાની અમારી નિશાળોની પરીક્ષા હમણાંજ પૂરી થઈ છે, અને એજ વખતે આપનો મુકામ પણ અત્રે આવ્યો છે. આવી તક ખાસ ધારીએ તો પણ મળે નહિ. આપ અત્રે છો તેટલામાં છોકરાઓની તથા છોકરીઓની નિશાળાનો બક્ષિસ સમારંભ કરી લઇશું. એટલે આપ બન્નેના હાથથી બન્ને નિશાળનાં ઇનામો અપાશે." વગેરે ડેપ્યુટીએ કરેલી વિનંતિનો "પોતે" સ્વીકાર કર્યો. મને માત્ર રાત્રે કહ્યું કે, "આજે ડેપ્યુટી આવ્યા હતા. પરમ દિવસે કન્યા શાળાનો બક્ષિસ સમારંભ છે. ઇનામો તારા હાથથી વહેંચાવવાનો એમનો વિચાર છે. માટે તારે કાંઈક બોલવાની તૈયારી કરીને જવું પડશે. માત્ર ખુરશીપર બેસવા જવાનું નથી. આ હું હમેશ પ્રમાણે મશ્કરીમાં કહેતો નથી; નહિતો તું હમેશાંની પેઠે મશ્કરીમાં ગણી કાઢશે. ત્યાં બધી સ્ત્રીઓજ આવવાની છે, પુરૂષો કોઇ આવનારા નથી. પણ સ્ત્રીઓ માત્ર ઘણી આવશે. ત્યાં તારી ફજેતી ના થાય માટે પહેલેથીજ કહી રાખું છું. બોલતાં આવડતું ન હોયતો તારે જે બોલવાનું હોય તે બધું લખી કાઢ."

આ સાંભળીને ખરેખર હું ઘણી ગભરાઈ, તથા ન ઉચકાય એવો ભાર માથા ઉપર મુકયો છે, એમ લાગ્યું. તેથી મેં કહ્યું કે, " હું શું બોલું? મને એટલી બધી બોલવાની ટેવ કયાંછે? હમણાંથીજ મારા હાથ પગ ધ્રુજવા લાગ્યા છે તો પછી પરમ

દિવસે કેમ થશે? હું ઘણી ગભરાઇ છું. શું લખવું તથા શું બોલવું તે મને કાંઇ સૂઝતું નથી. આપ કંઈ કહોતો હું હમણાં લખી લઉં."

આ ઉપરથી દૃઢતાથી કહ્યું કે," હું કંઈ કહેવાનો નથી. મારે શું થોડાં કામ છે કે અમે બીજાનાં કામોમાં પડીએ? મારી પાસેથી લખી લઈને તું વાંચી દેખાડવાની કે? એ મને પંસદ નથી. પોતાને જે કાંઈ લાગે ને જે આવડે તેજ લખી કાઢવું. તેમાં એકાદ વાક્ય કમી જાસ્તી કરાશે. નહિ તો પ્રસંગોપાત પોતાને સુઝે તેવા બે શબ્દો બોલવા. એમાં તે વળી અઘરૂં શું છે? હવે તું ગભરાતી હોય તો આજ સવારે વહેલી ઉઠીને લખી કાઢ. કાલનો આખો દિવસ છે. તો ગભરાવાનું કારણ શું છે? તમે સ્ત્રીઓ સ્ત્રીઓ ભેગાં મળો છો ત્યારે ગમે તેટલું બોલ્યા કરોછો! તેમજ ત્યાં પણ સ્ત્રીઓમાંજ બોલવાનું છે. જે કાંઇ મનમાં ઠીક લાગે તે બોલવું એટલે થયું." એવી રીતે ઘણું સમજાવ્યું.

બીજે દિવસ મેં ઘણી ફીકરમાં તથા વિચારમાં ગાળ્યો; પણ શું લખવું તેનો નિશ્ચય થયો નહિં. બક્ષિસ સમારંભની તયારી તાઈ સાહેબ આજગાંવકરના દિવાનખાનામાં કરી હતી. તેઓ તથા ગામની પચાસ પોણોસો સ્ત્રીઓ હાજર હતી. નીમેલે વખતે હું ત્યાં ગઇ. છોકરીઓએ કેટલીક કવિતાઓ ગાયા પછી તથા માસ્તરે રીપોર્ટ વાંચ્યા પછી ચાર ઉપદેશપર વાક્યો કહેવાનો મારો વારો આવ્યો. હું ઉઠીને ઉભી તો થઈ; પણ ગભરાઈ. હાથ પગ કંપાયમાન થયા. એવી સ્થિતી બે ત્રણ

મિનિટ રહી. પછી મેં બોલવાની શરૂઆત કરી અને જેમ તેમ કરી પચીસ ત્રીસ વાક્યો ઝપાટાથીં ને અચકાય વગર બોલી ગઈ. સભામાં ઉભાં થઈ, પ્રમુખપદથી બોલવાનો મને આ પહેલોજ પ્રસંગ હતો. આ સમારંભ ત્યાંની સ્ત્રીઓને ઘણો ગમ્યો, એવું દેખાયું. કારણ પછી બે દિવસ અમારો ત્યાં મુકામ રહ્યા તેટલી વારમાં મને ત્યાંની સ્ત્રીઓએ હલદર કંકુ માટે એમને ઘેર આગ્રહથી બોલાવી બન્ને દિવસે ઘણી ખરી સ્ત્રીઓ મારે તથાં મળવા આવતી. એક વખતે કાંઈ કારણસર "પોતે" અંદર આવવાના હતાં, પણ ઘણી સ્ત્રીઓને બેઠેલી જોઇ પાછા ગયા. મારી મશ્કરી કરવાને આ એક "પોતાને" સાધન મળ્યું. અને કહ્યું કે, "હવે આ શિષ્યાઓ તમને અમારી સાથે આવવા દેશે કે નહિ તેની મને બીક લાગે છે. સ્ત્રીઓની વાત એટલે એવીજ."

સમારંભને દિવસે હું સાંજે ઘેર આવ્યા પછી મને ઘણીવાર પૂછ્યું, "આજે કેમ થયું" પણ મે કાંઇ કહ્યું નહિ. એટલું માત્ર કહ્યું, "સ્ત્રીઓનું ગમે તેમ હોય પણ તે વિષે પુરૂષોએ વધારે ચોકશી શામાટે કરવી જોઈએ? ફજેતી થશે એવું ભવિષ્ય ભાખ્યું હતું, તે પ્રમાણે થયું હશે. કાંઇ કહ્યા કે શિખવ્યા વગર આપણા અજ્ઞાન માણસને ચાર માણસોમાં મોકલીએ તો એમજ થાય. બીજુ શું!"

એ સાંભળી ઠીક લાગ્યું નહિ. થોડી કાળજી થઈ હોય એમ લાગ્યું, અને પછી બીજું કાંઈ બોલ્યા નહિ. પણ ઉંઘતાં પહેલાં રહેવાયું નહિ તેથી ફરી ફરી મને પુછ્યું કે. "તું શું

બોલી તે બરાબર કહે. એકવાર બધું સાંભળતાં સુધી મનુષ્યોને કાળજી રહે છે. તને કોઇ પણ વાત ગંભીરાઈથી કરતાં કેટલી આવડે છે એટલુંજ જોવાનું હતું. એમાં મશ્કરીની વાત નથી."

પછી હું જે બોલી હતી તેમાંનું મને જેટલું સાંભર્યું તેટલું મેં કહ્યું. એમાં કેળના ઝાડનો દાખલો કહ્યો. આપણામાં સ્ત્રી શિક્ષણ વિરૂધ્ધ જે આક્ષેપ લેવામાં આવે છે તેમાં તેઓ એમ કહે છે કે સ્ત્રીઓ શિખે તો તોફાની, બેપરવા અને વિનય વિનાની થશે. તે માટે છોકરીઓ, તમે શિક્ષિત છોકરીઓએ તો એ આક્ષેપ સારૂ જગ્યા પણ રહેવા દેવી ન જોઇએ. મનુષ્યોએ ઉદ્ધત થવું, એ ખરેખર સુશિક્ષણનું પરિણામ નથી. સુશિક્ષણનું તથા સંપત્તિનું પરિણામ માણસોપર એવી રીતે થવું જોઇએ કે તેઓ વિનયશિલ તથા નમ્ર બને. દાખલા તરીકે, આપણે કેળનું ઝાડ લઇએ. કેળનો વૈભવ એટલે એને મોટી લુમ આવે તે વૈભવ પ્રાપ્ત થતાં કોઈ વાર કેળ ગર્વથી ઉંચું મોઢું કરતી નથી. પણ વધારે નમ્ર તથા વિનયવાળી દેખાય છે. તેથીજ તે અતિશય શોભે છે. આ ઉપરથી આપણે એટલોજ બોધ લેવાનો કે વિદ્યા સંપત્તિ અધિકાર કે એના જેવા કોઈ પણ વૈભવ પ્રાપ્ત થાય તો ગર્વથી ફુલાઇ ન જતાં આપણે વધારે નમ્ર તથા વિનયશીલ બની આપણા પતિ સાથે તથા વડીલ માણસો સાથે આદરથી તથા આજ્ઞાધારકપણાથી વર્તવું, તેમાંજ આપણું કલ્યાણ છે. વગેરે વગેરે. એ બધું ધ્યાનથી સાંભળ્યા પછી સંતોષ થયા જેવું ચેહરા ઉપર દેખાયું. માત્ર જવાબ કાંઇ આપ્યો નહિ.

આ વખતે પાછા આવતાં વાઇ જઈ પછી ત્યાંથી મહાબલેશ્વર થઇને પાછા આવ્યાં. મહાબલેશ્વરમાં આઠ દિવસ રહી જુદાં જુદાં પોઇન્ટ જોયાં, અને ત્યાંથી પ્રતાપગઢ જઈ ત્યાંનો કીલ્લો તથા અફઝુલખાનને શિવાજીએ જે ઠેકાણે મારેલો તે ઠેકાણું તથા માતાનું મંદિર વગેરે જોયું.

---

# ભાગ અગિયારમો.

## એક વિદ્યાર્થી.

અમારા ઘરમાં લગભગ ૩૦–૪૦ વરસથી ચાર પાંચ વિદ્યાર્થીઓ કે જેઓનો ખર્ચ અમે ચલાવતા તેવા વિદ્યાભ્યાસ માટે કાયમ રહેતાં હતા. બીજા અનેક ધર્મો કરતાં વિદ્યાર્થીઓને વિદ્યાદાન આપવાનો ધર્મ "પોતાને" અંતઃકરણથી ગમતો. માટે ઘરમાં રહેલા વિદ્યાર્થીઓ પોતાનો અભ્યાસ કરીને શાક ભાજી લાવતા, ઘરનો હિસાબ રાખતા, મોદી, કાપડીઆ વગેરેની દુકાનમાંથી અમે મંગાવીએ તે વસ્તુઓ લાવી આપતા. એમાં જે હોંશિઆર તથા જાણીતો હોય તેને મેળ લખવાનું તથા બીલો ચુકવવાનું કામ સોંપવામાં આવતું. આ પ્રમાણે વખતસર જમા ખર્ચ લખવાની "પોતાની" તાકીદ હતી; તેજ પ્રમાણે કોઇ પણ વસ્તુ ઉધાર લાવવી નહિં, એવો નિયમ હતો. સો બશો રૂપીઆનો માલ આણ્યો હોયતો તેની કીમત વગેરેની ચોકશી થતાં સુધી એટલે પાંચ પંદર દિવસ

બાકી રહે, તો પણ મહિનાની આખરે તો તેના પૈસા ચુકવી આપી પાવતી લેવીજ જોઇએ, એવી પણ તાકીદ હતી. એ પ્રમાણે બધી વ્યવસ્થા મારાં નણંદ કરતા.

તે વખતના વિદ્યાર્થીમાંનો ભટ્ટની અટકનો એક કોકણનો છોકરો હતો. તે લખવામાં હોશિઆર હતો, અને તેના મોડીઅક્ષર સારા હોવાને લીધે જમા ખરચ લખવાનું કામ તેને સોંપવામાં આવ્યું હતું. દર મહિનાની દસમી તારીખની અંદર નોકર લોકના પગાર તથા વેપારીઓનાં બીલો ચુકવવાનો રિવાજ હતો. હમણાં હમણાં કોઈ કોઇ વાર નોકર લોકોને પગાર આપીએ એટલે વિદ્યાર્થીનીજ સાથે વેપારીઓના પૈસા પણ મોકલી આપતાં. આથી એકજ દિવસે જમા ખર્ચ લખવાનું ઠીક પડતું. પણ કેટલાક દિવસ એ પ્રમાણે ચાલ્યું એટલે એ છોકરાને લુચ્ચાઇ કરવાની ઇચ્છા થઈ. બીલો ચુકવવાનું તથા જમાખર્ચ લખવાનું એ બન્ને કામ એનાજ હાથમાં હોવાને લીધે તેને પૈસા ખાઈ જવાનું ઠીક પડયું. આ છોકરાએ આસરે બે મહિનાનાં બીલોના પૈસા ઘરમાંથી લઈ, તે પ્રમાણે જમાખર્ચમાં લખી, વેપારીઓને ન આપતાં ખરાબ કામમાં ખરચી નાખ્યા.

આ કૃત્ય ખુલ્લું પડવાનું એવું કારણ બન્યું કે, એક દિવસ અમારાં નણંદે પાશેર કાજુ વાણીઆની દુકાનેથી મંગાવ્યા. માણસ તે લઈ આવ્યો ત્યારે તેને સેહેજ પુછ્યું કે, “ હવે આ શિવાય તારૂં કાઇ લેણું બાકી નથીને ? આટલુંજ ઉધારછે. ”

તે સાંભળી તે વાણીઓ આશ્ચર્યથી બોલ્યો કે, "શું ? તમે પૈસા મોકલ્યા હતા કે શું ! મને તો ગયા બે મહિનાના પૈસા મળ્યા નથી."

એ સાંભળી નણંદને ચમત્કારિક લાગ્યું ને બોલ્યાં કે, "અમારા પૈસા કોઈ દિવસ ઉધાર રહેતા નથી, એ તમો જાણતા છતાં આટલા દિવસ તમે પુછ્યા પાછ્યા વગર છાના કેમ બેસી રહ્યા! તમે તમારી દુકાનના માણસોથી બરાબર તલ્લાસ કરો."

વાણીઓ ગયો. એટલામાં આ છોકરો ઘેર આવ્યો; એટલે નણંદે એને પુછ્યું કે; "તે વાણીઆના પૈસા આપ્યા નથી!" તેણે ગભરાયા વગરજ જવાબ આપ્યો કે, "મેં બધાના બીલો ચુકવી આપ્યા છે."

ત્યારે એને વધારે ન ગભરાવતાં 'તું તારો અભ્યાસ કર જા,' એમ નણંદે કહ્યું અને શિપાઇને મોકલી મોદીને તથા કાપડીઆને પુછાવીને તેમને પૈસા મળ્યા છે કે નહિ એ વિશે તપાસ કરાવી ત્યારે કોઇનેજ પૈસા મળ્યા નથી એમ ખબર પડી. અને સિપાઇને કહ્યું, "તું દરવાજાપર બેસ અને હરીને કોઈ પણ કારણસર બહાર જવા દેતો નહિ."

તે દિવસ દસેરાનો હતો, તેથી જમવાનું થયા પછી વેપારીઓને બોલાવી એના સામે પુછવું અને પછી "પોતાને" એ વાત કહેવી, એવો એમનો વિચાર હતો. પણ હરીને તે વિશે સંશય આવવાથી તેણે આગલે દરવાજેથી પોતાના મિત્ર પાસે જવું છે, પુસ્તક લાવવું છે, એવું બહાનું કાઢીને

નાસી જવાનો પ્રયત્ન કર્યો; પણ શિપાઇએ તેને જવા દીધો નહિ. ત્યારે તે મારકીટ તરફની દિવાલ ઉપરથી ખાસગી વાળાના બગીચામાં કુદકો મારી નાસી ગયો.

એ વાત એક વિદ્યાર્થીએ પોતાને આવી કહી, પણ પોતે કાંઇ બોલ્યા નહી. માટે એણે એજ વાત મને આવીને કહી. એ સાંભળતાંજ ચારસો પાંચસો રૂપીઆની અફરાતફરી કરીને માણસ ધોળે દિવસે ઘરમાંથી નાસી જાય છે, અને ઘરમાં આટલા બધા માણસો તથા સિપાઈઓ છતાં તેને પકડવા કોઇ જતું નથી, એ વિશે મને એટલો બધો ગુસ્સો આવ્યો કે, એ ગુસ્સામાં ને ગુસ્સામાં આજે તહેવારછે ને "પોતાને" આ વાત ની ખબર પડશે તો "પોતાને" જમવાનું ભાવશે નહિ, એ વાત હું ભુલી ગઇ ને એકદમ "પોતાની" પાસે જઇ પોતાને આ ખબર આપી. મારા આ ઉતાવળી આપણા બદલ મને બીજી તરફથી યથાયોગ્ય પ્રાયશ્ચિત્ત મળયું. "પોતે" જો કે બધું સાંભળી લીધા પછી કાંઈ બોલ્યા નહિ, તો પણ મનમાં ત્રાસ થયો હોય એમ દેખાયું. કારણકે લખવાનું કામ બંધ રાખ્યું અને જમવાની વખત થઇ માટે સિપાઈ દફ્તર બાંધવા ઉપર આવ્યો હતો, તેને પુછયું કે, "તું દરવાજા પર હતો ને ચોરી કરી છોકરો નાસી ગયો એ વાતની તને કેમ ખબર ન પડી. એની પછવાડે જા ને જ્યાં જતો હોય ત્યાંથી તેને પકડી લાવ, પણ એને મારતો નહિ હો." એટલું કહી પાસે પડેલી ચોપડી લઇ વાંચવા લાગ્યા. હું નીચે રસોડામાં ગઈ.

સિપાઈ જે નિકળ્યો તે બધાને 'એ તે ક્યાં નાશી જવાનો છે. હું એને હમણાં પકડી લાવું છું' એમ ડંફાસ

મારતો દરવાજાપર ગયો. તાઈ સાસુજી તથા નણંદ બેઉ દેવ પુજાની ઓરડીમાં હતાં. તેઓએ આ સાંભળ્યું. ત્યારે એમણે આ વાત ઉપર જઈ કોણે કહી એમ તે સિપાઈને પુછ્યું. તેણે કહ્યું, "હું શું જાણું? ભાભી ત્યાં હતાં તેમણે કહી હોય તો કોણ જાણે!"

એ સાંભળતાંજ શરૂઆત થઈ, નણંદે કહ્યું, "તાઈ જોયું કે? તહેવારને દિવસે જમ્યા પહેલાં આ ખબર એમને પડે માટે મેં અત્યારસુધી કહી નહિ. નહિ તો શું એ મારો કાકો મામો હતો કે એને કોઇએ જાણી જોઇને નસાડી મુક્યો, કે એણે એ વાતઉપર જઇને એટલી બધી ઉતાવળથી કહી? અમારે શું કાંઈ લાગતું વળગતું નથી કે? અમે કોણ! એજ હિતેચ્છુ જણાય છે!"

એ સાંભળી તાઈ સાસુજી કોપાયમાન થઇને બોલ્યાં કે, "અલી! બીજવરની વહુઓ એવીજ ચાડીખોર હોય છે! એ ચાડી ચુગલીઓ કરીનેજ વહાલી થાય! આજ સુધી એને એવી કુટેવ નહોતી. ઉલટી હુંજ એમ કહેતી કે આ બીજવરના વહુઓ જેવી નથી. પણ જલદીજ મારો સંશય ખોટો પડયો! દિવસે દિવસે એક એક ગુણ આવતો જાય છે, એટલું ઠીક છે. આજ સુધી કેટલું એ કહીએ પણ ગુસ્સો આવતો નહી પણ હવે તે આવવા લાગ્યો છે. જવાબ દેતી નથી, પણ ગુસ્સાથી રાતીપીળી થઇ જાય છે. એક એક થાય છે તે ઠીકજ થાય છે સભામાં જવા લાગ્યાછે. અંગ્રેજી તો શિખે છેજ! બે ચાર ડોસીઓ ઘરમાં છે.

એને હાંકી મુકવાનું કહે, એટલે છુટી! પછી સાહેબને મડમ હાથમાં ચોપડીઓ લઈને ખુરશી ઉપર બેસજો. હવે દિવસે દિવસે એને એમ લાગવા માંડયું છે કે હું ઘરની માલકીણ છું, નોકર ચાકરોએ પોતાનાજ તાબામાં રહેવું, નફો નુકસાન જે થાય છે, તે પણ એનુંજ થાય છે! પણ એને કહેવું કે, એવી ફુલાતી નહિ. જ્યાં લગણ અમે જીવીએ છીએ ત્યાં લગણ તારૂં કશું ચાલવા દેશું નહી! એવી ચાડીઓ કરવા લાગીશ તો ઘરમાં માણસ કેમ ટકશે? હરીએ ચોરી કરી તો નુકસાન અમારૂંજ થયું? તેના બાપને પૈસા ભરી આપવા પડશે કે શું? ફરી આવી આગ લગાડીશ તો તારી વાત તું જાણે!" વગેરે ઘણા ક્રોધથી મોટે અવાજે બોલતાં દેવ ગૃહમાંથી અંદરનાં ઓરડામાં આવતાં હતાં.

તેઓ છેવટનાં વાક્યો બોલતાં હતાં તેવામાં "પોતે" નીચે આવી પહોચ્યા અને છેવટનાં બે ત્રણ વાક્યો સાંભળ્યાં. પહેલેથીજ મનને ઘણી અશાંતતા ઉત્પન્ન થઈ હતી; તેમાં વળી આવી રીતે વિનાકારણ મારી ઉપર ગુસ્સો કરેછે એ જાતે સાંભળ્યું એટલે "પોતાનાથી" સહન કરાયું નહિ. અને જરા ઉભા રહી એમને કહ્યું કે, "સાચું કહું તો તમેજ મને આ વાત પહેલાં કહેવી જોઇતી હતી. તેમ ન કરતાં, ચોરનો પક્ષ કરીને ઘરનાં માણસોને વિનાકારણ ત્રાસ શામાટે આપો છો? એ મને ન કહેતો કોને કહે?"

તે સાંભળી તેઓ ઘણાં ગુસ્સે થયાં, અને બોલવાં લાગ્યાં કે, "વહુનું આટલું બધું ઉપરાણું લેવા નીકળયા છો તો એને કોઇએ

ડામ બામ દીધા નથી ! વહુ એટલી બધી લાડકી ને નાજુક હોય તો પાસે લઈને બેસ નહિ તો એને બાજઠ પર બેસાડી, દેવી સમજી તેની પુજા કર! અંગ્રેજી શિખીને ઘણો ડાહ્યો થયો છે એમ તને લાગેછે, પણ તારામાં ડહાપણ જરાએ નથી. અમારો કંટાળો આવ્યો હોય તો વહુનું ઉપરાણું લઇને અમારૂં અપમાન કરીશ નહિ. તેનાં કરતાં અમને ઘરમાંથી કાઢી મૂક."

આ પ્રકારનું બધું કુભાંડી બોલવું સાંભળીને કદીજ ન આવે તેવો ક્રોધ પોતાને આવ્યો ને એકદમ ક્રોધના આવેશમાં "ત્યારે ના કોણે પાડી છે" એટલું પોતાનાથી બોલાઇ ગયું. પણ તરત આ ભૂલ થઈ એમ પોતાના લક્ષમાં આવતાંજ અવાજ એકદમ મૃદુ થઈ ગયો, ને ભુલ સુધારી લેવા માટે છેક નમતું લઇને તાઈ સાસુજી સાથે ધીમેથી વાતો કરવા માંડી અનેક રીતે તેમને સમજાવીને કહ્યું કે, "ઘરમાં અમારા બધાના વડીલ આપજ છો. ગમે તેને ગુસ્સો કરો તો તેણે સાંભળી રહેવું જોઈએ. વખતે મારાથી ભૂલ થાય તો મારો પણ કાન પકડવાનો તમને અધિકાર છે. તમે ગમે તેને કહો, પણ પહેલાં ખરૂં શું છે તેની તપાસ કરો. હમણાં ઉતાવળથી જે શબ્દ મારા મોઢામાંથી નિકળી ગયો તે માટે પણ હું તમારી માફી માગું છું."

આ સાંભળીને તાઈ સાસુજીનો ગુસ્સો જરા ઓછો થયો. અમારા કુટુંબમાં સ્ત્રીઓને સારી રીતે માનથી રાખવાનો પહેલેથીજ ચાલ છે. તેમાં વળી વડીલ સ્ત્રીઆને સર્વેએ માન આપ-

વું જ જોઇએ, તેઓ ગમે તેટલું બોલે તોપણ સહન કરવું જોઈએ, ઊત્તર આપી તેમની અમર્યાદા કરવી નહિ. એવી સસરાજીની તથા "પોતાની" આજ્ઞા હતી. તેથી અમાર વડીલ માણસોને અપમાનકારક શબ્દો સાંભળવાની મુદ્દલ ટેવ ન હોતી. તેમાં વળી જેના તરફથી કોઈ દિવસે પણ વડીલ માણસોને જે શબ્દથી દુઃખ થાય એવા શબ્દો મોઢામાંથી નીકળે નહિ, ને તેમાં પણ વહુ સંબંધી તો કોઇ પણ પ્રકારનો ઉચ્ચાર સરખો થાય નહિ એવી એમની ખાત્રી હતી, તેમણે વહુનો પક્ષપાત કરેલો જોઇ એમને ઘણું અપમાનકારક લાગ્યું. એમાં નવાઇ શી? પણ જ્યારે ઉપર જણાવ્યા પ્રમાણે માફી માગી ત્યારે એમનો ગુસ્સો કમી થયો; અને તેઓ ખુલ્લા દિલનાં હોવાથી થોડા દિવસ પછી એમનો ગુસ્સો બિલકુલ જતો રહ્યો એમ કહીએ તોપણ ચાલે. પણ પોતાના મનને આ વાત વિષે ઘણું ખોટું લાગ્યું. જ્યારે જ્યારે તે વાત યાદ આવતી ત્યારે ત્યારે લાગતું કે, આજ વખતે હું એટલો વિકાર વશ કેમ થયો? ને એવા શબ્દો મારા મોઢામાંથી કેમ નિકળ્યા! અને તે વિષે હમેશાં પશ્ચાત્તાપ થતો. તાઈ સાસુજીના મત્યુ પછી પોતે ચિરંજીવ આપ્પા દીએરજીને તથા નણંદને પુંણે કાગળ લખ્યા તેમાં પણ આ થયેલી ભૂલનો ઉલ્લેખ કરી દીલગીરી દર્શાવી હતી. અમારાં તાઇ સાસુજી ઇ. સ. ૧૮૯૭ ની સાલમાં ભાદ્રપદ મહિનામાં પ્લેગથી ગુજરી ગયાં

---

# ભાગ બારમો.

## સ્પેશ્યલ જજની જગ્યા ઉપર બદલી: બીજી સ્વારી સન આસરે ૧૮૮૩-૮૪

પુના અને સતારા જીલ્લામાંના જે જે તાલુકામાં કન્સીલીએટર તથા ગામ મુનસફી હોય ત્યાં જઈ એક અર્ધો દિવસ રહી "પોતે" એમનાં દફતરો તપાસી ત્યાંથી આગળ જતા. અમારી પહેલાંના સઘળાં અમલદારો પોતે જાતે ગામે જઇનેજ આ લોકોનાં દફતરો તપાસતા ન હતા. આ બાબત અમલદારોની ખુશી ઉપર છે. તેઓ બે ચાર દિવસ તાલુકાને ગામ મુકામ કરી આસપાસના ગામ મુનસફોને તથા કન્સીલીટરોને કહેવડાવતા, અને તેઓ દફતરો લઈને આવે એટલે તે તપાસી લેતાં. એમ ન કરતાં પોતે ગામડામાં ઉતરવાનું રાખતા. તેથી અમારી તથા સ્વારીના બધા લોકોની સગવડ થતી નહિ. એકેક બે બે દિવસ અમને ગાયનું કે ભેંસનું દુધ મળતું નહિ. તેમજ ગામમાં એકજ કુવો હોય તો અમારાં ત્રીસ ચાળીસ માણસોને તથા ઢોરોને પાણી મળવાની મુશ્કેલી થઈ પડતી. પહેલાના અમલદારો એવાં નાનાં ગામડામાં ન જતાં તાલુકામાં દફતરો મંગાવતા; એમ કારકુનો બોલતા હતા. તે મેં સાંભળ્યું ને "પોતાને" જઈને કહ્યું કે, "તાલુકામાં દફતર મંગાવવાથી ચાલતું હોય તો "પોતે" આટલો ત્રાસ શું કામ લ્યો છો?"

ત્યારે કહ્યું, "કે સરકારે અમારી નિમણુક ભથ્થું લઇને મોજ મજા માણવા સારૂ નથી કરી. તાલુકામાં દફતરો સંગાથીએ એટલે જરા હોંશિઆર ને લટપટી માણસો આગળ પડી પોતાને ફાવે તેવું ચિત્ર દોરીને કામદારને ફસાવે. એવી રીતે કરવાથી ખેડુતની ખરી સ્થિતિ સમજાય નહિ; અને તેમની ખરી સ્થિતિ જોઈ જાણી એમની અડચણો દૂર કરવાની સરકારની મુખ્ય ઉદ્દેશ છે, તે કેટલાક સમજતા નથી ને અમથાજ આળસ કરેછે. વળી આપણે જાતે ગામડામાં જઈએ તો ત્યાંના ઘરડા માણસોની સાથે મેળાપ થાયછે અને આપણને જે જાણવુ હોય તે પોતાની મેળેજ વાતચિતમાં જણાઇ આવે છે. એવી સ્થિતિ હોવાથી આપણે નાનાં ગામડાંઓમાં ફરવા જઈએ છીએ. વિનાકારણ ત્રાસ વ્હોરી લેવાની મને કાંઇ હોંસ છે?"

---

# ભાગ તેરમો.

## તપખીરની દાબડી ખોવાઇ.

### ઈ. સ. ૧૮૮૪-૮૫

એજ વર્ષે ફરતાં ફરતાં અમે સતારા જીલ્લામાં ગયાં. તે દિવસે કોરેગામમાં મુકામ કરવાનું નક્કી કર્યું હતું. રાત્રે બળદ ગાડીઓ આગળ નિકળી ગઈ હતી. અમે બીજે દિવસે સવારે ઉઠી ઘોડા ગાડીમાં બેસીને નિકળ્યાં. રાત્રે ઉતરેલા મુકામે સારૂં પાણી ન હોય તો રસ્તામાં નદી આવે ત્યાં તેના

પાણીથી પ્રાતઃર્વિધિ કરતાં. કોરેગામની આ બાજુએ કૃષ્ણા નદી ઉપર અમે બધાએ પ્રાતઃ વિંધિ કરી લીધી. આજે જરા મોડું થયું, માટે મેં મારી પાસે જે ફરાળનો ડબ્બો હતો તે બહાર કાઢયો; અને અમે બન્નેએ થોડું ખાધું, ને બાકીનું સિપાઈ તથા કોચમૅનને આપી 'તમે પણ જઈને ખાઓ ને ડબ્બો માંજી લઇ આવો,' એમ મેં કહ્યું.

તેવામાં "પોતે" મને કહ્યું કે "આજે મોડું થવાથી મારાથી ચલાયું નથી તેથી હું સડકના રસ્તેથી આગળ જાઉ છું. પેલાં માણસો આવે એટલે ગાડી જોડાવીને તું વહેલી આવજે."

એમ કહી પોતે આગળ ગયા પછી મેં રમુજને માટે નજદીક એક આંબાનું નીચું ઝાડ હતું ત્યાં જઈ ગાડીવાનની ચાબુક વડે બે ત્રણ ફટકા માર્યા. તેથી પાંચ પચીશ કેરીઓ નીચે પડી. પણ તેટલાથી તૃપ્તી ન થતાં વધારે કેરીઓની લાલસાથી જોરથી એવો એક ચાબુકનો સપાટો માર્યો કે, ચાબુકનો છેડો બંગડીને લાગીને ચાબુકની સાથે બંગડી પણ ઉપર ઉડી ગઈ. આ તરત ખબર પડી પણ તે ક્યાં પડી તે દેખાઇ નહિ. મેં તથા સિપાઇએ ઝાડની નીચે ઘણી શોધ કીધી પણ જડી નહી. કોણ જાણે ઝાડમાં ભરાઇ કે શોધતા શોધતા અમારો પગ ભુલથી તેની ઉપર પડ્યાથી તેજ રીતે દબાઇ ગઈ કે શું ! અમે ઘણીવાર શોધી પણ જડી નહિ.

એટલામાં ગાડી તૈયાર થઇ આવીને હું તેમાં બેસી આગળ ગઇ. હવે "પોતાને" શું કહેવું. બંગડી ખોવાઈ તે માટે શું લાગશે ? મેં કેરીઓ પાડવાનો લોભ કર્યો તે બરાબર કીધું

નહિં, એવો પશ્ચાતાપ થઇ બ્હીક લાગી. એટલામાં એક માઇલ ગાડી આવી પણ "પોતે" મળ્યા નહિ; તેથી હું ગભરાઇ અને મારી મૂર્ખાઇથી ને ઉદ્ધતાઇથીં "પોતાને" આવા તડકામાં કેટલું બધું ચાલવું પડયું એ વિષે મને ઘણું ખોટું લાગ્યું. પણ ઉપાય શું ? બીજા માઇલ પર પોતે મળ્યા અને ગાડીમાં બેઠા. પછી મેં બંગડીની વાત કરીને દિલગીરી બતાવી. બધું સાંભળી લઈ ઘણીવાર પછી શાંતતાથી કહ્યું, "તેં બીજાની કેરીઓ પૂછ્યા વગર પાડી એ ખોટું કીધું. માટે તને શિક્ષા થાય ને યાદ રહે કે ફરી આવું કરવું નહિ એટલા માટે તારી બંગડી ખોવાઈ છે. હવે હું એ બંગડીની શોધ કરાવીશ નહી ને નવી પણ કરાવીશ નહિ. એટલે તને યાદ રહેશે."

આ બોલવું એમનું હમેશ માફક હતું, તથાપિ એ વાત એમને ગમી નહોતી તે એમની મુખ મુદ્રાપરથી જણાતું હતું. તેથી આ સાદું લાગતું ભાષણ મને શિક્ષારૂપ ભાસ્યું. વધારે ગુસ્સો આવવાનો વખત ન આવે માટે તે આખો દિવસ મેં ખિન્નતાથી મારૂં કામ કરવામાં ગાળ્યો. રાત્રે જમવા બેઠા ત્યારે હમેશની માફક પણ મહારાજને હાંક મારી કહ્યું કે, "બજાબા, આજ સવારનું પોણોસો રૂપીઆનું અથાણું તો પિરસવા લાવ!"

તે બિચારો શું લાવે ? મોઢું ઊતારીને છાનો માનો ઉભો રહ્યો. અથાણું કોણે બનાવ્યું હતું ? સવારથી કેરીઓ ત્યાંની ત્યાંજ પડી રહી હતી. સવારથી તે કેરીઓ તરફ માત્ર જોવું

એજ શિક્ષારૂપ ભાસતું. કોઈ કાંઈ બોલતું નથી, તેમજ અથાણું લાવતું નથી એ જોઇ મને કહ્યું કે, "બીજી વાતો ધ્યાનમાં રાખવી, પણ બંગડી ખોવાઈ તેથી આટલું ખિન્ન થવાનું કારણ નથી. મારાથી પણ આજ તારા જેવીજ એક વાત બની છે. આજ બપોરે મારી તપખીરની દાબડી ખોવાઇ છે. મારી એક વસ્તુ ખોવાઇને તારી પણ ખોવાઈ. તું કહેશે કે તે તો જસતની હતી તેની તે શી કિંમત ? કિંમત નો આ વખતે વિચાર ન કરતા ઉપયોગની દૃષ્ટિથી જોતાં મારી દાબડી વધારે કીમતી હતી; કારણ એ વિના ચાલશે નહિં. કોઇ પણ વસ્તુ ખોવાય તો સાવધાની કે હોંશીઆરી કમી હોવાનો દોષ લાગે છે. માટે તે દોષ ન લાગે તે સારૂ સંભાળવું જોઇએ. પણ તે વિના બધો વખત આમ ખિન્ન શા માટે થવું ? હસી રમી સમાધાનથી રહેવું; એટલે બીજાઓને પણ ઠીક લાગે." ત્યાર પછી એ ખોવાયલી વસ્તુનું નામ પણ કાઢયું નહિં.

---

# ભાગ ચૌદમો.



## અનુસૂયા બાઇની કથા.

એજ અરસામાં અનુસૂયા બાઈ નામનાં સંસ્કૃતજ્ઞ કથા કરનારાં બાઈ પુનામાં આવ્યાં. એમની સાથે એમના પતિ તથા વડીલ હતા. આ બાઈ પણ પંડીતા રમાબાઈની માફક શ્રીમદ્

ભાગવત વાંચતાં તથા કથા વાંચતી વખતે દેવસ્થાનમાં બધે સંભળાય એવા મોટા અવાજે ગીત ગાઈ કથા સંભળાવતાં. અમારે ઘેર તેમજ બીજા ઘણાઓને ત્યાં એમની પાસે કથા કરાવી, તથા એક દિવસે જોશીના કે સ્ત્રીઓના વિષ્ણુ મંદિરમાં એમની કથા કરવાનું નક્કી થયું તે વખતે રોજ મંદિરમાં આવનારી સ્ત્રીઓએ એવો ઠરાવ કીધો કે સુધારકોની સ્ત્રીઓને આજે મંદિરમાં બેસવાની જગા આપવી નહિં. સભામંડપમાંની જગા ખાલી રાખી આગળની જગામાં આપણે જઇ બેસવું; એટલે એમને મંડપમાં પુરૂષો પાસેજ જઇ બેસવું પડશે; તેઓ સભામાં જાયછે ત્યારે પુરૂષો પાસે ખુરશીઓ ઉપર બેસે છે; તો અહીંઆ જૂદી જગ્યા શું કામ જોઈએ ?"

તેમના આ સંકેતની હકીકત મારી એક બે બેનપણીઓ તરફથી મારા જાણવામાં આવી. જૂના તથા નવા પ્રકારની સ્ત્રીઓ સાથે હું હમેશાં હળામળીને રહેતી, તેથી બન્ને તરફની ઘણી સ્ત્રીઓ સાથે મારે બેનપણાં હતાં. અમને જૂદા પાડવાનો આ એમનો વિચાર મને પસંદ આવ્યો નહિં. તે વિષે માઠું લાગ્યું, અને અપમાન પણ લાગ્યું. કલાક બે કલાક પહેલાં જો મને આ વાતની ખબર પડી હોત તો મેં આ તેમની ગોઠવણ ભાંગી પાડી હોત. પણ તેવો વખત મળ્યો નહિ. સુળે મને મંદિરમાં જવામાં જરા મોડું થયું હતું, ને ત્યાં ગયા પછી આ બધું મે સાંભળ્યું. પણ મંદિર ખીચોખીચ ભરાઇ ગયલું હોવાથી કાંઈ ઉપાય ચાલ્યો નહિ; માટે પંડીતા રમાબાઈ તથા અમારા

વર્ગની બીજી સ્ત્રીઓ જયાં બેઠી હતી ત્યાં જઈ હું નાખુશીથી બેઠી. પણ મને ત્યાં ચેન પડયું નહિ. ત્યાંથી ઉઠીને ઘેર જાવાનો વિચાર મનમાં ઘોળાવા લાગ્યો. સભામંડપમાં એક તરફ સુધારકો માટે તથા બીજી તરફ એમની સ્ત્રીઓ માટે જગ્યા તૈયાર કરી હતી; તથા વચમાં અન્નપૂર્ણા બાઇ માટે જગ્યા રાખી હતી.

કથા શરૂ થયાને દશ પંદર કે મિનિટ થઈ હશે ત્યારે મેં પંડિતા રમાબાઇના કાનમાં કહ્યું કે "આજ મને ઠીક લાગતું નથી. માટે હું ઘેર જાઉં છું" એમ કહી હું ઘેર આવી. આવતી વખતે મનમાં એમ લાગતું હતું કે આપણે જે કાંઈ કર્યું છે તે ઠીકજ કર્યું છે. એમાં આપણું પરાક્રમ જણાશે. એમ સમજી તાનમાં સામેજ ઓટલા ઉપર તાઈ સાસુજી બેઠાં હતાં. એમને કહ્યું કે, મને પુરૂષોમાં બેસાડવાનો ઠરાવ કરી સ્ત્રીઓને બેસવાની જગા બધી બીજી સ્ત્રીઓએ રોકી દીધી હતી તેથી મને ખોટું લાગ્યું ને હું ત્યાં થોડી વાર બેસી ઘેર આવતી રહી. મારૂં આ કામ તે બધાને પસંદ પડશેજ એવી મારી ખાત્રી હતી ને તે પ્રમાણે તેઓએ શાબાશી આપી અને કહ્યું કે "જોયું, એવોજ તર્ક કરવો જોઈએ. તેથી લોકોમાં સારૂં દેખાય ને નિંદા ના થાય. આ નવા શિખેલા છોકરાને વ્યવહારની કાંઈ ખબર પડતી નથી. ગમે તેમ કરવા કહે છે, પણ એ બધું કરવું આપણને કેમ પરવડે? ઘરના પુરૂષોને ગુસ્સો આવે તો તે બે દિવસમાં ઉતરી

જાય. પુરૂષોને ગુસ્સે થવાનો સ્વભાવજ હોય છે. બહારનો રોશ સ્ત્રીઓ ઉપર કાઢવામાં તેઓ પરાક્રમ સમજે છે." એવી રીતે બીજા ઘણા શબ્દોથી આ પ્રમાણે કરવાનું મને ઉત્તેજન મળે તેવું મારી તરફણથી માયાળુપણાથી બોલ્યા, તેથી મને ઘણો આનંદ થયો.

પણ આ આનંદ એક બે કલાક ટક્યો નહિ, એટલુંજ નહિ પણ, એવી ભૂલ ફરી મારા હાથે ફરીને કોઇવાર થઈ નહિ. સાંજે "પોતે" ઘેર આવ્યા એટલે હું હમેશની માફક કપડાં લેવા આગળ ગઈ, ત્યારે મને જોતાંજ પૂછ્યું કે, "આજે તને શું થાય છે?" મારાથી સહજ બોલાઈ ગયું કે કાંઈ નહિ.

આટલું બોલી રહ્યા પછી મંદિરમાંથી બહાનું કાઢીને આવ્યાનું મને યાદ આવ્યું. હું મનમાં ને મનમાં મુંઝાવા લાગી. મને તે વિશે ફરી પુછે તો હું શું કહું? એમ થવા લાગ્યું. એટલું ઠીક થયું કે, મને તે વખતે કાંઇ પૂછ્યું નહિ, તેમજ મારી સાથે બોલ્યા પણ નહિ. કપડાં લેવાને માટે હું હમેશ પ્રમાણે સામી ઊભી હતી પણ તે મારા હાથમાં ન આપતાં પોતે ઉઠી ખુંટીપર મુક્યાં. હું બૂટ કાઢવા નીચી વળી ત્યારે ગુપચુપ મારા હાથને ખસેડીને 'પોતે' જ કાઢ્યાં. હું દશ પંદર મિનિટ ત્યાંજ ઉભી રહી, પણ મારી સાથે રોજની માફક કાંઈજ બોલ્યા નહિ. તેથી હું બીહી ગઈ અને અત્યાર સુધી જે આનંદમાં હું મલકાતી હતી, તે જતો રહ્યો ને મનમાં ઘણું લાગવા માંડ્યું. કારણ કે એમની હમેશની એવી ટેવ હતી કે બહારથી આવે એટલે મારી સાથે દશ પંદર મિનિટ

વાત ચીત કરતા. બહારથી આવતી વખતે જો કોઇ સાથે હોય અથવા કાંઈ બહુ જરૂરનુંજ કામ હોય તોજ માત્ર એમાં ફરક પડતો. પણ એવું કાંઇ આજ નહોતું ત્યારે આજ આમ કેમ? રાત્રે પિરસતી વખતે પણ મોઢેથી હા કે ના કહેવાને બદલે હાથવડેજ નિશાની કરી. આ વાત બીજા કોઇના ધ્યાનમાં આવી નહિ, પણ મારા ધ્યાનમાં તુરતજ આવી; અને મને ચેન પડે નહી. મનમાં એમ આવ્યું કે આજે મેં જે કર્યું તે ગમ્યું નહોતું તો બધાના દેખતાં જણાવવું હતું. એટલે એક રીતે ઠીક થાત. પણ આ તો "મોઢું બાંધીને ગડદાનો માર" મારવા જેવું થયું.

રોજની પેઠે હું ઉપર ગઈ. અને દક્ષિણા પ્રાઇઝ કમિટી-માંથી આવેલી ચોપડીઓના આગલે દીવસે વાંચેલા ભાગ પછીથી આગળ વાંચવા માડયું. એ વાંચતી વખતે કાંઈ અશુદ્ધ વાક્ય કે શબ્દ આવે તો ત્યાં પેન્સિલ વડે નિશાન કરવાનું કહેતા પણ તે દિવસે કાંઈજ નહિ. વાંચતાં મે જાણી જોઈને એક બે ભૂલ કરી, પણ તે તરફે લક્ષ આપ્યું નહિ. વાંચન પુરૂં કરવું એમ લાગ્યું ત્યારે બીજી તરફ મોઢું ફેરવીને ઓઢી લીધું ત્યારે મેં દીવાને આધો કરી ચોપડી ઠેકાણે મૂકી દીધી. નોકર પગે ઘીચોળવા આવ્યો ત્યારે "તું આજે રહેવાદે" એમ કહી મેંજ ઘી ચોળવા માંડયું. આમ કરવાનો હેતુ એટલોજ કે "હવે બસ કર" એટલું તો બોલશે. ઘી ચોળતાં ચોળતાંજ એમને ઉંઘ આવી ગઈ. આસરે અરધો કલાક પાસું બદલતી વખતે "હવે બસ કર" એમ

કદી બીજો પગ આપવો જોઈએ પણ આજે ઊંઘમાં પણ કેમ યાદ રહ્યું તે કોણ જાણે; કારણ કે ઉંઘમાં પણ અબોલા રહ્યા ને કાંઇ બોલ્યા નહિ. ફકત પાસું બદલી ફરીભર ઊંઘમાં પડયાનું મિષ કર્યું.

આ વખતે ઘી ચોળતાં ચોળતાં મને ઝોકાં આવતા હતા. પણ ઊંઘનું કરેલું બહાનું અને બોલવાની ગએલી વખતથી મારી ઉંઘ તદ્દન ઊડી ગઈ ને મને અતિશય ખરાબ લાગ્યું. હું ઘણો વખત રોઈ પણ ખરી. 'કોઇ દિવસ નહિ. ને આજજ આ અબોલા શા શારૂ?" એમ પૂછવાનું ને 'મારી કાંઇ ભૂલ હોય તો એકવાર તો માફ કરો એમ કહેવાનું મારા મનમાં ઘણું આવ્યું, પણ મોઢામાંથી એક શબ્દ પણ નીકળે તો સોગન! મનગમે તેટલું લીન થાય પણ નાનપણથી માની સ્વભાવ હોવાને લીધે મોઢામાંથી એવા શબ્દોનો ઉચ્ચાર થવો ઘણો અઘરો લાગે છે. એ પ્રમાણે હજાર વખત મનમાં નિશ્ચય કર્યો હશે, પણ મોઢામાંથી એક શબ્દે સરખો નીકળ્યો નહિ. હવે તો હું બોલીશજ એમ મનમાં નિશ્ચય કરૂં એટલામાં પોતાની હાલ ચાલ થાય એટલે બધો નિશ્ચય જ્યાંનો ત્યાં દબાઈ જતો એમ કરતાં કરતાં આખીરાત પૂરી થઈ. અમને બન્નેને ઉંઘ આવી નહિં. પોહ પ્રાટતાંજ "પોતે" ઊઠીને બહાર ગયા ત્યારે મને ઘણી નિરાશા થઈ. કદી જાણવામાં ન હોતી તેવી શિક્ષા મને આજે શામાટે કીધી એ વિચારથી હું ઘણી રોઈ; અને આંખને ટાઢું પાણી ચોપડીને બરાબર લુછીને મોડું થવાથી હું ઝટપટ નીચે ગઇ. પણ નીચે ગયા પછી મને મુદ્દલ ચેન પડયું નહિ.

આખીરાત ગઈ, પણ મેં ક્ષમા કેમ ન માગી? માત્ર માની પણાથી મેં મનને દુઃખ કર્યું તે સારૂં કર્યું કે? હવે જમવા પહેલાં મન મોકળું કરી લઇશ ત્યારે મનને ચેન પડશે, એમ વિચાર કરીને રોજ પ્રમાણે ન્હાઈ ને મેં ચટણીઓ, રાયતાં છાશ વગેરે કીધાં. પણ મેં અબોટીઉં પહેર્યું છે તે બદલ્યા વગર એમને મારાથી કેમ મળાશે? અને તેથી અબોટીયું બદલવાનું હું બાનું શોધવાના વિચારમાં પડી. કારણ હું પિરસવા લાગી ત્યારથી નણંદ, તાઈ સાસુજી વગેરે મારૂં પીરસેલું જમતાં પણ એમણે એવી સરત કરી હતી કે, સ્નાન કર્યા પછી દેવ મંદીર, વચલો ઓરડો તથા રસોડા શિવાય ક્યાં પણ મારે બીજી પંગત ઉઠતાં સુધી (બૈરાંઓ જમીલે ત્યાં સુધી) હોજ તરફ પાછલા બારણે કે મેડી ઉપર જાઉં તો ફરી સ્નાન કરી અબોટીયું પહેરવું જોઈએ; તે વગર ચાલે નહિ. આથી મને ઉપર કહ્યા મુજબ વિચારમાં પડી. હવે સ્નાન કરવા નીચે આવવાનો વખત થયો છે ને હું એકદમ જો ઉપર નહિ જાઉં તો મને મળસે નહિ, એમ વિચાર કરી પેટમાં દુખવાનું બહાનું કાઢી ઘરમાં જે બીજી સ્ત્રીઓ હતી એમને "મારા પેટમાં દુઃખે છે તો તમે પિરસજો હું જરા વારમાં આવું છું." એમ કહી અબો-ટીઉં બદલ્યું.

આથી નણંદ ગુસ્સાથી બોલ્યાં; "હાજ તો! ત્યાં સુધી માં તો બધું પિરસાઈ રહેશે ને પછી બાઇ સાહેબ આસ્તે આસ્તે રોફથી આવશે!"

આ વખતે બીજી સ્ત્રીઓ હસવા લાગી. પણ તાઈ સાસુજીએ કહ્યું કે, "અલી તું એમ શા માટે બોલે છે? હમેશાં તે બધું પિરસતી નથી કે? તે એવી ડોળ ઘાલુ નથી, કે બહાનાં કહાડતી નથી. તે આજ સવારથી સુકાયા જેવી દેખાય છે."

મારૂં ધ્યાન મૂળની વાતમાં હોવાથી જયારે બધી સ્ત્રીઓ વાતો કરવામાં રોકાયલી હતી ત્યારે હું કપડાં બદલી મેડીપર ગઈ. "પોતાનો" ઉઠવાનો વખત થયો હતો, તથા દફ્તર બાંધતા હતા. મે પાસે જઈને કહ્યું કે, "મારાથી એકવાર ભૂલ થઈ, ફરીથી હું એમ કદી કરીશ નહિ. કાલ સાંજથી મને ચેન પડતું નથી."

પછી થોડી મિનિટો ગયા બાદ મને કહ્યું કે, "પહેલાં ગાંડાઈ કરે છે, તેથી તને તો ત્રાસ થાય છેજ .પણ સાથે મને પણ થાય છે. આપણું માણસ આપણી ઇચ્છા મુજબ ન વર્ત્તે તો તે કોને સારૂં લાગે? એકવાર આપણી ગમતી દિશા સમજાઇ એટલે તેજ ધોરણે આપણે વર્તીએ તો બન્નેને આવો ત્રાસ થાય નહિ. ફરી એમ કરતી નહિ" વગેરે કહી સ્નાન કરવા નીચે ગયા.

હું પણ જલદીથી બીજે દાદરે થઈ નીચે જઈ બજાબાએ "પોતાને" ન્હાવા માટે પાણી કાઢયું હતું તેજ પાણીથી ન્હાઇને પિરસવા લાગી.

પીરસવાનું પત્યું ને છેલ્લી પંક્તિમાં વડીલ સ્ત્રીઓ સાથે મેં જમી પણ લીધું તો પણ આખો દિવસ મારૂં મન ઉદ્દિગ્ન

હતું. મેં નિશ્ચય કર્યો કે હવે જે વાત "પોતાને" ન ગમે, તે વાત ફરીથી કરવી નહિ. બધી શિક્ષાઓમાં અબોલા જેવી ભારે શિક્ષા બીજી કોઇ નહિ હોય એવું મને લાગવાથી ફરી એવો પ્રસંગ મેં કદી આવવા દીધો નહિ. અને આવ્યો પણ નહિ.

આ પછી કેટલાક દિવસે હીરાબાગમાં એજ્યુકેશન કમીશનની સભા ભરાઈ તેમાં મને તથા પંડિતા રમાબાઈને સ્ત્રી શિક્ષણ વિષે ભાષણ કરવા કહ્યું. પંડિતા રમાબાઈ જાતે વિદુષી હોવાને લીધે તથા એમને બોલવાની ટેવ હોવાને લીધે એમનું ભાષણ ઘણું સારૂં થયું. પણ હું ઘણી ગભરાઇ ગઈ. પાંચ દસ પંદર વાક્યો જેમ તેમ બોલીને બેસી ગઈ. તો પણ પહેલાંના ભાષણ કરતાં આ સારૂં થયું હશે, એમ એક બે વાર "પોતાના" બોલવા ઉપરથી જણાયું.

હીરાબાગની આ બન્ને સભાઓમાં જુના તથા નવા મતની ઘણી સ્ત્રીઓ આવતી, તથા એક બીજી સાથે મોકળા મનથી અને હોંશથી વર્તતી, તે જોઈ એમના પરસ્પર મેળાપના વારંવાર પ્રસંગ આણશું તો આ સ્ત્રીઓ પ્રેમથી તથા સંપથી રહેશે, એમનું સાંકડું મન ખુલ્લું થઇ શિક્ષણની એમને અભિરૂચી થશે, માટે હળદર કંકુ જેવા અથવા પાર્ટી જેવા સમારંભ વરસમાં બે ચાર વખત કરવા, અને તેનો જે ખર્ચ થાય તે પોતેજ કરવો, લોકો પાસે માંગવો નહિ. એમ મને "પોતે" કહ્યું.

એ પ્રમાણે થોડાક મહિના પછી બે ત્રણ બેનપણીઓએ મળીને લેડી રે–તે વખતના ગવરનરનાં પત્ની–ને પાર્ટી આપી. પુનામાં સ્ત્રીઓની આવી પાર્ટી આ પહેલીજ હતી. તેમાં હિંદુ સ્ત્રીઓને માટે ખાવાનું જૂદા ઓરડામાં મુકયું હતું. એમાં અનાજનું બનાવેલું કાંઇ ન હોતું, માત્ર મેવા મિઠાઈ તથા ફળ ફળાદિ હતાં. તેથી હિંદુ સ્ત્રીઓ ઘણી રાજી થઇ, એમાં એમને કાંઈ ગેરવાજવી લાગ્યું નહિ. તેમજ યુરોપીઅન તથા બીજા લોકો માટે ફળો તથા મિઠાઈ હતાં. તેમજ તેમને સારૂ હિંદુ તેરહનાં પકવાન્નો પણ મુકેલાં હતાં, તે એમને બહુ ગમ્યા. હિંદુ સ્ત્રીઓએ માત્ર ત્યાં ઉભાં રહી બધાં સાથે શિષ્ટાચાર પ્રમાણે થોડુંક ખાવા કરતાં મીઠાઈ અને ફળો રૂમાલમાં બાંધી છોકરાં છૈયાં માટે ઘેર લઈ જવાનું વલણ ઘણું હતું. કારણ તે દિવસે છોકરાઓને સાથે લાવવાની મનાઇ હતી. ખાવાનું થયા પછી હિંદુ રીવાજ મુજબ પાન સોપારી, હલદર કંકુ વગેરે રાખેલું હોવાથી અમારી સ્ત્રીઓને પાર્ટીના પદ્ધતિ પરદેશી ન લાગતાં ઉલટી ગમી.

પછી પોતાની બદલી ત્યાંજ સ્મૉલકૉઝ કોર્ટમાં થઇ. અને આગળ જતાં થોડા દિવસમાં હિંદુસ્થાનની ફાઇનૅન્સ કમીટીમાં "પોતાની" નિમણુક થઈ, અને તેથી સીમલે જવું પડયું. એપ્રમાણે અમે ઈ. સ. ૧૮૮૬ ના ચૈત્ર મહિનામાં પૂનેથી સીમલે જવા નિકળ્યાં.

---

# ભાગ પંદરમો.

## ફાઇનૅન્સ કમીટીમાં નિમણુક; સન ૧૮૮૬.
## સીમલાની સ્વારી.

અમે પુનાથી નિકળીને અમદાવાદમાં 'પોતાના' મિત્ર પ્રો. આબા સાહેબ કાથવટેને ત્યાં પહેલો મુકામ કર્યો. એ વખતે "પોતાના" જીવલગ મિત્ર રા. બા. શંકર પાંડુરંગ પંડિત કાંઇક સરકારની નારાજીને લીધે નવરા હતા. એમને સીમલે આવવા માટે ઘણો આગ્રહ કરીને સાથે લીધા હતા. વળી આજ વખતે ભાવનગરના એક શ્રીમંત તથા ખાનદાન કુંટુંબના નાગર ગૃહસ્થ હરીપ્રસાદ સંતોકરામ દેસાઈ કે જેઓ પોતાનાં તથા પંડિતના મિત્ર હતા, તેઓ પણ સીમલા જોવા માટે પોતાના છોકરા છૈયાંઓ તથા નોકર લોકોને લઇ ભાવનગરથી અમદાવાદ આવ્યા, અને ત્યાંથી અમે બધા સાથે નિકળ્યાં. અમે બધા મળીને આસરે ચાળીસ પચાસ માણસો હતાં. અમારા ઘરના અમો બન્ને, નણંદ, આબા દિએરજી, બાઇ, બ્રાહ્મણ, નોકર તથા "પોતાના" મિત્ર. રા. બા. પંડિત, તે શિવાય દેસાઇનાં પત્ની, તેમની બે દીકરીઓ, અને નોકર સ્રીઓ, એટલી સ્રીઓ હોતી; તથા પુરૂષોમાં ભાઇ સાહેબ, એમના ચાર દીકરા, એક સાથે રાખેલો હકીમ અને સગાં વહાલાં તથા નોકરો વગેરે હતાં.

અમદાવાદથી નિકળીને બીજો મુકામ જયપુર કીધો. જમ્યા પછી ત્યાંનુ' પ્રસિધ્ધ મ્યુઝીઅમ જોવા અમે સૌ ગયાં. ત્યાં

અનેક શીખાઉ કારીગરો આરસ પહાણના કામો—એટલે દેવાની ઘણી સુંદર મૂર્તિઓ આઠ ખુણીઆ, પક્ષીઓની તથા જનાવરનાં ચિત્રો, ચાર ખુણીઆ બદામી ઘાટના તથા ગોળ ડબ્બાઓ, બૂટ, રકાબીઓ વગેરે અનેક પ્રકારની ચીજો બનાવતા હતા. તૈયાર કરેલી ચીજો કબાટમાં ગોઠવી મુકેલાં હતાં. તેમાંથી એક નાની, સુંદર અને સુઘડ લક્ષ્મીનારાયણની મુર્તિ અમારી નણંદને ઘણી ગમી, અને તે લેવાની ઇચ્છા તેમણે જણાવી માટે તે એમને લઇ આપી. ત્યાંથી અમે રાજમહેલ તથા સરકારી બગીચો જોવા ગયાં, પાછાં આવતાં જેટલો શેહરનો ભાગ જોવાનું બની શક્યું તેટલો જોઈ લીધો; અને રાતની ગાડીએ અંબાલે જવા નિકળ્યાં.

અંબાલા સુધી રેલ્વે હતી તથા ઊતર્યા પછી ટાંગામાં બેસી કાલકા ગયા. કાલકામાં ઉડીઆ ગાર્ડન નામે એક મોટો બગીચો જોવા લાયક છે, તે જોવા માટે અમે કાલકા ઉતર્યાં. આ સમય બપોરનો અગીઆર બાર વાગવાનો હતો. કાદમ્બરીમાં જેવું બગીચાનું વર્ણન આવે છે, તેવો આ બગીચો મનોરમ્ય હતો. અમે ત્રણ દિવસની મુસાફરીથી થાકી ગએલા હોવાને લીધે આ બગીચામાં જ્યારે આવ્યાં ત્યારે ફળો તથા ફુલોથી ભરેલો બાગ ઝાડમાંથી વહેતો શીતળ વાયુ, તથા હોજમાં ભરેલું પાણી, એ જોઇ ઘણો આનંદ પામ્યાં. તે બધામાં મનને વિશેષ આરામ આપનારા તે પ્રદેશના જૂદા જૂદા રંગના સુંદર બાંધાના તથા આકારના મધુર બોલનારા કેટલાંક નાનાં ચકલી જેવડાં પક્ષીઓ હતા. જો કે તેઓ નાનાં હતાં પણ ઘણે મોટેથી અને

બારીક અવાજથી સીસોટી પાડતાં હતાં. તે સાંભળી પ્રવાસના બધા શ્રમનો પરિહાર થયો. અને અમને ઘણો આનંદ થયો. આ બગીચામાં બધા કરતાં વધારે ઝાડ "પીઅર" નામના ફળના હતાં આ ફળ લીલાં તથા એક બાજુએ લાલ હોવાને લીધે કરેણ આંબાની કેરીઓ જેવા દેખાતાં હતા. આ ઝાડને કેરી માફકજ ઘણાં પાન હોઈ છે. તે છાયાવાળું તથા ઠીંગણું હોય છે. આ દિવસ તે ફળની મોસમના હોવાને લીધે બધાં ઝાડો ફળના ભારે ઝુકી ગયાં હતાં. જમીનપર ઉભા રહીને હાથથી ફળ તોડાતાં. ઝાડને ફળ કરતાં પાંદડા કમી હોય એમ ભાસતું હતું. હોજ પાસે કમાનો બનાવી તે પર જુદા રંગના ને વાસવાળાં ફુલની વેલો ચઢાવી હતી. ખરેખર તે બાગ ઘણોજ ઉત્તમ તથા કદી ન ભુલાય એવો છે.

બાગ જોઇને અમે નિકળ્યા તે રાત્રે સાત આઠ વાગે સીમલા પહોંચ્યાં ત્યાં જે બંગલો ભાડે લીધો હતો તે હિંદુ કુટુંબના ત્રીશ ચાળીશ માણસથી રહેવાય એવડો મોટો હતો. આ બંગલો જુના કબરસ્તાન આગળ હતો. તે અરકીના રાજાનો હતો. બંગલો બે માળનો અને મોટો હોવાથી દેસાઈના તથા અમારા કુટુંબોને માટે પુરતો હતો. આ બંગલાને ભોંયતળીએ અરકીનો વકીલ રહેતો હતો.

સીમલાની હવા ઘણીજ સારી તેમજ પાણી પણ મીઠું હતું; પણ વસ્તીના પ્રમાણમાં ઘણુંજ થોડું હતું; તેથી ત્યાંના પહાડી લોકો તગારામાં કે કાથરોટમાં બેસીને સ્નાન કરતા અને તેજ પાણીથી સદરો તથા ઈજાર

ધોઈ નાખતા. ત્યાંની સ્ત્રીઓનો પોશાક ઈજાર સદરો તથા માથાપર બે ત્રણ હાથ લાંબી ઓઢણી હોય છે, હાથ પગમાં ગળામાં તથા માથા ઉપર જુદી જુદી જાતના ચાંદીના પીત્તળના તથા મણકાના દાગીના પહેરે છે અને વાળની અનેક ચોટલીઓ ગુંથી પીઠપર છુટી રહેવાદે છે. બરફ પડવા માંડે ત્યારે આ લોકો જવાળામુખીને તળીએ અથવા આસપાસ જઈ રહેછે. પુરૂષોના પોશાકમાં લંગોટી, સદરો તથા માથાપર ચાર પાંચ હાથ લાંબું કપડું હોય છે. આ લોકોનો બાંધો મજબુત હોય છે; તથા રંગે ગોરા અને નાજુક હોય છે. આ લોકો ઘણા ખરા મજુરીનો ધંધો કરે છે. એ જાતમાં ચાર પાંચ કે તેથી વધારે સગા ભાઈઓની વચ્ચે એક સ્ત્રી કરવાની ચાલ છે. અનુકૂળતા હોય તો એક કરતાં વધારે સ્ત્રી કરે તો ચાલે છે. નીતિ તથા આચારમાં વિષે આપણે સમજીએ છીએ તેમ તેઓ સમજતા નથી.

અમે રહેતા તે બંગલાની આજુ બાજુ "કુલી" લોકોની વસ્તી ઘણી હતી. સાંજ પડે એટલે એ લોકોના બૈરાંઓ અમારાં કમ્પાઉન્ડમાં બેસવા આવતાં. એમની સાથે વાત ચીત કરતાં મને આ બધી ખબર મળી. અમારા દક્ષિણી લોકો વિષે ત્યાંનાં લોકોને તો માહિતી નથીજ. પણ યુરોપીઅન લોકોને સુધ્ધાં ઘણી માહીતી નહિ હોય, એમ દેખાતું. સાંજે અમારા બંગલામાંથી અમે બધા સાથે ફરવા નિકળતાં ત્યારે અમારા ઘરનાં આસરે દશ પંદર માણસો, ચાર પાંચ નોકર તથા ચાર પાંચ જીનરિક (હાથ ગાંડીઓ) એમ બધાં મળી

બારીક અવાજથી સીસોટી પાડતાં હતાં. તે સાંભળી પ્રવાસના બધા શ્રમનો પરિહાર થયો. અને અમને ઘણો આનંદ થયો. આ બગીચામાં બધા કરતાં વધારે ઝાડ "પીઅર" નામના ફળના હતાં આ ફળ લીલાં તથા એક બાજુએ લાલ હોવાને લીધે કરેણ આંબાની કેરીઓ જેવા દેખાતાં હતા. આ ઝાડને કેરી માફકજ ઘણાં પાન હોઈ છે. તે છાયાવાળું તથા ઠીંગણું હોય છે. આ દિવસ તે ફળની મોસમના હોવાને લીધે બધાં ઝાડો ફળના ભારે ઝુકી ગયાં હતાં. જમીનપર ઉભા રહીને હાથથી ફળ તોડાતાં. ઝાડને ફળ કરતાં પાંદડા કમી હોય એમ ભાસતું હતું. હોજ પાસે કમાનો બનાવી તે પર જુદા રંગના ને વાસવાળાં ફુલની વેલો ચઢાવી હતી. ખરેખર તે બાગ ઘણોજ ઉત્તમ તથા કદી ન ભુલાય એવો છે.

બાગ જોઇને અમે નિકળ્યા તે રાત્રે સાત આઠ વાગે સીમલા પહોંચ્યાં ત્યાં જે બંગલો ભાડે લીધો હતો તે હિંદુ કુટુંબના ત્રીશ ચાળીશ માણસથી રહેવાય એવડો મોટો હતો. આ બંગલો જુના કબરસ્તાન આગળ હતો. તે અરકીના રાજાનો હતો. બંગલો બે માળનો અને મોટો હોવાથી દેસાઈના તથા અમારા કુટુંબોને માટે પુરતો હતો. આ બંગલાને ભોંયતળીએ અરકીનો વકીલ રહેતો હતો.

સીમલાની હવા ઘણીજ સારી તેમજ પાણી પણ મીઠું હતું; પણ વસ્તીના પ્રમાણમાં ઘણુંજ થોડું હતું; તેથી ત્યાંના પહાડી લોકો તગારામાં કે કાથરોટમાં બેસીને સ્નાન કરતા અને તેજ પાણીથી સદરો તથા ઈજાર

ધોઈ નાખતા. ત્યાંની સ્ત્રીઓનો પોશાક ઈજાર સદરો તથા માથાપર બે ત્રણ હાથ લાંબી ઓઢણી હોય છે, હાથ પગમાં ગળામાં તથા માથા ઉપર જુદી જુદી જાતના ચાંદીના પીત્તળના તથા મણકાના દાગીના પહેરે છે અને વાળની અનેક ચોટલીઓ ગુંથી પીઠપર છુટી રહેવાદે છે. બરફ પડવા માંડે ત્યારે આ લોકો જવાળામુખીને તળીએ અથવા આસપાસ જઈ રહેછે. પુરૂષોના પોશાકમાં લંગોટી, સદરો તથા માથાપર ચાર પાંચ હાથ લાંબું કપડું હોય છે. આ લોકોનો બાંધો મજબુત હોય છે; તથા રંગે ગોરા અને નાજુક હોય છે. આ લોકો ઘણા ખરા મજુરીનો ધંધો કરે છે. એ જાતમાં ચાર પાંચ કે તેથી વધારે સગા ભાઈઓની વચ્ચે એક સ્ત્રી કરવાની ચાલ છે. અનુકૂળતા હોય તો એક કરતાં વધારે સ્ત્રી કરે તો ચાલે છે. નીતિ તથા આચારમાં વિષે આપણે સમજીએ છીએ તેમ તેઓ સમજતા નથી.

અમે રહેતા તે બંગલાની આજુ બાજુ "કુલી" લોકોની વસ્તી ઘણી હતી. સાંજ પડે એટલે એ લોકોના બૈરાંઓ અમારાં કમ્પાઉન્ડમાં બેસવા આવતાં. એમની સાથે વાત ચીત કરતાં મને આ બધી ખબર મળી. અમારા દક્ષિણી લોકો વિષે ત્યાંનાં લોકોને તો માહિતી નથીજ. પણ યુરોપીઅન લોકોને સુધ્ધાં ઘણી માહીતી નહિ હોય, એમ દેખાતું. સાંજે અમારા બંગલામાંથી અમે બધા સાથે ફરવા નિકળતાં ત્યારે અમારા ઘરનાં આસરે દશ પંદર માણસો, ચાર પાંચ નોકર તથા ચાર પાંચ જીનરિક (હાથ ગાંડીઓ) એમ બધાં મળી

નિકળતા. એક જીનરીક સાથે ચાર કુલી હોય છે. તેથી વીસં પચીશ કુલી પણ અમારી જોડે રહેતા હતા, તેથી અમારૂં મંડળ ઘણું મોટું થતું. તેવખતના સીમલાના રસ્તા ઘણાં સાંકડા, વાંકા ચુકા, ઊંચા નીચા હતા. એટલે અમે બધા બહાર ફરવા નિકળતા ત્યારે રસ્તો ઘણો લાંબે સુધી ભરાઈ જતો; તેથી કોઈ નવા માણસને આ કોઈ રાજાની સ્વારી હશે એમ લાગતું તેથી કોઇ યુરોપીઅન રસ્તામાં મળે તો અમારા ચપરાશી (જે ત્યાંનાજ લોકો હતા) ને પૂછતા કે, "એ કહાંકા રાજાહે." ત્યારે ચપરાશી "પુનેકા" એમ જવાબ આપતા. ફકત પુના એ શબ્દને તે ઓળખતા નહિ. તેથી જરા ન સમજીને "પુને સતારેકા રાજા?" એમ પૂછતા; અને તેઓ જ્યારે હા પાડતા ત્યારેજ સમજતા.

સીમલામાં અમારો મુકામ ચાર મહિના હતો. પણ અમે કોઇ દિવસ કંટાળ્યા નહિ. અમારો સવારનો તથા બપોરનો વખત સૌસૌના કામમાં જતો. સાંજે બૈરાંઓ તથા પુરૂષો મળીને કોઇ કોઈવાર "જકકો" ઉપર (એ એકડુંગર છે. તથા ત્યાં હનુમાનનું દેવાલય છે, ને એમ કહે છે કે તે રામદાસ સ્વામીજી એ સ્થાપ્યું હતું. તથા ત્યાંથી ચાંદીનો રસ રેડયા પ્રમાણે બરફથી આચ્છાદિત હિમાલયનાં શિખરોમાંની ઓળો ધોળી જણાય છે) તથા "કુસુમની" હિલપર અથવા બીજે કોઈ સ્થળે ફરવા જતા.

સાંજે ફરીને આવ્યા પછી પોતાની પાસે રાત્રે નવ વાગ્યા સુધી અંગ્રેજી વાંચવાનું કામ રા. બા. પંડીત કરતા. એ કામ

ઘણા પ્રેમથી કરતાં પણ ઉપરથી એમ કહેતા "હવે બસ, માથું દુઃખવા લાગ્યું, ભૂખ ઘણી લાગી છે," એમ કહી વાંચન બંધ રાખી નાનાબચ્ચાની માફક હાથ જોડીને બેસતા. એ જોઇ "પોતાને" હસવું આવતું ને સમજાવવાની પેઠે આજીજી કરીને કહેતા કે, "એમ શું કરો છો? એટલું કૉલમ તો પૂરૂં કરો પછી જમવા ઉઠીએ હજી તમારી છોકરવાદ ગઈ નથી. નાના બચ્ચાંની માફક કેટલીવાર અટકો છો?" વગેરે કહેતા, એટલે પંડિત હસી છાનામાના વાંચવા માંડતાં પણ થોડો વખત ન જાય એટલામાંજ દરેક વાક્ય ઉપર કાંઇક ટીકા કરી, મશ્કરી કરી હસતા, તથા "પોતાને" પણ હસાવતા.

એ પ્રમાણે નવ વાગે ત્યાં સુધી મશ્કરી વિનોદ તથા વાંચન થયા પછી જમવા બેસતા. જમવા બેસે તો પણ શું? પહેલે-થીજ એમને અન્ન ભાવતું નહિં; તેથી પ્રત્યેક પદાર્થ હાથમાં લઈ કદી સારો તો કદી ખરાબ, એમ હસી બોલી જમવાનું પૂરૂં થાય ત્યાં સુધી વખત ગાળતા. એમનો વિચાર એવો હતો કે, આજ મને ભાવ્યું નથી એ વાત "પોતાના" લક્ષમાં ન આવે તો ઠીક. પણ એમનો પ્રયત્ન વ્યર્થ જતો. એમને ભાત બહુ ભાવતો નહોતો. પણ નિયમસર જેટલી રોટલી ખાવાની તેટલી ખાંઈ રમત ગમતમાં બાકીનો વખત ગાળતા. "પોતે" જો કે કાંઈ બોલતા નહિં પણ તેમના ઉપર લક્ષ રહેતું, તેથી જે દિવસે તેઓ બરાબર જમ્યા ન હોય તે દિવસે કહેતા કે, 'ખમો ઊઠશો નહિ, આજ તમે

બરાબર જમ્યા નથી. રોટલી લો, નહિ તો દુધ પીઓ અને પછી ઉઠો.”

પોતે પકડાઈ ગયા એમ જોઈ તેઓ હસતા, અને કહેતા કે, “ત્યારે અત્યાર સુધીનો મારો યત્ન ફોગટ ગયો કે ?”

એક દિવસે તેમને ભાવ્યું નહી માટે દુધ પીવાનો આગ્રહ કીધો ત્યારે તેઓએ કહ્યું કે, “ભાભીનો દોષ ન દેખાય માટે હું છાનો રહ્યો; કોઈ પણ વસ્તુ સારી થઇ નથી, પછી ખાવું શું ?”

ત્યારે મેં વચ્ચેજ કહ્યું, “શું શું બગડયું છે તેનું વર્ણન તો કરો એટલે એમાં વખત વીતી જશે! કેમે કરીને વખત કાઢવો એટલુંજ કે બીજું કાંઇ? ભાવતું નથી એ કહેતા નથી!!”

એટલે પંડિત બોલ્યા, “જુઓ તમે કહેવાનું કહો છો માટે કહુંછું. ને એ માટે તમારી ઉપર કોઈ ગુસ્સો કરે તો હું કાંઈ જાણું નહિ! રાયતું ખાટું, શાકમાં સ્વાદજ ન મળે ભજીઆં કાંઇક ઠીક છે, પણ તે તેલના બનાવેલાં છે, તેથી મારે ખાવાં નથી. દાળમાં ડુંગળી કમી નાંખી છે. રોટલીને ચાંલ્લા બહુ પડ્યા છે. મુરબ્બો ખાટો થયો છે ને કેરી ઘણી પોચી પડી ગઈ છે. એટલે ખાય શું ?” એટલે “પોતે” કહ્યું કે, “મીઠું મોળું છે, મરચાં તીખાં નથી, એટલુંજ કેમ ભૂલી ગયા? હા, આજ બધા પદાર્થ બગડી ગયા છે, એ કબૂલ છે માટે તમે થોડું દુધ પીઓ.”

અમે સીમલે ગયા તે પહેલાં રાવ બાહાદુર પંડિત ઉપર વિના કારણે સરકારનો કોપ થયો હતો. એ કોપ ગેર સમજુતીથી ઉત્પન્ન થયો હતો. જે દિવસે પુનામાં ફિમેલ હાઇસ્કુલ ઉઘાડવાનો સમારંભ થયો, તે દિવસે શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ હાજર હતા તથા લીવૉરનર વગેરે તે વખતના સરકારી અધિકારીઓ પણ હાજર હતા. શ્રીમંત ગાયકવાડને બીજે કોઈ ઠેકાણે જવાનું હોવાને લીધે તેઓ કામ પૂરૂ થવાની પહેલાં અરધો કલાક અગાઉ ઊઠી ગયા. આખર ગાવાનું ગીત પુરૂં થવાની પહેલાં તેઓ ઉઠી ગયા. તેથી લીવૉરનર સાહેબ ઘણાજ નારાજ થયા. પણ રા. બા. પંડિત આ હાઈસ્કુલમાંના આગેવાનોમાંના એક હોઇને એમણેજ કાર્યક્રમ પુરો થતાં વધારે વખત લાગશે એમ સમજી કાર્ય પત્રિકામાંથી અગાઉથીજ ગીત કાઢી નાખ્યું હતું. આથી લીવૉરનરને ઘણો સંતાપ થયો; ને આ વાતના પેટામાં રાજદ્રોહનું બીજ છે એમ માની તેમણે રજનું ગજ કરીને ત્રણ ચાર દિવસમાં રા. બા. પંડિતને સસ્પેન્ડ કરાવ્યા. એ વાત લીવૉરનરના સ્વભાવને અનુરૂપ હતી. પણ રા. બા. પંડિતને તથા એમના મિત્રત્વને લીધે "પોતાને" એથી ઘણો ત્રાસ થયો. પંડિતનો સ્વભાવ મૂળથીજ સ્વાભિમાની હોવાથી આ વિના કારણે થયેલી માનહાનિથી એમને અસહ્ય દુઃખ થયું. સતતજ વિચાર કરવાને લીધે એમનું માથું ચઢી આવતું. જમવાપર ધ્યાન રહેતું નહિ, ને હમેશાં ઉદાસ રહેતા.

એમની આ સ્થિતિ "પોતે" જાણતા હોવાથી જે વાતથી પંડિતનું મન આનંદમાં રહે તેવા ઉપાય કરવાનો ક્રમ રાખ્યો

હતો. તેમની સાથે વિનોદથી વારંવાર બોલતા. બપોરે બે ત્રણ વખત વચ્ચે વચ્ચે ઉઠીને એમના ઓરડામાં જઇ બેસતા. પાંચ દશ મિનિટ એમની સાથે વાત કરી પાછા કામ કરવા માંડતા. બે ચાર કલાક એમને એકજ વિચારમાં એકલા રહેવા દેવા નહિ, એજ "પોતાનો" મુખ્ય હેતુ હતો. સાંજનો ચાહ તથા નાસ્તો એમનાજ ઓરડામાં બેસી કરતા. ફાઇનાન્સ કમીટીની જે દિવસે બેઠક હોય તે દિવસે જતી વખતે પંડિતને લખવાનું કાંઇ કામ આપી જતા; તથા સાંજે પાછા આવતા ત્યારે પંડિતે લખી રાખેલા અક્ષર વિષે અથવા લીટીના વાંકી છે એમ અમસ્તીજ જાણી જોઇને મશ્કરી કરી હસતા. અને 'મારા ગયા પછી તમે શું કર્યું તેનો હિસાબ આપો' એમ કહેતા. આ બધું બોલવું સારી કરમણુક માટેજ છે, એમ પંડીત સમજતા હતા; અને તેથી તેઓ, 'પણ હું ઉદાસ નથી, આનંદમાં છું', એમ દેખાડતા, ચેષ્ટા કરતાં હસતા, માથું દુઃખતું હોય તો પણ એમના ઓરડામાં "પોતે" જાય એટલે એકદમ ઉઠી બેસતા તથા જાણે કાંઈ દુઃખ થતુંજ નથી, અમથા આળસથીજ પડ્યા હતા, એમ દેખાડતા. પોતાના વિષે "પોતાને" માઠું લાગે કે કાળજી ઉત્પન્ન થાય એવી કોઈ પણ તેમની વાત નજરે આવવા દેવી નહિં, એવોજ પંડીતનો પ્રયત્ન હતો.

પંડિતનું મન કોઈ પણ કામમાં વિશેષ રીતે રોકવાના હેતુથી એક દિવસે સાંજે બોલતાં બોલતાં સહજ માધવરાવ કુંટે વિષેની વાત કાઢી, તથા એમની ધારણાશક્તિ વિષે તથા

વિદ્યા વ્યાસંગ વિષે ઘણું વર્ણન કરી કહ્યું કે, "આપણા બધામાં કુંટેની ધારણા શક્તિ ને સ્મરણ શક્તિ વખાણવા જેવી છે ખરી."

આ બોલવું પંડિતને બહુ પસંદ પડયું નહિ. તો પણ તેઓ કાંઇ બોલ્યા નહિ. ત્યારે પુછ્યું કે, "કેમ કુંટેના ગુણ તમને પસંદ પડતા નથી લાગે છે કે?"

ત્યારે પંડિત જરા આવેશથી બોલ્યા, "એમાં ગુણ તે શાછે? ને પસંદ તે શું પડવાનું? ઉમર કેટલી એ હોય તેથી શું થયું? એકવાર નિશ્ચય થયો એટલે મનુષ્ય કોઇ પણ વાત સાધ્ય કરી શકે છે. જો આપ કાંઇ નવું શિખવાનો નિશ્ચય કરશો તો શું નહિ બને કે!"

એટલે "પોતે" કહ્યું કે "મને હાલ ઘણું કામ છે. મારી વાત રહેવા દો; પણ તમે ફ્રેંચ શિખશો? હજી પણ તમારા મનમાં શિખવાનું હોય તો અહીઆં શિખવનાર તૈયાર છે. તમારી તૈયારી હોય તો શિખો. માત્ર તે બાઇ છે હો? તમારે એમને બંગલે રોજ જવું પડશે; તે તમારે ઘેર નહી આવે. તે જ્યાં રહે છે તે ટેકરીનું નામ કુસમતી હિલ છે. તમારાથી બને તો કરો. મેં તો એક માર્ગ દેખાડયો."

પંડિત કાંઇ બોલ્યા નહિ, માત્ર હસ્યા.

તે પછી જમવા ઊઠ્યા. સવારે ઉઠ્યા પછી ચહા પીતી વખતે પંડિતે પુછ્યું, "ખરેખર ફ્રેન્ચ શિખવનાર કોઇ છે કે?"

ત્યારે "પોતે" કહ્યું કે, "વાહ! ત્યારે શું તમને એમ લાગ્યું કે મેં તમારી મશ્કરી કરી? આ જુઓ, એના નામ તથા

સરનામાનો કાર્ડ મારા ખિસામાં છે. કાલે જદુનાથ બાબુ સાથે વાત કરતો હતો ત્યારે મને આ બાઈ વિષે ખબર પડી."

પછી બીજે દિવસથી સવારના ૭ થી ૧૦ વાગ્યા સુધી પંડિત એ બાઇને ઘેર ફ્રેન્ચ શિખવા જવા લાગ્યા, તથા પોતાના અનુમાન પ્રમાણે આ નવા ઉદ્યમથી પંડિતના મનની ઉદાસીનતા ઘણી કમી થઈ. વળી તે વખત વાઈસરોય લોર્ડ ડફ્રીન સાથે બે ચાર વખત મેળાપ થવાથી પંડિતના મનનો કાંઈક ખુલાસો થયો હોય એમ જણાયું.

એકંદરે સીમલાસાંના ચાર મહિના અમને બધાને તેમાં વિશેષે કરી "પોતાને" તથા શંકરરાવને સારા લાગ્યા.

અમે પાછા આવ્યા પછી મને "પોતે" કહ્યું કે, "આપણા સીમલાના પ્રવાસનું વર્ણન તો લખ." પણ મને લખતાં આવડશે નહિ, ને જો કાંઈક લખું તો તે પર ટીકા થશે એવી બીકથી મેં કાંઇ લખ્યું નહી. રસ્તામાં એકવાર પંડિતની રૂબરૂ મને કહ્યું કે, "તું સીમલાનો પ્રવાસ લખવાની છે. પણ કુસુમતી હિલ ઉપરની મઝમ વિષે કાંઈ લખીશ નહિ હો!"

સીમલામાં ચાર મહિના રહ્યા પછી ફાયનેન્સ કમીટી મદ્રાસ જવાની હતી, તેથી અમને પણ મદ્રાસ જવાનું હતું, અને અમે પાછા પુણે આવવા સારૂ નિકળ્યા. પ્રથમ સીમલે જતી વખતે ઉતાવળ હોવાથી રસ્તામાંનાં પ્રસિદ્ધ તીર્થો તથા શેહેરો જોવાનો વખત મળ્યો નહિ, માટે પાછા ફરતી વખતે દરેક ક્ષેત્રમાં તથા શેહેરમાં એકેક બે બે દિવસ રહીને જોવા માટે ત્રણ અઠવાડીઆંની રજા લીધી હતી. સીમલાથી નીકળી

હરિદ્વાર જવા માટે નીચે ઉતરતી વખતે રસ્તામાં કાળકા તથા અંબાલાની વચ્ચે અમે પહોંચ્યાં ત્યારે ઘણી રાત પડી ગઇ હતી. તેથી રસ્તાપરજ એક ઝુંપડી દેખાઇ ત્યાંજ ટાંગા ઉભા રાખી આસપાસ ક્યાંય પાણી હોય તો તે શોધવા માટે એક બે માણસો ગયાં. તે ઝુંપડીમાં જઈ મીણબતી સળગાવી અમે જોયું તો ત્યાં એક ઘડમચી જેવો બાંક હતો, તે ઉપર અમે બન્ને તથા પંડિત જઈ બેઠાં. પાણી લેવા ગયેલાં માણસોને આવતાં વાર લાગે તેમ હોવાથી મેં નોકરોને ફરાળના ડબ્બા તથા કરંડીઓ લાવવા કહ્યું; અને આમ તેમ વાતો કરતાં બેઠાં. પંડિતે કહ્યું, " આજે તમે ફરાળ માટે શું બનાવ્યું છે? મને ઘણી ભૂખ લાગી છે." આ ઉપરથી મશ્કરીની શરૂઆત થઇ. અને 'પોતે' કહ્યું " તારા આ નિરજીવ પદાર્થથી આમની ભુખ શાંત થતી નથી."

પંડિત હસીને બોલ્યા, " એવું કાંઇક નિરજીવ કે સજીવનું કાંઈ ગણીએ નહિ, તો પણ આ તમારા જમણ કરતાં તે જમણમાં વધારે સ્વાદ હોય છે, એમાં કાંઇ સંશય નથી. જેમણે એ સ્વાદ લીધો નથી તે માણસો અભાગી છે, એમ હું સમજું છું."

"પોતે" એકદમ ઉત્તર આપ્યો કે, " એ તમારૂં ભાગ્ય તમનેજ મુબારક હો. એવું ભાગ્ય અમારે જન્મ જન્માંતરે પણ નથી જોઈતું'."

એજ વિશે એવી મશ્કરી ઘણીવાર સુધી ચાલ્યા પછી પંડિત બોલ્યા " આ વિશેની વાત કરતાં એટલો કંટાળો આવે

છે તો પછી વિલાયત જવાનો વિચાર છે. ત્યારે કેમ થશે?" ત્યારે "પોતે" કહ્યું, "કેમ વારૂ? એ લોકોમા પણ ઘણા લોકો એ પદાર્થને અડતાજ નથી. પણ તે વિચાર શામાટે? અમને દુધ ભાત ને વેસણ મળવાનો બંદોબસ્ત થશે, ત્યારેજ અમે અહિંથી નિકળશું. દુધ વખત પર નહિ મળે તો વેસણ તથા ભાત ખાઈને ચલાવી લઈશું. અમને એ જુદા જુદા સ્વાદના બહુ પદાર્થો જોઇતા નથી."

આ વાત ચાલતી હતી એવામાં પાણી ટાંગા પાસે આવી પહોચ્યું. ફરાળની તૈયારી કરતા પહેલાં જગ્યા ઝાડવા માટે ફરી બત્તી લઇ નોકરો આમતેમ જોવા લાગ્યા. એટલે પંડિતની નજર ત્યાં ગઇ અને એકદમ હસીને બોલ્યા, "અરે! આ તો ઝુંપડી નથી પણ ખાટકીની દુકાન છે."

"પોતે" કહ્યું "એ તમે શા ઉપરથી કહો છો?" "શા ઉપરથી એટલે? આ જુઓ પ્રત્યક્ષ દેખાય છે." એમ કહી હસવા લાગ્યા.

તે સાંભળતાંજ "અહિં કાંઈ વસ્તુ બહાર કાઢશો નહિ" એમ કહી 'પોતે' એકદમ બહાર ગયા.

પછી સડકની બીજી બાજુએ ખુલ્લી જગામાં અમે નાસ્તો કરવા બેઠાં.

શંકરરાવને આ તક મળવાથી તેઓ વચ્ચે વચ્ચે હસતાં મશ્કરી કરી કહેતા કે, "ખાટકીની દુકાન એવો માત્ર શબ્દ સાંભળીનેજ વિજળીનો ધક્કો લાગ્યા પ્રમાણે એકદમ ઉઠીને અહિં આવ્યા એ શું" વગેરે બોલતાં તથા મશ્કરી કરતાં

અમારો નાસ્તો પુરો થયો. પછી અમે સ્ટેશનપર ગયાં, અને રાતની ગાડીએ નિકળી સવારે સાત આઠ વાગે હરિદ્વારના સ્ટેશને એટલે શાહારાનપુર આવી પહોંચ્યા. ત્યાંથી નીકળી અમે પ્રથમ હરિદ્વાર ગયાં. તે વખતે હરિદ્વાર સુધી આગગાડી જતી ન હોતી. સ્ટેશન ઉપરથી ૧૩–૧૪ મૈલ ટાંગામાં જવું પડતું હતું. હરિદ્વારમાં અમે સીંધીયાના ઊતારામાં ઊતર્યાં. તે દિવસે શ્રાવણ માસનો સોમવાર હતો. બપોરનો વખત હોવાને લીધે ઘણો તાપ લાગતો હતો. આપણે ત્યાં ચૈત્ર વૈશાખ જેવા ત્યાં આષાડ શ્રાવણમાં ગરમીના દિવસો હોય છે. એ વખતે ગરમીથી હિમાલય ઉપરનો બરફ પીગળી ગંગામાં મળ્યાથી તેમાં પુર આવ્યું હતું, અને તેથી તે ઘણી આલ્હાદકારક દેખાતી હતી. વળી આ વખતે અમે સીમલાની ટાઢી હવામાંથી નીચે આવ્યાં તેથી હિમાલયનાં પગથીયાંની ઊષ્ણતા અસહ્ય થઈ પડી અને તેની અસર "પોતાની" પ્રકૃતિ ઉપર અમે અમદાબાદ પહોંચ્યાં તે પહેલાંજ થઈ. તે હકીકત આગળ આવશે.

સીંધીયાના ઊતારામાં ઊતરી સામન બામન ગોઠવ્યા પછી " કાંઇ ખાવાનું આપું કે કેમ? " એ પુછવા હું ગઇ. " દુધ હજુ મળ્યું નથી; થોડો શીરો કરી લાવું કે? આજે શ્રાવણ માસનો સોમવાર છે કેટલાક જણ અપવાસી છે માટે રસોઇને આજે મોડું થશે," વગેરે હું કહેતી હતી; પણ સાંભળે કોણ? અને લક્ષ પણ ઠેકાણે ક્યાં હતું? પુરૂષોને બેસવાની જગ્યા બહુ લાંબી ઓસરી જેવી હતી. તેને ૫–૬ બારીઓ હતી,

અને તે બારીઓમાં તકીયા જેવા પત્થરના કઠેરા બનાવ્યા હતા. બારીઓ નીચે ગંગાજી વેહેતાં હતાં, ને આજે તો પુર આવવાને લીધે બારીમાં બેઠેલા માણસના હાથને પાણી સહે જે અડકતું હતું. આ પ્રમાણે બારીમાં બેસી "પોતે" બંને હાથે ગંગાજીના પ્રવાહમાં રાખી પાણી સાથે સાથે રમતા હતા. મુખ ગંભીર થયું હતું, અને ગંગાજીના ઉગમ સ્થાન તરફ નજર ચોંટી ગઈ હતી. મોંઢા ઉપર આનંદ તથા ઊલ્લાસ ખીલી રહેલો દેખાતો હતો. એવી તલ્લીન સ્થિતિ જોઈ હું થોડીક મિનિટ "પોતાના" મોઢા સામું જોતી સ્વસ્થ ઉભી રહી. કારણ કે વચ્ચે કંઈક બોલીને આ સ્થિતિમાં વિક્ષેપ કરવા મારૂં મન થયું નહિ. એટલામાં રા. બા. પંડિત આગળ આવીને બોલ્યા, "અમારી ખાવા પીવાની આજ કાંઇ તજવીજ ?" મેં કહ્યું, "હા, હું એજ પુછવા આવી છું. દુધ હજુ મળ્યું નથી, શીરો કરી લાવું ?" એમ અમે બોલતાં હતાં. એવામાં "પોતે" મારી તરફ જોયું અને બોલ્યા, "શું છે, શું કહેછે ?"

મેં પહેલાં કહ્યું હતું તેજ કહ્યું ત્યારે પોતે કહ્યું કે, "મારે કાંઈ ખાવું નથી, તમારૂં થાય ત્યારે થવા દો. મને હજુ ભુખ લાગી નથી. પણ આ મંડળીની પહેલાં કાંઈક સગવડ કર. એમનાથી ભુખ્યા રહેવાતું નથી." એમ કહી શંકરરાવ તરફ જોઈ હસી બોલ્યા.

એ તકનો લાભ લઇ પંડિતે મને કહ્યું કે, "ભાભી ભુખ શાની ! ! તમે ત્યાં કામમાં હતાં, પણ અત્રે આવ્યા ત્યારથી

વૃત્તિ ગંગામય થઇ છે ! મને તો લાગે છે કે હવે હરિદ્વારમાંજ રહેવાનો નિશ્ચય થશે ! ફક્ત નામથીજ મન આટલું બધું ખેંચાય છે તો પ્રત્યક્ષ મહાદેવને કેમ હશે ?"

ત્યારે પોતે હસીને બોલ્યા "તમે છેકજ ભુલ્યા ! એ તો તમનેજ લાગુ પડે છે. કારણ મારૂં નામ શંકર નથી, પણ ત્રણ અક્ષર વાળું વિષ્ણુનું ( માધવ ) છે."

તો પણ શંકરરાવ આગળ બોલ્યા, "પણ ભાભી, અહિં રહેવાને વિચાર કરશે તો તમારૂં કેમ થશે ?"

કુસુમતી ટેકરી વિશે જે મસ્કરી કરી હતી, તેનો અહીં બદલો વાળે છે, એ મારા ધ્યાનમાં તુરતજ આવ્યું. તેથી મે કહ્યું, "મારૂં શું થવાનું છે ? મારી ફીકર શામાટે ? જ્યાં "પોતે" રહેશે ત્યાં હું સાથેજ રહેવાની, તો પછી મને બીક શાની ? અમે અહિયાં રહીશું, તો માત્ર તમારૂં કામ વધશે. રોજનાં વર્તમાન પત્રો, ચોપડીઓ વગેરે મોકલવી, કાંઇ ખાનગી હિલચાલ હોય તેની ખબર આપવી, મત પુછવો, એ બધાં કામો તમારેજ કરવાં પડશે. પુણાના લોકોને માત્ર જરાએ ચેન પડશે નહિ. અને તે સંદેશો આપવાનું ઉદ્ધવજીનું કામ તમારેજ કરવું પડશે."

ત્યારે પંડિતે કહ્યું, "શાના ઉદ્ધવ અને શાના માધવ ? પુણાના લોકો તો આખી દુનિયામાં સૌથી વધારે ટંટાખોર છે પણ તેમની ઉપર શો પ્રેમ છે ! પુણા એટલે જાણે જીવને પ્રાણજ. પુણા છોડીને ક્યાંય પણ એમને ચેન પડશે નહિ. અહિં રહી ધ્યાનસ્થ

બેશે તો પણ ચિંતવન તો પુણાનુંજ ચાલવાનું, એટલું મનનું પુણા તરફ વળણ છે."

આ બધું બોલવું "પોતે" છાનામાના હસીને સાંભળી લીધું, અને પછી કહ્યું કે, "સર્વાંશે નહિ હોય તો પણ તમે કહોછો તે પ્રમાણે થોડોક આરોપ તમારી ઉપર પણ આવશે ખરો."

એ પ્રમાણે બોલતા હતા એવામાં ત્યાંના પુજારી સીંધીયાના વકીલ વગેરે મળવા આવ્યા. બપોરે બે ત્રણ વાગે અમે જમ્યાં. સૌ મળીને કેનખલ તીર્થ, દેવળો, ગંગોત્રી, બદ્રીકેદાર તરફ જવાનો દરવાજો વગેરે જોઈ ઘેર પાછાં આવ્યાં; અને રાતની ગાડીએ નિકળી સવારે લાહોર પહોંચ્યાં.

સવારે લાહોરના સ્ટેશનપર અમારી ગાડી પહોંચી. ત્યાં લાહોરના મિત્રો અમને સામા લેવા આવ્યા હતા; તેઓએ તૈયાર રાખેલા ઉતારામાં અમે ઉતર્યા. લાહોરમાં એકાદ વ્યાખ્યાન આપો એવો આ લોકોએ આગ્રહ કર્યો, અને તે "પોતે" માન્ય કર્યો, અને તેજ સાંજે વ્યાખ્યાન થયું. પંજાબી મિત્રની પત્નીઓ મને મળવા આવી હતી. તેઓ મને સાથે લઈ ગયાં અને આખું ગામ તથા સાર્વજનિક બગીચો તથા કિલ્લો વગેરે બતાવીને સાંજે પાછાં ઘેર મુકી ગયાં. બીજે દિવસે કેટલીક સ્ત્રીઓના આગ્રહથી હું તેમને ઘેર ગઈ. "પોતાને" પણ એમના મિત્રોએ પાન સોપારી માટે બોલાવ્યા હતા. ત્યાંથી પાછા આવ્યા પછી લાહોરનું પ્રખ્યાત લાકડ કામ, ચાંદીના ગીલીટના ઉત્તમ પ્રકારની નકસી

કરેલા વાસણો, રેશમી તથા ઝીક ચળકનાં કપડાંઓ, બચ્ચાંઓનાં રમકડાં વગેરેની ખરીદી કરી. ત્યાંથી રાતની ગાડીએ નિકળી બીજે દિવસે અમૃતસર પહોંચ્યાં.

અમૃતસરનો ઉનાળો ઘણોજ સખત અને અસહ્ય લાગ્યો. આગગાડીના તથા રસ્તા પરના હમાલોના માથા પર બોજો હોય તો પણ એક હાથમાં પંખો હોવાનોજ. ઉનાળો એટલો સખત કે કામ કરતી વખતે પણ એક હાથ પવન નાંખે તોજ રહી શકાય. અમને સ્ટેશનપર લેવા જે માણસો આવ્યા હતા તેઓ ઉતારા સુધી મુકવા આવ્યા. તેઓએ અમને રહેવા સારૂ એક મોટો ઉતારો આપ્યો હતો. ત્યાં તેઓએ કોચ, ખુરસીઓ, ફળફળાદીક, દુધ વગેરે લાવી રાખ્યું હતું. વળી ત્રણ ચાર મજુરો હાથમાં પંખા લઈ ઉભા હતા.

આ પ્રાતમાં " પીયર્સ " નામનાં ફળો ઘણાં થાય છે. તેનો સ્વાદ ખટ મધુરો હોય છે. સામે આવેલા માણસો પાછા ગયા પછી પંડિતે તથા "પોતે" થોડું દુધ પીધું અને ફળો ખાધાં, અને પોતપોતાની ચોપડીઓ લઇ કોચ ઉપર પડ્યા. માણસો પવન નાંખતા હતા. મારે માટે પણ કનાતનો પડદો નાખી નાનો સરખો ઓરડો બનાવ્યો હતો, અને એક મિત્રે પોતાના ઘરની ચાકરડીને પવન નાખવા સારૂ મોકલી હતી. પણ મેં તે ચાકરડીને કહ્યું કે, "હવે તું ઘેર જા. તારૂં કામ નથી, મારી બાઇ મારી સાથે છે." એમ કહી એના હાથમાં ચાર આના મુકતાંજ તે ચાલી ગઈ અને મને પણ જરા ઠીક લાગ્યું. કારણ કે બધો સામાન નિયમસર ગોઠવી રસોઈનો સામાન કાઢી લઇ

બેશે તો પણ ચિંત્વન તો પુણાનુંજ ચાલવાનું, એટલું મનનું પુણા તરફ વળણ છે."

આ બધું બોલવું "પોતે" છાનામાના હસીને સાંભળી લીધું, અને પછી કહ્યું કે, "સર્વાંશે નહિ હોય તો પણ તમે કહોછો તે પ્રમાણે થોડોક આરોપ તમારી ઉપર પણ આવશે ખરો."

એ પ્રમાણે બોલતા હતા એવામાં ત્યાંના પુજારી સીંધીયાના વકીલ વગેરે મળવા આવ્યા. બપોરે બે ત્રણ વાગે અમે જમ્યાં. સૌ મળીને કનખલ તીર્થ, દેવળો, ગંગોત્રી, બદ્રીકેદાર તરફ જવાનો દરવાજો વગેરે જોઈ ઘેર પાછાં આવ્યાં; અને રાતની ગાડીએ નિકળી સવારે લાહોર પહોંચ્યાં.

સવારે લાહોરના સ્ટેશનપર અમારી ગાડી પહોંચી. ત્યાં લાહોરના મિત્રો અમને સામા લેવા આવ્યા હતા; તેઓએ તૈયાર રાખેલા ઊતારામાં અમે ઊતર્યા. લાહોરમાં એકાદ વ્યાખ્યાન આપો એવો આ લોકોએ આગ્રહ કર્યો, અને તે "પોતે" માન્ય કર્યો, અને તેજ સાંજે વ્યાખ્યાન થયું. પંજાબી મિત્રની પત્નીઓ મને મળવા આવી હતી. તેઓ મને સાથે લઈ ગયાં અને આખું ગામ તથા સાર્વજનિક બગીચો તથા કિલ્લો વગેરે બતાવીને સાંજે પાછાં ઘેર મુકી ગયાં. બીજે દિવસે કેટલીક સ્ત્રીઓના આગ્રહથી હું તેમને ઘેર ગઈ. "પોતાને" પણ એમના મિત્રોએ પાન સોપારી માટે બોલાવ્યા હતા. ત્યાંથી પાછા આવ્યા પછી લોહોરનું પ્રખ્યાત લાકડ કામ, ચાંદીના ગીલીટના ઉત્તમ પ્રકારની નકસી

કરેલા વાસણો, રેશમી તથા ઝીક ચળકનાં કપડાંઓ, બચ્ચાંઓનાં રમકડાં વગેરેની ખરીદી કરી. ત્યાંથી રાતની ગાડીએ નિકળી બીજે દિવસે અમૃતસર પહોંચ્યાં.

અમૃતસરનો ઉનાળો ઘણોજ સખત અને અસહ્ય લાગ્યો. આગગાડીના તથા રસ્તા પરના હમાલોના માથા પર બોજો હોય તો પણ એક હાથમાં પંખો હોવાનોજ. ઉનાળો એટલો સખત કે કામ કરતી વખતે પણ એક હાથ પવન નાંખે તોજ રહી શકાય. અમને સ્ટેશનપર લેવા જે માણસો આવ્યા હતા તેઓ ઊતારા સુધી મુકવા આવ્યા. તેઓએ અમને રહેવા સારૂ એક મોટો ઊતારો આપ્યો હતો. ત્યાં તેઓએ કોચ, ખુરસીઓ, ફળફળાદીક, દુધ વગેરે લાવી રાખ્યું હતું. વળી ત્રણ ચાર મજુરો હાથમાં પંખા લઈ ઊભા હતા.

આ પ્રાતમાં “ પીયર્સ ” નામનાં ફળો ઘણાં થાય છે. તેનો સ્વાદ ખટ મધુરો હોય છે. સામે આવેલા માણસો પાછા ગયા પછી પંડિતે તથા “પોતે” થોડું દુધ પીધું અને ફળો ખાધાં, અને પોતપોતાની ચોપડીઓ લઇ કોચ ઉપર પડ્યા. માણસો પવન નાંખતા હતા. મારે માટે પણ કનાતનો પડદો નાખી નાનો સરખો ઓરડો બનાવ્યો હતો, અને એક મિત્રે પોતાના ઘરની ચાકરડીને પવન નાખવા સારૂ મોકલી હતી. પણ મેં તે ચાકરડીને કહ્યું કે, “હવે તું ઘેર જા. તારૂં કામ નથી, મારી બાઇ મારી સાથે છે.” એમ કહી એના હાથમાં ચાર આના મુકતાંજ તે ચાલી ગઈ અને મને પણ જરા ઠીક લાગ્યું. કારણ કે બધો સામાન નિયમસર ગોઠવી રસોઈનો સામાન કાઢી લઇ

બેશે તો પણ ચિંતવન તો પુણાનુંજ ચાલવાનું, એટલું મનનું પુણા તરફ વળણ છે."

આ બધું બોલવું "પોતે" છાનામાના હસીને સાંભળી લીધું, અને પછી કહ્યું કે, "સર્વાંશે નહિ હોય તો પણ તમે કહોછો તે પ્રમાણે થોડોક આરોપ તમારી ઉપર પણ આવશે ખરો."

એ પ્રમાણે બોલતા હતા એવામાં ત્યાંના પુજારી સીંધીયાના વકીલ વગેરે મળવા આવ્યા. બપોરે બે ત્રણ વાગે અમે જમ્યાં. સૌ મળીને કનખલ તીર્થ, દેવળો, ગંગોત્રી, બદ્રીકેદાર તરફ જવાનો દરવાજો વગેરે જોઈ ઘેર પાછાં આવ્યાં; અને રાતની ગાડીએ નિકળી સવારે લાહોર પહોંચ્યાં.

સવારે લાહોરના સ્ટેશનપર અમારી ગાડી પહોંચી. ત્યાં લાહોરના મિત્રો અમને સામા લેવા આવ્યા હતા; તેઓએ તૈયાર રાખેલા ઊતારામાં અમે ઊતર્યા. લાહોરમાં એકાદ વ્યાખ્યાન આપો એવો આ લોકોએ આગ્રહ કર્યો, અને તે "પોતે" માન્ય કર્યો, અને તેજ સાંજે વ્યાખ્યાન થયું. પંજાબી મિત્રની પત્નીઓ મને મળવા આવી હતી. તેઓ મને સાથે લઈ ગયાં અને આખું ગામ તથા સાર્વજનિક બગીચો તથા કિલ્લો વગેરે બતાવીને સાંજે પાછાં ઘેર મુકી ગયાં. બીજે દિવસે કેટલીક સ્ત્રીઓના આગ્રહથી હું તેમને ઘેર ગઈ. "પોતાને" પણ એમના મિત્રોએ પાન સોપારી માટે બોલાવ્યા હતા. ત્યાંથી પાછા આવ્યા પછી લોહોરનું પ્રખ્યાત લાકડ કામ, ચાંદીના ગીલીટના ઉત્તમ પ્રકારની નકસી

કરેલા વાસણો, રેશમી તથા ઝીક ચળકનાં કપડાંઓ, બચ્ચાં-ઓનાં રમકડાં વગેરેની ખરીદી કરી. ત્યાંથી રાતની ગાડીએ નિકળી બીજે દિવસે અમૃતસર પહોંચ્યાં.

અમૃતસરનો ઉનાળો ઘણોજ સખત અને અસહ્ય લાગ્યો. આગગાડીના તથા રસ્તા પરના હમાલોના માથા પર બોજો હોય તો પણ એક હાથમાં પંખો હોવાનોજ. ઊનાળો એટલો સખત કે કામ કરતી વખતે પણ એક હાથ પવન નાંખે તોજ રહી શકાય. અમને સ્ટેશનપર લેવા જે માણસો આવ્યા હતા તેઓ ઊતારા સુધી મુકવા આવ્યા. તેઓએ અમને રહેવા સારૂ એક મોટો ઊતારો આપ્યો હતો. ત્યાં તેઓએ કોચ, ખુરસીઓ, ફળફળાદીક, દુધ વગેરે લાવી રાખ્યું હતું. વળી ત્રણ ચાર મજુરો હાથમાં પંખા લઈ ઊભા હતા.

આ પ્રાંતમાં " પીયર્સ " નામનાં ફળો ઘણાં થાય છે. તેનો સ્વાદ ખટ મધુરો હોય છે. સામે આવેલા માણસો પાછા ગયા પછી પંડિતે તથા "પોતે" થોડું દુધ પીધું અને ફળો ખાધાં, અને પોતપોતાની ચોપડીઓ લઇ કોચ ઉપર પડ્યા. માણસો પવન નાંખતા હતા. મારે માટે પણ કનાતનો પડદો નાખી નાનો સરખો ઓરડો બનાવ્યો હતો, અને એક મિત્રે પોતાના ઘરની ચાકરડીને પવન નાખવા સારૂ મોકલી હતી. પણ મેં તે ચાકરડીને કહ્યું કે, "હવે તું ઘેર જા. તારૂં કામ નથી, મારી બાઇ મારી સાથે છે." એમ કહી એના હાથમાં ચાર આના મુકતાંજ તે ચાલી ગઈ અને મને પણ જરા ઠીક લાગ્યું. કારણ કે બધો સામાન નિયમસર ગોઠવી રસોઈનો સામાન કાઢી લઇ

રસોઈ કરવાની એ અમારૂં મુખ્ય કામ. પુરૂષોને જમાડ્યા વગર કામ મુકી દઇ, ગરમી થાયછે એમ કહી, પવન ખાતાં પડી રહેવું એ અમો હિંદુ સ્ત્રીઓને કેમ ગમે? મેં નીચે જઈ રસોઇના બધી તૈયારી કરી સામાન બરોબર ગોઠવ્યો અને રસોઇ થતાં સુધી ત્યાંજ બેસી રહી. પણ એટલી વારમાં મને ચાર વખત ટાઢા પાણીથી સ્નાન કરવું પડયું, ત્યારેજ મારાથી પીરસી શકાયું. એટલો બધે ભારે ઉનાળો હતો.

અમે જે ઉતારામાં ઉતર્યાં હતાં, તે ઊતારો ઘણોજ મોટો હતો. ઉતારાના દરવાજામાંથી અંદર જતાંજ આસરે પચીસ હાથ દુર એક મોટું તળાવ બાંધેલું હતું. તળાવની ત્રણે બાજુએ મોટા મોટા વરન્ડા બાંધેલા હતા. અને ઉપર માળ બાંધેલો હતો. પ્રવાસીઓને ઊતરવાનું ઠીક પડતું. પ્રથમ દરવાજામાંથી અંદર ઊતારામાં જતી વખતે દરવાજો મોટી વીસી જેવો હોવાને લીધે તેની અંદર બંને બાજુએ દહીંથી ભરેલાં મોટાં મોટાં વાસણો, ખાવાનાં પાન, ફુલો, પંખા, સરબત ફળો વગેરેની દુકાનો આવી રહેલી હતી. બહારથી આવનારો દરેક જણ પૈસા અડધા પૈસાનું દહીં લઈ અંદર આવી તે દહીં પોતાના શરીરે ચોળીને મોટા તળાવમાં સ્નાન કરતો. આમ સવારથી સાંજ સુધી ચાલતું એ તળાવનો એક ખુણો આજુ બાજુએ ઊંચી પાકી દીવાળ બાંધીને બંધ કર્યો હતો, અને અંદર જવાનો એકજ વાંકો રસ્તો રાખ્યો હતો. આ રસ્તો ફક્ત સ્ત્રીઓનેજ સ્નાન કરવા જવા માટે રાખેલો હતો. સ્ત્રીઓ પણ પુરૂષ પ્રમાણે દહીં વેચાતું લઈ અંદર આવતી. આ લોકોમાં

પડદાનો રિવાજ હોવાને લીધે મોં ઉપર બુરખો નાખીનેજ સ્નાનગૃહમાં જતી. મેં પણ પહેલું સ્નાન એમના સ્નાનગૃહમાં કર્યું.

અમારૂં બપોરનું જમણ થયા પછી મને મારી શીખ બેનપણીઓ મળવા આવી. અમૃતસરનું પ્રસિદ્ધ ગણાતું સોનાનું દેવાલય જોવા હું આ સ્ત્રીઓસાથે ગઈ. દેવાલયને માત્ર અંદરની બાજુએ સોનેરી શાઈથી વેલબુટ્ટીની નકસી કરી હતી. દેવળમાં વિશેષ કાંઈજ દેખાયું નહિં. વૃધ્ધ સ્ત્રી પુરૂષો પુરાણ સાંભળવા માટે ખીચો ખીચ ભરાયાં હતાં. દેવાલયમાં આપણા હિંદુ દેવાલયો પ્રમાણે મૂર્ત્તિઓ વગેરે કાંઈ નહોતું, પણ બરાબર વચ્ચો વચ એક ભવ્ય બાજઠ પર મૂલ્યવાન કપડાંઓમાં વીંટાયલો એક ગ્રંથ (સાહેબની પોથી) હતી. એજ અમારો દેવ તથા એજ અમારો ધર્મગ્રંથ એમ સાથેની સ્ત્રીઓએ મને કહ્યું.

પછી પાછા આવતી વખતે કેટલીક સ્ત્રીઓના આગ્રહથી હું તેમને ઘેર ગઇ. એમના રિવાજ પ્રમાણે મારૂં સ્વાગત કરવાના ઇરાદાથી મારી સામે હુક્કો, શરબત, પાન સોપારી વગેરે ચીજો લાવી મુક્યાં. અમો દક્ષણી સ્ત્રીઓને રોજ પાન ખાવાની ટેવ પણ હોતી નથી, તો પછી આ બીજા પદાર્થોની ઓળખાણતો ક્યાંથીજ હોય? કારણ કે અમારા પુરૂષોમાં પણ હુક્કો પિનાર ઘણાજ થોડા. માટે મે તેની ના કહી. એ લોકોમાં એવો રિવાજ છે કે મેમાનને વધારે માન આપવાની ખાતર શેઠાણીએ પોતાના હાથે ચુનો લગાડીને પાન કરી આપવું, અને

તે પ્રમાણે શેઠાણીએ મને પાન આપ્યું અને તે મેં લીધું અને તેઓના રીત રિવાજો વિશે વાતચીત કરી, હું ઘેર આવી. તેજ રાત્રે અમે અમૃતસરથી નીકળી બીજે દિવસે દિલ્લી આવી પહોંચ્યાં.

દિલ્હીમાં પણ એવાજ એક મોટા ઊતારામાં ઊતર્યાં. તેજ ઊતારાના ભોંયતળિયે બંગાળી જાત્રાળુઓનો એક મોટો સંઘ ઊતર્યો હતો. એ સંઘમાં પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે હતી. કેટલીક છોકરીઓ, કેટલીક ગર્ભવંતી, કેટલીક બચ્ચાંવાળીને કેટલીક વૃધ્ધ એવી સ્ત્રીઓ હતી; પણ આશ્ચર્ય એ કે બધાનો પોશાક એકજ સરખો દેખાતો હતો. દસ દસ હાથ લાંબાં ધોતીયાં તેઓએ પેહેરેલાં હતાં, ચોળીઓ પેહેરેલી નહોતી, કપાળે કુંકુનો ચાંદલો નહોતો, એટલુંજ નહિ પણ, તેઓમાંની એકેને માથા પર વાળ નહોતા. માત્ર ધોતીઆનો છેડો માથા પરથી લીધો હતો, તેથી તેઓ આપણે ત્યાંની વિધવાઓ જેવી લાગતી હતી. આ બધાં લક્ષણો પરથી આ સ્ત્રીઓ વિધવા છે એમ મને લાગ્યું અને ઘણું દુઃખ થયું, અને તેજ વિચારથી હું તેમના તરફ જોવા લાગી ત્યારે મને એમ જણાઇ આવ્યું કે મારી કાંઈ પણ ભૂલ હશે. કારણ કે તેઓ મોટે મોટેથી હસતાં હતાં, મશ્કરી કરતાં હતાં, ને રમતાં હતાં; પણ આ સર્વજ સૌભાગ્ય લક્ષણ વિવર્જિત કેમ હશે ? આ વિશે કોઈને પુછીને ખુલાસો કરી લેવાની ઈચ્છા થઇ. પણ તે ભાષાના અજ્ઞાનથી પુછાયો નહિં. મને બંગાળી જરાએ સમજાતું નહોતું, અને તેઓને અંગ્રેજી કે મરાઠી આવડતું ન હોતું. વળી બોલવાને

વખત પણ નહોતો. કારણ કે અમે દિલ્હીની પ્રસિદ્ધ ઈમારતો, સ્થળો તથા મિનારાઓ જોઈ બે દિવસ પછી આગ્રે ગયાં.

આગ્રે આવ્યા પછી ત્યાંની મુખ્ય ઇમારત તાજમેહેલ જોવા અમે ગયાં. સ્વચ્છ તથા કાળા મોટા પ્રવાહયુકત યમુના જેને વિંટાયલી છે, એવો સુંદર આરસ પહાણના પથ્થરનો બનાવેલો તાજમેહેલ અમે જોયો. એના દરેક થાંભલા પર જે વેલ બુટ્ટીઓ, ઝાડો ફુલો તથા પક્ષીઓ કોરેલાં છે, તેમાં રંગ રંગના પથ્થરો ઘણી કારીગીરીથી બેસાડેલા છે. આવી ઇમારત બાંધવામાટે જેણે અસંખ્ય દ્રવ્ય ખરચ્યું, તેને વિશે વિસ્મય પામ્યા વગર રહેવાતું નથી; અને તે કરતાં પણ વધારે ઇમારત બાંધનારા કારાગીરો વિશે વિસ્મય લાગે છે; એ નિઃસંશય છે.

આગ્રામાંનાં બીજા જોવા લાયક સ્થળો જોઈ અમે મથુરા ગયાં. બીજે દિવસે હોડીમાં બેસી ગોકુળ તથા વૃંદાવન જોવા ગયાં. ગોકુળમાં જોવા લાયક કાંઇ નથી. પણ વૃંદાવનમાં એક ઘણું મોટું તથા સુંદર મંદિર બાંધેલું છે. મંદિરનો ચોક પણ ઘણો મોટો છે. આ ગોકુળ અષ્ટમીના ઉત્સવના દિવસો હોવાને લીધે તે તદ્દેશિઓ એટલે બ્રિજવાસી, ગુજરાતી તથા બંગાળી સો દોઢસો બ્રાહ્મણો પોત પોતાની શ્રીમદ્ભાગવતની પોથીઓ આગળ રાખી વાંચતા હતા. આ બ્રાહ્મણોનો જમવાનો તથા બીજો બધો ખર્ચ ધનિક યાત્રાળુઓ કરતા; એટલે જે યાત્રાળુ ત્યાં આવતા તેની પાસેથી ત્યાંના લોક પૈસા માંગી લેતા. વૃંદાવનથી અમે મથુરાં પાછાં આવ્યાં. આ શહેર મોટું છે અને ત્યાંની ઇમારતો મજબુત તથા ભવ્ય છે. શહેરમાં રહેનારા

ગોર લોકો શ્રીમંત છે. ત્યાં મુખ્યત્વે કરીને બ્રિજ ભાષા બોલાય છે. તે ઘણી મીઠી મધુર તથા નમ્ર છે એમ ત્યાંના લોકોને લાગે છે. જુદા જુદા દેશોમાં જે હિંદી ભાષા વપરાય છે તે બધા કરતાં બ્રિજ ભાષા ઉપર કહેલા ગુણ યુક્ત વિશેષ છે તેથી તે વિશે તેઓ અભિમાન ધરાવે છે.

મથુરાંથી અમે અજમેર આવ્યાં. ત્યાંથી ૬–૭ માઇલ દુર પુષ્કર નામે પુરાણ પ્રસિદ્દ તીર્થ છે. આ ઠેકાણે કમળનાં ફુલોની ઉત્પત્તી ઘણી હોવાને લીધે કમળો ઘણાં મળે છે. તથા તેમના મોટાં મોટાં પાંદડાંનો ઉપયોગ કેળનાં પાંદડાંની માફક જમવામાં કરે છે. કમળનાં બીયાનાં મકાણાં બનાવે છે. અજમેર ગયા પછી "પોતા"ના જીવને ઠીક નહોતું માટે પુષ્કર જવું હોય તો આજે તું જ જા, મને ઠીક નથી, તેથી હું સાથે આવીશ નહિ, એમ કહ્યું. એટલા નજીક આવ્યા છીયે તો એકવાર પુષ્કર જોઈ લેવું, એમ મનમાં ધારી હું જાનકી બાઈને તથા ઉપાધ્યાયને સાથે લઈને ગઈ. ટાંગામાંથી ઉતરી ત્યારે જોયું તો ઘણાજ માણસો સ્નાન કરવા આવેલા હતા તેમજ દિલ્લીમાં બંગાળી સ્ત્રીઓનો જે સંગ અમને મળયો હતો તે પણ ત્યાં આવેલો હતો. જોકે એમની તથા મારી માત્ર થોડીજ ઓળખાણ હતી. તો પણ હું એક વૃદ્ધબાઇની નજદિકમાં સ્નાન કરવા પાણીમાં ઊતરી. કારણકે મારા મનમાં એમને કાંઇ પ્રશ્ન પુછવાના હતા. સ્નાન કરતી વખતે મેં તેને હિંદુસ્તાનીમાં પુછ્યું, "આ સ્ત્રીઓમાં કુમારિકા કેટલી વિવાહિત કેટલી ને દુ:ખી કેટલી છે? તમો બધાંએ સરખાજ

પોશાક પેહેર્યાં છે તેનું કારણ શું? ચોળી, બંગડીઓ, હુકા વગેરે સૌભાગ્ય લક્ષણો ધારણ કરવાનો શું તમારામાં ચાલ નથી? અવિવાહિત વિવાહિત અને વિધવામાં શું ફરક છે? તે મને કૃપા કરી કહો, ગુસ્સે થતાં નહિ હું બીજા દેશની છું માટે જાણવા પુછુ છું."

આ બાઇ પુખ્ત ને સમજુ હતાં, એમણે બધું સાંભળી લીધું અને પછી નીચે પ્રમાણે માહિત આપી.

"દસ વરસની અંદરની છોકરીઓ કે જેઓના હાથમાં લોઢાની બંગડી નથી, પણ જેણે કીનારીનું ધોતીયું પેહેરેલું છે, અને સેંથામાં કંકુ લગાડેલું છે તે અવિવાહિત છે. જેણે કીનારીનું ધોતીયું પહેરેલું છે તથા હાથમાં લોઢાની બંગડી પહેરી છે તે વિવાહિત સમજવી. અમારૂં વિવાહ ચિન્હ એ છે કે ડાબા હાથમાં લોઢાનો વાળો પહેરવો જોઇયે. જેણે કોર વગરનું સાદું ધોતીયું પહેરેલું છે અને જેના સેંથામાં કંકુ નથી અને જેના હાથમાં બંગડી નથી, તે વિધવા જાણવી. ચોળી, કાચની બંગડીઓ, મંગળ સુત્ર વગેરે પહેરવાનો અમારામાં ચાલ નથી."

મેં પુછ્યું, "પણ તમારા કોઈના માથાપર વાળ નથી. તેનું કારણ શું?"

તેણે કહ્યું કે, "યાત્રા કરવા નિકળ્યા પછી વાળ રાખીને જો પાછા ઘેર જાય તો અમારામાં અપવિત્ર માને છે." વગેરે માહિતી આપી મને અમારા ચાલ વિશે પુછવા લાગી કે, "માથાપર છેડો ન લેતાં તમે પુરૂષોના દેખતાં ઉદ્ધતાઈથી

ફરવાનું તમને કેમ ગમે છે. માથું ઉઘાડું રાખવાનો તમારો દેશમાં ચાલ છે કે, તમને પડદો નથી," એટલામાં મારૂં સ્નાન પુરૂં થયું અને હું બ્રહ્મ દેવના દેવાલય તરફ ગઈ.

આખા હિંદુસ્તાનમાં બ્રહ્મ દેવનું દેવળ તથા પુજા આજ ક્ષેત્રમાં છે. બીજે ક્યાંય નથી એમ મેં સાંભળ્યું. ત્યાંથી થોડેક દુર સાવિત્રીનું દેવળ છે; પણ તે જોવા હું ગઈ નહિ. કારણ કે આગલા દિવસથી "પોતાની" પ્રકૃતી થોડી બગડી હતી, તેથી મારે જલદી ઘેર જવાનું હતું.

અજમેરથી અમે સિધપુર ગયાં. ત્યાં સરસ્વતી નદી પર શ્રી કપિલ મહામુનીનું દેવળ છે. આજ ઠેકાણે કપિલ મહા મુનિએ પોતાની મા દેવહુતીને બ્રહ્મનો બોધ કરી તેનો ઉધ્ધાર કર્યો. આ પ્રસિધ્ધસ્થાન છે, માટે આપણા હિંદુ લોકોને વિશેષ પુજ્ય લાગે છે. એજ ક્ષેત્રને માતૃ ગયા રહેછે. તે જોઇ અમે અમદાવાદ આવ્યાં. ત્યારે ભાવનગરના મિત્રોએ ભાવનગર તથા કાઠીઆવાડ જોવા આવો, એવો ઘણો આગ્રહ કર્યો. પણ "પોતાની" તબીયત વધારે બગડવાને લીધે અમે એકદમ પુણે આવ્યાં. તેજ દિવસે મારા વડીલ પરલોક વાસી થયાની દુઃખ-કારક ખબર અમને મળી. "પોતાની" પ્રકૃતિ વધારે બગડવાથી મારા પંદર દિવસ ઘણા દુઃખમાં તથા ફિકરમાં ગયા પછી થોડો આરામ થયો. પંદર દિવસ પછી તબીયત સારી થઇ અને અમે મદ્રાસ જવા નીકળ્યાં.

---

# ભાગ સોળમો.

## કલકત્તાની સ્વારી સને ૧૮૮૬-૮૭



(અકટોબર; નવેંબર અને ડીસંબર આખર.)

મદ્રાસમાં એક મહિનો રહીને દસેરા પછી અમે મદ્રાસથી પાછાં આવ્યાં ને પુણામાં ૮–૧૦ દિવસ રહી, કલકત્તા તરફ જવા નિકલ્યાં. રસ્તામાં ભુસાવળ, જબલપુર વગેરે ઠેકાણે મુકામ કર્યો. જબલપુરમાં એક દિવસ વધારે રહી નર્મદાનો પ્રસિદ્ધ ધોધ જોવા ગયાં. ટાંગામાંથી ઉતરી હોડીમાં બેસી ધોધનો તથા તેની આસપાસનો રમણીય દેખાવ જોયો. એ દેખાવ જોઇ ઈશ્વરની અગાધ કૃતિવિશે મને ઘણું આશ્ચર્ય લાગ્યું. ત્યાંથી નીકળી અમે પ્રયાગ આવ્યાં અને દારાગંજમાં ઉતર્યાં. બીજે દિવસે દશાશ્વમેધ પર જઇ ગંગાજળીઓ ભરી લીધી. પછી ત્યાંથી એક હોડીમાં બેસી ત્રિવેણી સંગમની બરોબર વચ્ચોવચ્ચ લાકડાના મોટા મોટા બાજઠ મુક્યા હતા. તે ઉપર ઊતર્યાં. ત્યાં વેણીદાન કરવું નહિં એવો "પોતાનો" નિશ્ચય હતો. નજીકના બીજા બાજઠ પર કોઇ એક બાઇના વેણીદાનનો સમારંભ ચાલી રહ્યો હતો, તે જોઇ અમે પાછાં ફર્યાં, અને બીજે દિવસે કાશી આવ્યાં. કલકતે જવાની ઊતાવળ હોવાને લીધે કાશીમાં પણ અમને બે દિવસથી વધારે રહેવાનું મળ્યું નહિ. કાશીમાં પહોંચ્યા પછી બીજે દિવસે ઊઠી ભાગીરથીમાં સ્નાન કરી, વિશ્વેશ્વર, મંગળાગૌરી, અન્નપૂર્ણા, કાળભૈરવ, વગેરેનાં દર્શન કરી હું પાછી આવી. બપોરે જુદી જુદી

જાતનાં વાસણો તથા કપડાંની ખરીદી કરી, સાંજે એક ભાડાની હોડી કરી અમે તેમાં બેસી અશીથી વરૂણ સુધીનો બધો ઘાટ તથા દેવાલયો જોઈ, રાત્રે નવ વાગે ઘેર આવ્યાં. ચાંદની રાત તથા આસ પાસનો દેખાવ રમણીય હોવાને લીધે અને વિશેષે કરી કાશી ક્ષેત્ર વિશે પવિત્ર ભાવ અને પૂજ્યબુધ્ધિ હોવાથી તે વખત અને તે દેખાવો ચિરસ્મરણીય થઈ રહ્યા.

બીજે દિવસે અમે કલકત્તે ગયાં. ત્યાં ધરમતુલાપર એક ભાડાનો બંગલો રાખ્યો. આ બંગલો જો કે ઘણો મોટો હતો તોપણ જુનો તથા બાગ બગીચા વગરનો હોવાને લીધે ઉજ્જડ તથા સુનો લાગતો હતો. તેથી બંગલામાં રહેવાથી મનને આરામ ન થતાં ઉલટું તે ઉદ્વિગ્ન થવા લાગ્યું, અને તે દિવસ ઘણો કંટાળા ભરેલો વીત્યો. સાંજે " પોતે " ઘેર આવ્યા ત્યારે પુછ્યું કે, " આજે તેં શું કર્યું ? "

મેં જરા કંટાળ્યા જેવું કહ્યું, "કાંઈ નહિ, કરેશું? એક તો જગા નવી, કોઇની ઓળખાણ નહિ, મનને ગમે તેવો બંગલો પણ નથી, ઝાડ ફુલો વગેરે હોયતો તેમાં માણસનું મન બે ઘડી રમે પણ તે અત્રે નથી. જ્યાં જુઓ ત્યાં ઉજડને ઉજડ ઘરમાં પણ કાંઇ કામ કરવાનું મન થતું નથી. ભાડું પણ ઘણું છે. આવો બંગલો શામાટે લીધો ? એ કરતાં આપણે બીજો સારો ને આપણી યોગ્યતાને શોભે એવો એક બંગલો લઇયે. પૈસા ખરચવા ને આવા ખરાબ બંગલામાં રહેવું, એમાં ફાયદો શું ? " એવું ઘણું તેઓ સાંભળે તેમ બોલી "ઘર જુનું હોઈ ભોંયતળીઆમાં દિવસે પણ શિયાળવાં ભયંકર

બુમો પાડે છે. બહાર ફરનારાઓને તો ઠીક છે, પણ જે ઘરમાં રહે તેના દિવસ ઉદાસીનતામાં ને કંટાળાભર્યા જાય છે."

આ બધું સાંભળી લઇને શાન્તીથી ઉત્તર આપ્યો કે, "બાગ બગીચા ને ઝાડો ક્યાંય મનનું રંજન કરે છે. વાંચવા જેવું સાધન જેની પાસે છે તેણે તો એવો અસંતોષ બતાવવો નહિ જોઇએ. વાંચનથી જે આનંદ ઊત્પન્ન થાયછે તેવો આનંદ બીજા કશાથી થતો નથી. એક પુસ્તકનો કંટાળો આવે તો બીજું લેવું, કવિતા વાંચવી. મન કંટાળી જાય તો ઈશ્વરકૃત બગીચા જોવા જાઓ. શું તને સાધન નથી. ગાડી જોડી બહાર જવું એટલે શ્રમિત મનને વિશ્રાંતી મળશે. મનુષ્યોએ કરેલા બગીચાથી જો મનને આનંદ ઉત્પન્ન થાય છે તો ઈશ્વરની કૃતિ એટલે દૃષ્ટિ સૌંદર્યનું મનન કરીએ તો તેની દયાથી પ્રાણી માત્રને માટે કેટલાં સુખનાં સાધનો છે; તે મનમાં આવી અંતઃકરણ ગદ્ગદિત થાયછે, પણ હાલ તારૂં અંતઃકરણ અણ્ણાસાહેબના દુખથી ઉદાસ થયું છે, તેથી તને કશાથી પણ આનંદ થતો નથી. તારા મનને કાંઈ ઉદ્યમ કામ આપું છું, એટલે બસ કાલથી તું ઉજડ દેખાતી જગાને સુશોભિત કરવાનું મનમાં લાવે."

આ સાંભળી મને હસવું આવ્યું, ને મેં કહ્યું, "માત્ર મનમાં લાવ્યાથી કાંઈ બાગલાની શોભા થોડીજ વધીજાય છે?"

ત્યારે "પોતે" કહ્યું, "હું શું કહુંછું તે સાંભળી તો લે. કાલે સવારે થોડાક મજુરોને બોલાવી તને જેટલો બગીચો જોઇતો હોય તેટલી જગ્યા આંકી આપી એમની પાસેથી ખો-

હાવિ લે અને એમાં ક્યારા પાડી મેથી, કોથમીર વગેરેનાં બી વાવ. વળી આ ઋતુમાં થનારા ફુલઝાડોનાં બી વાવ એટલે મનને ગમશે; અને તેનો ઉપયોગ પણ થશે. આ બગીચાને તું જાતે પાણી પાતી જા એટલે વ્યાયામ પણ મળશે. હું સાંજે ઘેર આવીશ ત્યારે તારૂં સાંજનું વાંચન આપણે આ તારા બગીચામાંજ કરશું."

એમ કહી બીજે દિવસે ઉઠતાંજ મને એ વાતની યાદ દેવડાવી. ત્યારે મેં મજુરને બોલાવી સાંજ સુધી કામ કરાવ્યું. સાંજે "પોતે" ઘેર આવ્યા પછી અમે ગાડીમાં બેસી ફરવા ગયાં અને પાછા આવતી વખતે ફુલઝાડનાં થોડાં બી લેતાં આવ્યાં. એક બે દિવસ પછી આ નવા બનાવેલા બગીચામાં ખુરશીઓ મુકી અમે વાંચવા બેઠાં. એટલામાં એક બંગાળી વર્તમાન પત્ર વહેંચનારો માણસ ત્યાં આવ્યો અને "આ વર્તમાન પત્ર તમે લેશો" એમ પૂછવા લાગ્યો.

મેં ઊતાવળથી કહ્યું. "ભાઇ, નથી જોઇતું. અમને બંગાળી વાંચતાં આવડતું નથી, તો અમસ્તુંજ વર્તમાનપત્ર લઇને શું કરીએ ?"

તે માણસે મારા બોલવા તરફ લક્ષ ન આપતાં "પોતા" તરફ જોઈ ફરી એકવાર પુછ્યું, ત્યારે "પોતે" બોલ્યા કે, "આજે આણેલું ચોપાનીયું રહેવા દો, કાલથી લાવતા નહીં, પણ આવતા સોમવારે લઈ આવજે. પછી શરૂ કરીશું."

એ સાંભળી મને જરાક અચંબો લાગ્યો; પણ હું કાંઈ બોલી નહિ. તે માણસ ગયા પછી મારી તરફ જોઇ "પોતે"

કહ્યું કે, "જેના ગામમાં બે ચાર મહિના રહેવાનું તેમની ભાષા આવડતી નથી, એમ કહેતાં મને તો શરમ આવેછે!"

મેં કહ્યું કે "જે આપણી ભાષા નથી તે આવડતી નથી, એમ કહેવામાં શરમ શાની? હમણાં શિખવાનું મનમાં ધારૂં તો શીખીજાઉં. પણ તે કેમ બને? અને શિખવે પણ કોણ?"

મને માલમ હતું કે "પોતાને" બંગાળી અક્ષરો માત્ર ઓળખતાં આવડતા હતા, પણ વાંચતાં આવડતું નહોતું. માટે મેં જાણી જોઈને કહ્યું, "વારૂ, ત્યારે તમારી ઈચ્છા હોય તો કાલથી શિખવો હું તૈયાર છું. માત્ર બીજા કોઇ પાસે હું શિખીશ નહિ."

એ સાંભળીને હમેશાં પ્રમાણે મશ્કરી કરી નહિ, કે જવાબ આપ્યો નહિ; પણ વિચારમાં પડી ગયા હોય તેવા દેખાયા. હું શરમિંદી પડી ગઈ. હું બોલી તેનો ગુસ્સો તો નહિ આવ્યો હોય એમ મને લાગ્યું. પણ આ વિશે કાંઈજ બોલવું થયું નહિ.

તે દિવસ તેમજ ગયો. બીજે દિવસે ચહા પીને હમેશ

પ્રમાણે ફરવા ગયા, પણ ઘેર આવતાં હમેશના કરતાં મોડું થયું તેથી હું વાટ જોતી બેઠી હતી એટલામાં આવ્યા સાથે એક સિપાઈ હતો ને તેના હાથમાં ૧૦–૧૫ નાની મોટી ચોપડીઓ હતી, તે તેણે મેજ પર મુકી. હું નજીકજ ઉભી હતી. એક બે ચોપડીઓ ઉઘાડી જોઈ તો તે અંગ્રેજી તથા બંગાળી છે એમ માલમ પડયું. આ ચોપડીઓ શા સારૂ લાવ્યા, એમ હું પુછવા જતી હતી એટલામાં મને ગઈ કાલની

વાત યાદ આવી ને હું છાની રહી. "પોતા" ના પસીનાથી ભીનાં થયલાં કપડાં કાઢી લઈ, બીજું પહેરણ આપ્યું, ને પીવાને માટે દુધ લેવા જતી હતી એટલામાં "આ ચોપડીઓ ગણી લઈ એ માણસને ચિઠ્ઠી પ્રમાણે પૈસા ચુકવી આપ" એમ કહ્યું.

મેં હા પાડી અને ચિઠ્ઠી મુજબ ચોપડીઓ ગણી લઈ પૈસા ચુકવી આપ્યા. પછી પીવા સારૂ દુધ લાવી આપ્યું. દુધ પીધા પછી ટેબલપરની એક ચોપડી લીધી ને પાનાં ફેરવવા માંડ્યાં. હું તે દીવાનખાનામાં દૂર એક ખુરશીપર વર્તમાન પત્ર વાંચતી બેઠી હતી; પણ થોડી થોડી વારે શું ચાલે છે તે જોતી હતી- કારણ કે આટલી બધી ચોપડીઓ ને વળી પોતે જાતે જઈને ખરીદ કરી લાવ્યા તેની મને નવાઈ લાગતી હતી; અને તેનો હેતુ મારા લક્ષમાં આવતો નહોતો. "પોતા" ને બજારમાં જવાનું ને સામાન ખરીદ કરવાનું માહિતજ નહોતું. આખા જન્મારામાં બજારમાં જઇ સામાન "પોતે" લાવેલા એવો પ્રસંગ આજે આ પહેલોજ હતો. પૈસો હાથમાં લેવો નહિ ને સાથે રાખવો નહિ, આવો પેહેલેથી નિયમ હતો.

અગિઆર વાગ્યા સુધી આ ચોપડીઓનાં પાનાં ફેરવ્યાં. કોઈ ચોપડી વાંચવાનો પ્રયત્ન કર્યો, પણ અધ્યયન કર્યાને ઘણા દિવસ થઈ ગયેલા હોવાને લીધે કાંઇ વાંચતાં આવડયું નહિ એમ દેખાયું. અગિઆર વાગે રસોઇ તૈયાર છે એમ જયારે મેં કહ્યું, ત્યારે સ્નાન કરવા ઊઠ્યા. જતી વખતે સિપા-

ઈને કહ્યું. "હું જમી આવું ત્યાં લગણમાં તું બજારમાં જઇ એક સ્લેટ અને પેન્સિલ લઈ આવ. વાર લગાડીશ નહિ."

જમ્યા પછી ફરી દીવાનખાનામાં આવ્યા ને પાટી હાથમાં લીધી અને તે ચોપડીઓમાંની એક ચોપડી હાથમાં લઈ પાટીપર મૂળાક્ષર કહાડવાની શરૂઆત કરી. હમેશાં પ્રમાણે મશ્કરી વગેરે કાંઇ કરી નહિ, બધું લક્ષ આ નવા વાંચન તરફ હતું. સાંજે ગાડીમાં બેસી ફરવા જવાની પહેલાં સવારે જે ચોપડી વાંચતા આવડતી નહતી તેનો પાઠ મોટેથી વાંચ્યો, અને ચોપડી નીચે મુકી પોશાક પહેર્યો. અમે બન્ને ફરવા ગયાં. આમ તેમ ઘણી વાતો કરી પણ સવારની ચોપડીઓ વિશે પુછવાની મારી હિમ્મત ચાલી નહિ. "પોતે" માત્ર સેહેજ એકવાર બોલી ગયા કે આજે "બંગાળી વાંચવામાં ઘણો વખત ગયો અને તેથી મારૂં રોજનું કામ થયું નહિ."

એ સાંભળી મેં કાંઇ જવાબ આપ્યો નહિ; પણ મને ઘણું ખોટું લાગ્યું. મારાથી કાલે બોલાઇ ગયું, તેથી આ ત્રાસ થયો. મારા મનમાં બંગાળી શિખવાનું નહતું, માટેજ મેં આપ શિખવો તો શિખીશ, બીજા કોઇ પાસે નહિ શિખું, એમ કહેલું. કારણ કે જો મેં હા કહી હોત તો મારે માટે કોઈ બંગાળી માસ્તર લાવી રાખત. પણ મને તે ગમ્યું નહિ કારણ કે નાનપણથી હું કોઈ દિવસ નિશાળમાં ગઇ નહતી; અને 'પોતા' વિના કોઈ પણ અન્ય પુરૂષ પાસે શિખવાનો પ્રસંગ આવ્યો નહતો. હવે 'પોતા' ને વખત નહતો તથા બંગાળી શિખ્યાને ઘણો વખત થઈ ગયો હતો, તેથી બીજો કોઇ માણસ શિખવવા રાખશે એ

બીકથી હું એ પ્રમાણે બોલી ગઈ. પણ એ મારા શબ્દથી એમને શિખવાની ઈચ્છા ઉત્પન્ન થઈ અને બીજો બધો દિવસ ફરી તપાસણીમાં ગાળ્યો. તે વિશે મને ઘણો પશ્ચાત્તાપ થયો. રાત્રે બોલતાં બોલતાં અસ્પષ્ટ શબ્દમાં મેં મારી દિલગીરી પ્રદર્શિત કરી અને તેથી મારા મનનો ભાર ઓછો થયો.

બીજે દિવસે સવારે ફરવા જતાં પહેલાં પાટી લઈ તેપર બંગાળી મૂળાક્ષરો કહાડી એક બે વાર વંચાવી લીધા 'અને હું ઘેર આવું ત્યાં લગીમાં આ તૈયાર કરી રાખજે ' એમ કહ્યું. તેઓ પાછા આવવાની પહેલાં મેં તે બધા અક્ષરો તૈયાર કીધા ને ફરી લખીને હું મારે કામે લાગી.

ઘેર આવીને કપડાં બદલી હજામત કરાવતી વખતે "પોતે" એક બંગાળી ચોપડી હાથમાં લઇ મોટેથી વાંચવાની શરૂઆત કરી અને જ્યાં અટકે ત્યાં તે અક્ષર તથા ઉચ્ચાર તે હજામને પુછતા.હું પાસેનાજ ઓરડામાં વાંચતી બેઠી હતી. ત્યારે દીવાનખાનામાં બીજા કોઇને બોલતાં સાંભળીને કોઈ મળવા આવ્યું છે એમ ધારી ઉત્કંઠાથી જોવા ગઈ. તો કોઇ આવ્યું નહતું પણ " પોતે " હાથમાં બંગાળી ચોપડી લઈ મોટેથી વાંચતા હતા, અને હજામ શબ્દનો ઉચ્ચાર તથા અર્થ કહેતો હતો. એ જોઇ મને હસવું આવ્યું. તે ગયા પછી હું એમની પાસે ગઇ અને કહ્યું, " વાહ ! માસ્તર તો ઘણો સારો મળ્યો ! શ્રી દત્તે ચોવીસ ગુરૂ કર્યા હતા તેમ " પોતાના " ગુરૂની યાદી કરવા જો કોઇ મને કહેશે તો આ ગુરૂનું નામ હું પહેલું લખીશ. જુના કાળમાં ગુરૂની પાસે

શિખવું હોય તો એનીજ સેવા કરવી પડતી હતી; પણ આ બિચારો ગુરૂ તો આપની સેવા કરે છે, માટે એનું નામ પહેલું જોઇએ !"

એ પ્રમાણે આટલી મોટી ઉમરે 'પોતે' શિખી મને શિખવવાનો ક્રમ રાખ્યો એ જોઈ મને ઘણી નવાઇ લાગી. મેં ઉચ્ચારેલા શબ્દને લીધે પોતાને ઇચ્છા ઉત્પન્ન થઈ અને પોતાને જો કે બીજાં જવાબદારીનાં કામો કરવાં પડતાં હતાં તો પણ બંગાળી શિખી મને શિખવવાની તસ્દી લીધી.

એ પ્રમાણે બંગાળી વાંચનનો ક્રમ રાખ્યો ને મહિના દોઢ મહિનામાં હું વાંચતાં શિખી. કમ્પાઉન્ડમાં જે બગીચો કર્યો હતો તેમાં મેથી તથા કોથમીર ઘણાં ઊગ્યાં ને અંગ્રેજી ફુલઝાડને ફુલ ઘણાં આવ્યાં. તે ઠેકાણે બે ત્રણ અઠવાડીયાં પહેલાં જ્યારે અમે બેઠાં હતાં ત્યાં અને જે બંગાળી વર્તમાનપત્ર માટે મેં ના પાડી હતી તેજ હવે શરૂ કરી વાંચવાનો ક્રમ રાખ્યો. વળી ચોપડીઓ વાંચવાનો અભ્યાસ શરૂ હતોજ. કલકત્તાથી પાછા આવતી વખતે વિષવૃક્ષ, દુર્ગેશનંદિની, આનંદમઠ વગેરે બીજી કેટલીક વાર્તાઓ અમે લેતાં આવ્યાં.

---

# ભાગ સતરમો.

## કરમાળામાં "પોતા" નો મંદવાડ ( તા. ૨૬-૨૭-૨૮. ફેબ્રુવારી સન ૧૮૯૧. )

ઈ. સ. ૧૮૮૮ માં કલકતાથી પાછા આવ્યા પછી ખેતી ખાતાના સ્પેશયલ જડજ ડોક્ટર પોલનની જગ્યાપર પોતાની કાયમની નિમણુંક થઇ. જ્યારે "પોતે" ઍસિસ્ટન્ટ સ્પેશિયલ જડજ હતા ત્યારે અમને પુણા તથા સતારા એ બે જીલ્લામાં કોરટની તપાસણી કરવી પડતી; પણ હવે પુણા, સતારા, નગર તથા સોલાપુર એ ચાર જીલ્લામાં ફરવાનું હોવાને લીધે આઠે મહિના ફરવામાં જતા. એ પ્રમાણે અમે ઇ. સ. ૧૮૯૧ ના જાનેવારી મહિનામાં નગર જીલ્લામાં ફરવા ગયાં. બધો જીલ્લો ફરી સોલાપુર જીલ્લામાં ગયાં. ત્યાં દોઢ મહિનો વીતી ગયો. એ વરસે ફેબ્રુવારીની તા. ૨૬ મીએ વસ્તિપત્રક ગણવાનું હતું. તે દિવસે અત્રેનાં કામો પુરાં કરી તથા સોલાપુર જીલ્લામાં કરમાળા તાલુકામાં ઓફીસ તથા બધાં માણસોને રાખી અમે બે દિવસ માટે પુણે જવું એવો વિચાર કીધો. અને તે માટે નગર જીલ્લામાંનું કામ જલદી પુરૂં કરી, અમે કરમાળે આવ્યાં. ત્યાંનું કામ બે દિવસમાં પુરૂં કરી ઓફિસ તથા માણસોને સોલાપુર રવાના કર્યાં, અને આપણે વસ્તિપત્રકની વખતે પુણે જઈશું એમ મને કહ્યું. એ પ્રમાણે બીજો આખો દિવસ આરામ ન લેતાં રાત સુધી કામ કર્યું. તેથી જમવાનું મોડું થયું અને જમ્યા પછી કાંઈ વાંચન થયું નહિ.

બીજે દિવસે સવારે હમેશ પ્રમાણે કોકો લઈ ફરવા ગયા. આ વખતે ચી. સખુને મેં સાથે લીધી હતી. તે ફક્ત દસ મહિનાની હોવાને લીધે સવારના પહોરમાં તેના કામમાં મારો ઘણો વખત જતો. તો પણ બને તેમ તે કામ જલદી પુરૂં કરી "પોતે" ફરીને ઘેર આવે ત્યાં સુધીમાં વાંચન કરીને મારે તૈયાર થઇ રહેવું પડતું. કારણ કે સવારના વખતમાં "પોતે" આઠ નવ વાગે ઘેર આવ્યા પછી મારા અગ્રેજી વાંચન માટે મને કલાક દોઢ કલાક મળતો. જો કોઈ દિવસે મારૂં કામ પુરૂં ન થાય તો તે દિવસ નકામો જતો અને બીજો દિવસ થાય ત્યાં લગણ "પોતાની" પાસે વાંચવાનો વખત મળતો નહી, તેથી બને તેમ કરી હું તૈયાર રહેતી.

આ વખતે મેં મેડોઝ ટેલરનું "તારા" નામનું પુસ્તક વાંચવા લીધું હતું, તે દિવસે બહારથી આવ્યા ત્યારે નવ વાગી ગયા હતા. હું ચોપડી, નોટ બુક ને પેન્સિલ. લઇ વાટ જોતી બેઠી હતી. ઘેર આવ્યા ત્યારે મેં સેહેજ કહ્યું, "આજે ફરવામાં વધારે વખત ગાળ્યો? આ તાલુકાનું કામ થોડું છે કે? આ દિવસમાં પોંખ મળે છે ને ગામાન લોકો અતિશય આ-ગ્રહી છે, તેઓ રાવ સાહેબને (મુનસફને) આગ્રહ કરતાં હશે; રાવસાહેબ તો ના નહિ પાડે. તેથી બે વાગે કોર્ટ બંધ કરી નિરૂપાયે જવું પડતું હશે, તેથી તપાસણીનું કામ તો ઘણું નજ થાય."

ત્યારે કહ્યું "પહેલાંજ મોડું તો થયું છે, માટે બોલવામાં વધારે વખત ગાળીશ નહિ, વાંચવાનું શરૂ કર. પણ મને

# ભાગ સતરમો.

## કુરમાળામાં "પોતા" નો મંદવાડ (તા. ૨૬-૨૭-૨૮. ફેબ્રુવારી સન ૧૮૯૧.)

ઈ. સ. ૧૮૮૮ માં કલકતાથી પાછા આવ્યા પછી ખેતી ખાતાના સ્પેશયલ જડજ ડોક્ટર પોલનની જગ્યાપર પોતાની કાયમની નિમણુંક થઇ. જ્યારે "પોતે" ઍસિસ્ટન્ટ સ્પેશિયલ જડજ હતા ત્યારે અમને પુણા તથા સતારા એ બે જીલ્લામાં કોરટની તપાસણી કરવી પડતી; પણ હવે પુણા, સતારા, નગર તથા સોલાપુર એ ચાર જીલ્લામાં ફરવાનું હોવાને લીધે આઠે મહિના ફરવામાં જતા. એ પ્રમાણે અમે ઇ. સ. ૧૮૯૧ ના જાનેવારી મહિનામાં નગર જીલ્લામાં ફરવા ગયાં. બધો જીલ્લો ફરી સોલાપુર જીલ્લામાં ગયાં. ત્યાં દોઢ મહિનો વીતી ગયો. એ વરસે ફેબ્રુવારીની તા. ૨૬ મીએ વસ્તિપત્રક ગણવાનું હતું. તે દિવસે અત્રેનાં કામો પુરાં કરી તથા સોલાપુર જીલ્લામાં કરમાળા તાલુકામાં ઓફીસ તથા બધાં માણસોને રાખી અમે બે દિવસ માટે પુણે જવું એવો વિચાર કીધો. અને તે માટે નગર જીલ્લામાંનું કામ જલદી પુરૂં કરી, અમે કરમાળે આવ્યાં. ત્યાંનું કામ બે દિવસમાં પુરૂં કરી ઓફિસ તથા માણસોને સોલાપુર રવાના કર્યાં, અને આપણે વસ્તિપત્રકની વખતે પુણે જઈશું એમ મને કહ્યું. એ પ્રમાણે બીજો આખો દિવસ આરામ ન લેતાં રાત સુધી કામ કર્યું. તેથી જમવાનું મોડું થયું અને જમ્યા પછી કાંઈ વાંચન થયું નહિ.

ઘણું ખોટું લાગ્યું અને હૈયું ભરાઈ આવ્યું. અને ડુસકાં આવવાથી આગળ વાંચતાં અટકી પડી. પછી વિધવાઓની અત્યંત દુઃખકારક તથા શોચનીય સ્થિતિ વિશે અમે વાત કરવા લાગ્યાં. ત્યારે ઘણી ગંભીરતાથી તથા ખરા દિલથી કહેવા લાગ્યો કે "આપણા સમાજમાં હાલ કેટલાક ઘણા નિર્દય તથા ઘાતકી રિવાજો છે, તેનું પરિણામ દિવસે દિવસે આપણી ઓલાદપર થઈ ઘણું નુકસાન થાય છે, પણ કોણ જાણે આપણા લોકો કયારે સમજશે." એવી વાતો ચાલતી હતી તેવામાં "પોતે" કહ્યું "આજે રસ્તામાં મારી પ્રકૃતિ બગડી છે, ને પેટમાં દુખે છે" મેં કહ્યું, "કેમ વારૂ? આજે સવારે શું સારૂં નહોતું થયું? રાત્રે ઉંઘ ઠીક આવી હતીને? કાલે રાત્રે મારી એકજ ઉંઘમાં સવાર પડી. સખુ પણ આખી રાતમાં જાગી ન હોતી."

ત્યારે કહ્યું, "સખુ ઉઠી નહિ માટેજ તને ઉઠવું પડયું નહિ. ગઈ બે ત્રણ રાત તેની આંખ દુખતી હતી, તેથી તને જાગરણ કરવું પડયું. તેથી કાલે ઉંઘ વધારે આવી. બીવાનું કારણ નથી. રાત્રે મને ઊંઘ સારી આવી હતી. આસપાસની હવા પણ બગડેલી નથી; વળી આપણું પીવાનું પાણી ગરમ કરી ફિલ્ટર કરેલું છે. તેથી સંશય લાવવાની જરૂર નથી. પણ આજે પ્રકૃતિ એક પ્રકારની કાંઇ બગડેલી છે ખરી."

મેં કહ્યું, "ત્યારે શરદી થઈ હશે. ખાંડ ઉપર ફુદીનાના અર્કના તથા ક્ષારના ટીપાં નાંખી આપું છું; અને સુંઠનો શીરો

પહેલાં સુંઠ ને સાકર લાવી આપ. પછી શરૂ કર. અમારા પુરૂષના કામકાજની પુછપાછ તમારે સ્ત્રીઓને શા સારૂ જોઇએ ?"

મેં કહ્યું "બરાબર છે, અમારે પુછપાછ કરવી ન જોઇએ. એમાં વળી એવડું છે પણ શું ? આ તાલુકાની કોર્ટમાં સબ જડજો જેટલું કામ કરે છે તેટલાં કામો અમે સ્ત્રીઓ પણ કરી નાખીએ !"

ત્યારે હસી પડયા અને કહ્યું, "આજે એ લોકોપર શા માટે પ્રહાર કરો છો? કામ કમતી કે જાસ્તી કરવું એ માણસના જુદા જુદા સ્વભાવ ઉપર આધાર રાખેછે; પણ જે કામો તે કરેછે તે મહત્વનાં નથી એમ તને લાગેછે કે ?"

મેં કહ્યું, "કામનું મહત્વ કોણ ના કબૂલ કરશે ? પણ આપ જાણોછો કે ઘણાઓના મનમાં તે કામનું મહત્વ વસતું નથી. સરકાર એ લોકોને હમેશાં જે નીમેલો પગાર આપે છે તે કરતાં તો ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ એવાં કામો થાય તે પ્રમાણે કમિશન જેવો પગાર રાખ્યો હોત તો આ કરતાં વધારે કાળજીથી ત્થા મેહેનતથી કામો પુરાં થાત. વળી ગરીબ પક્ષકાર લોકોને અપીલો કરવામાં હાલની પેઠે આટલો બધો વિનાકારણ ખર્ચપણ થાત નહી. પણ અરે ! બોલતાં બોલતાં હું સુંઠ લાવવાનું તો ભુલીજ ગઈ" એમ કહી સુંઠ અને સાકર કાલવી આપી વાંચવા બેઠી.

આજના વાંચનના ભાગમાં તારાની વૈધવ્યસ્થિતિ અને તેના મા બાપના જીગરના દુઃખનું વર્ણન વાંચતી વખતે મને

ઘણું ખોટું લાગ્યું અને હૈયું ભરાઈ આવ્યું. અને ડુસકાં આવવાથી આગળ વાંચતાં અટકી પડી. પછી વિધવાઓની અત્યંત દુઃખકારક તથા શોચનીય સ્થિતિ વિશે અમે વાત કરવા લાગ્યાં. ત્યારે ઘણી ગંભીરતાથી તથા ખરા દિલથી કહેવા લાગ્યો કે "આપણા સમાજમાં હાલ કેટલાક ઘણા નિર્દય તથા ઘાતકી રિવાજો છે, તેનું પરિણામ દિવસે દિવસે આપણી ઓલાદપર થઇ ઘણું નુકસાન થાય છે, પણ કોણ જાણે આપણા લોકો કયારે સમજશે." એવી વાતો ચાલતી હતી તેવામાં "પોતે" કહ્યું "આજે રસ્તામાં મારી પ્રકૃતિ બગડી છે, ને પેટમાં દુખે છે" મેં કહ્યું, "કેમ વારૂ? આજે સવારે શું સારૂં નહોતું થયું? રાત્રે ઉંઘ ઠીક આવી હતીને? કાલે રાત્રે મારી એકજ ઉંઘમાં સવાર પડી. સખુ પણ આખી રાતમાં જાગી ન હોતી."

ત્યારે કહ્યું, "સખુ ઉઠી નહિ માટેજ તને ઉઠવું પડયું નહિ. ગઈ બે ત્રણ રાત તેની આંખ દુખતી હતી, તેથી તને જાગરણ કરવું પડયું. તેથી કાલે ઉંઘ વધારે આવી. બીવાનું કારણ નથી. રાત્રે મને ઊંઘ સારી આવી હતી. આસપાસની હવા પણ બગડેલી નથી; વળી આપણું પીવાનું પાણી ગરમ કરી ફિલ્ટર કરેલું છે. તેથી સંશય લાવવાની જરૂર નથી. પણ આજે પ્રકૃતિ એક પ્રકારની કાંઇ બગડેલી છે ખરી."

મેં કહ્યું, "ત્યારે શરદી થઈ હશે. ખાંડ ઉપર ફુદીનાના અર્કના તથા ક્ષારના ટીપાં નાંખી આપું છું; અને સુંઠનો શીરો

કરી લાવું છું તેથી વિકાર કમી થશે." એમ કહી હું ઉઠી અને થોડીક વારમાં બંને ચીજો તૈયાર કરી લાવી.

હું અંદર ગઈ હતી ત્યારે પડદો નાંખ્યો હતો ત્યાં પોતે જઈ આવ્યા. ત્યાંથી પાછા આવ્યા ત્યારે મેં જોયું તો પહેલાં કરતાં વધારે થાકેલા જણાયા. પછી મેં આણેલાં બન્ને ઔષધો આપી ગરમ પાણીથી રબરની થેલી ભરીને પેટ શેકવા આપી; પણ આરામ થયો નહિં. તેથી મેં ડાકટરને બોલાવવા મોકલ્યું તેઓએ આવી હીંગ, વરીઆળી ને પેપરમીટના અર્કો એકઠા કરી પીવા આપ્યા. અને શેક ચાલુ રાખો એમ કહી એક મોટો સ્પંજ ને ફ્લાનેલના કકડો પેટ સેકવા સારૂ મોકલાવી આપ્યો, "ભાત આપશો નહિ, ચોખા શેકી તેની કાંજી અથવા સાબુ ચોખા પાણીમાં રાંધી મીઠું નાખીને પીવા આપો. દુધ આપશો નહિ." એમ એમણે કહ્યું હતું તે પ્રમાણે ઔષધો, સેક અને ખોરાકી ચાલુ હતી. મારા શિવાય અમારા ઘરમાંનું બીજું કોઈ નહતું. તથાપિ અમારી આફિસનાં બધાં માણસો મદદ કરવા આવ્યાં હતાં. આ લોકો એમના હાથ નીચેના હતા તેથી કામ કરતા હતા એમ ન હોતું. પણ "પોતા" ને સારૂ એ લોકોના જીગરમાં જે ભક્તિ અને આદરભાવ વસતો હતો તેથીજ તેઓ હોંસથી કામ કરતા હતા.

ઔષધોપચાર કરવા છતાં મંદવાડ કમતી થયો નહિ. ચાર ચાર પાંચ પાંચ મિનીટે ઉલટી થવા લાગી. સાંજનાં ત્રણ ચાર વાગી ગયા તો પણ અમારી આફિસના લોકોએ સ્નાન

કર્યું નહિ કે જમ્યા પણ નહિ. સખુ નાની એક વરસની પણ થઈ ન હોતી. એને અમારા શિરસ્તેદારે બારોબાર બાઈ પાસે દુધ પીવડાવી ને તેની સંભાળ રાખી. મારી પાસે આવવા દીધી નહિ. મને પણ મારી ગરબડને લીધે યાદ આવી નહિ એમ કહું તો પણ ચાલશે.

સવારથી ત્રણ વાગ્યા સુધી ડાકટર બેસી રહ્યા હતા; પછી તેઓ જમવા ઘેર ગયા. "હું સાંજે જોવા આવીશ, પણ રાત્રે આઠ વાગ્યા પછી મારી પત્રકની ગણત્રીમાં નિમણુક થયેલી હોવાને લીધે મારાથી અવાશે નહિ" એમ કહી તેઓ ગયા. પણ હું ઘણી ગભરાઇ ગઇ અને અમારા શિરસ્તેદારને કહ્યું., "તમે મામલતદારને જઇને મળો અને આ બધી હકીકત કહો અને મેહરબાની કરીને ડાકટરને આજ રાત્રે અમારે ત્યાંજ રહેવાદો; એમના બદલામાં અમારી આફીસ-માંથી બે કારકુનો તમારા કામ માટે મોકલાવી આપશું એવો મારો સંદેશો કહો."

એ પ્રમાણે કહી અંદર પડદામાં આવીને મેં જોયું તો "પોતા" ની પ્રકૃતિ વધારે બગડી ફિકર થાય તેવી થઇ ગયાનું મને લાગ્યું. અને મોઢાની કળા બદલાઈ, શરીરે પસીનો બહુ આવવા માંડયો, હાથના પંઝા ને નખ છેક કાળા પડી ગયા. આ બધાં લક્ષણો જોઇ મારા અંતઃકરણે તો છેકજ ધીરજ છોડી દીધી. મને જે ફીકર તથા બીક લાગતી હતી તે "પોતાના" લક્ષમાં ન આવે માટે આખો દિવસ જે

ધૈર્ય રાખવાનો પ્રયત્ન કરતી હતી તે વ્યર્થ ગયો. એટલામાં ડાકટર આવ્યા.

મેં અતિશય ગભરાઈ જઇ કહ્યું, "હવે મારાથી ધિરજ રખાતી નથી. પુણે ડૉકટર વિશ્રામજીને તાર કરૂં છું. તેઓ સવારે આવે ત્યાં સુધી તમે માત્ર અમને આવી સ્થિતિમાં મુકીને જશો નહિ. મેં મામલદારને કહાવી મોકલ્યું છે અને તમારા બદલામાં કામ કરવા માટે બે કારકુનો મોકલાવું છું." એમ કહી મેં ડૉકટર વિશ્રામજીને તથા નણંદને તાર લખાવ્યા. કરમાળાથી રેલવે સ્ટેશન તેર માઈલ દુર હતું તેથી ઘોડાની ગાડી જોડી નાના આગાશેને મોકલ્યા, અને "તમે તાર કરી સ્ટેશનપરજ થોભજો, અને સવારના પહોરમાં ચાર વાગે ડૉકટર વિશ્રામજી અને નણંદ આવશે તેને એકદમ લઇ આવો," એમ કહ્યું.

ડૉકટર અંદર બીછાના પાસે બેઠેલા હતા તેઓ જોકે જાતના મુસલમાન હતા તો પણ ઘણા નમ્ર અને સુશીલ હતા. ઔષધોપચાર ઘણી કાળજી પૂર્વક કરતા હતા, તેમ છતાં તબીઅત દર ઘડીએ વધારે બગડવા લાગી. પસીનો અતિશય વળતો હતો ને હાથના પંઝા કાળા પડી ગયાજ હતા, અને હવે તો મોઢું પણ ભસમ લગાડ્યા પ્રમાણે કળાહીન દેખાવા લાગ્યું. હવે કોલેરાના બધાં લક્ષણો સ્પષ્ટ દેખાવા લાગ્યાં. સાદ ઘણો ઉંડો ગયો. મોઢા પાસે કાન રાખ્યા વગર શબ્દ સ્પષ્ટ સંભળાય નહિ. બોલવાનું શું? આખો દિવસ "ગભરાતી નહિ, બીહીશ નહિ, ધ્યાન રાખી બાટલી પરના

અક્ષરો બરાબર વાંચીને પછી દવા આપતી જા. ગભરાટમાં કાંઇક બીજુંજ આપતી નહિં." વગેરે ધીરજ આપવા જોગ શબ્દો દિવસમાં ઘણીવાર તેઓ બોલતા હતા. પ્રકૃતિ સ્પષ્ટ જણાઈજ આવતી હતી તેથી મારો જીવ અત્યંત ગભરાઇ ગયો.

ઉપર મુજબનું "પોતા" નું ધિરજવાળું બોલવું સાંભળતી એટલે મારા જીવમાં નવો જીવ આવ્યા જેવું થતું. આવી ખરાબ સ્થિતિમાં પણ તેમાં ને તેમાં હોંસિઆરી આવતી તે બોલવું પણ હવે બંધ પડવાથી મારી ધિરજ છેકજ છુટી પડી. ધરણી અને આકાશ શિવાય મારી પાસે હવે બીજું કોઈ રહ્યું નહિ દયાળુ અને બધાની મદદે દોડી આવનારો કૃપાળુ પરમેશ્વર આ સમયે ક્યાં છે? મારે વિશ્વાસ આજ સુધી સર્વસ્વ એના ઉપર છે, તે વિના આ વખતે મારૂં કોઇ નથી એ શું તે જાણતો નથી? વગેરે મનમાંને મનમાં બોલી હું ઘણી રોઈ અને તેજ આવેશમાં ઉઠીને મેં નાડી જોઇ. પાસે ડૉકટર તથા કારકુન બેઠા હતા. હું જરા અંદર જઈ આવું છું, એમ તેમને કહી દેવળમાં દેવની મૂર્ત્તિસામે જઈને બેઠી.

આ વખતે રાતના ત્રણ વાગવાનો સુમાર હતો. અંદર એક ધરડી પુજારણ સુતી હતી તેને બહાર જવા કહ્યું. કોડીઆમાં દીવો ઝાંખો ઝાખો બળતો હતો, તે પણ મને ઠીકજ લાગ્યું. કારણ કે એ વખતે મારા મનની એવી વૃત્તિ થયલી હતી કે ઈશ્વર અને મારા સિવાય ત્રીજું કોઈ ન હોય તો ઠીક. દીવો પણ ન હોત તો ઠીક થાત, એમ લાગ્યું. દીવો બળતો હતો તે ઓલવવા મનન થયું, પણ તેમ કરવું અશુભ છે એમ

લાગ્યું. હું દેવની સામે થોડા ભ્રમિષ્ટ માણસની માફક બેઠી. મોઢામાંથી શબ્દ નીકળતો નહોતો તેથીજ દેવની સામે માથું નીચે મુકી ધીમેથી પણ મન ખુલ્લું કરી ઘણું રોઈ. ઘણું રોયા પછી મનનો ભાર હલકો થયો અને મનમાં આવ્યું તેટલું બોલી; પ્રાર્થના કીધી અને આખર જોકે દિલ ઘણું દીન થયું હતું તો-પણ બોલી, "અમે ગરીબ તારા બારણે સંકટમાં આવી પડ્યાં છીએ; તને ગમે તેવી રીતે અમને બહાર કહાડ. તું સર્વાન્તરયામી કહેવરાવે છે ને તને મારી દયા નહિ આવે તો બહાર જે મોટો કુવો છે તેને તો ખચિત મારી દયા આવશે. તે મને પોતાના પેટમાં સમાવશે. વગેરે મોઢે આવ્યું તેમ બબડી. બધી રીતે શ્રાંત થવાથી કે કોણ જાણે શાથી પણ એટલી ભયંકર માંદગી હતી તો પણ થોડીક સેકંડ મારી ત્યાં આંખ મળી ગઇ.

એટલામાં મને એક સ્વપ્નું આવ્યું. કે હું કોઇ એક ઉચ્ચ પર્વત ઉપરના દેવાલયમાં ગયલી છું. દેવાલયની નીચેજ કૃષ્ણા નદી વહે છે. તેને કાંઠે વડ ને પિપળાનાં વૃક્ષો આવી રહેલાં છે. ને તેની આસપાસ ચોતરા બાંધેલા છે અને વચ્ચે વચ્ચે ઘાટ પણ બાંધેલા છે. એવા એક ઊંચા ઘાટ નજીકના થાળા ઉપરના વડ વૃક્ષને બન્ને હાથથી ટેકો દઇને નીચેની મઝા જોતી હું ઊભી છું. તે દિવસે કોઇ તેહેવાર હોવાને લીધે હજારો સ્ત્રી પુરૂષો કૃષ્ણામાં સ્નાન કરતાં હતાં. હું જે ઉંચા તથા વિસ્તારવાળા વટ વૃક્ષ ઊપર બન્ને હાથ મૂકીને ઊભી હતી તે વૃક્ષ જાણે કે પડતું હોય તેમ વળવા લાગ્યું, અને

તેથી થાળામાં પ્રાટ પડવા લાગી. એ જોઈ હું ઘણી ગભરાઈ અને બન્ને હાથથી તે વટ વૃક્ષને ઝાલી રાખી મોઢેથી આક્રોષ કરી બ્રાહ્મણોને બુમો પાડી કેહેવા લાગી કે "અહો! જુઓ આ વૃક્ષ પડે છે. કોઇ એને ટેકો દો, નહિ તો આ વૃક્ષ પડશે તો હજારો માણસો છુંદાઈ મરશે." એમ કહી મારામાં જેટલું સામર્થ્ય હતું તેટલા સામર્થ્યથી હું તે વૃક્ષ મારા તરફ ખેંચતી હતી. હું થાકી ગઈ અને ગળામાં સોસ પડવા લાગ્યો. એટલામાં નીચેના માણસો નદીમાંથી ભીનાં પંચીઆં સાથે દોડી આવ્યા અને હજારો માણસોએ તે વટ વૃક્ષને પોતાના હાથથી ટેકો આપ્યો. એક બે મિનિટ પછી તે વૃક્ષ નીચે ન પડતાં જયાંનું ત્યાં રહ્યું. તે વૃક્ષ હવે નીચે પડશે, નહિ એવી નીચેના લોકોની જયારે ખાત્રી થઈ ત્યારે તેઓએ ઝાડને છોડયું અને મને પણ હર્ષ થયો. હું વૃક્ષને પકડી બેઠી હતી એટલામાં અમારા શિરસ્તદારે આવીને મને બોલાવી.

હું ગભરાઈ જઇ એકદમ ઉઠીને તાબડતોબ બિછાના પાસે ગઇ, પણ મને શા સારૂ બોલાવી, કેવી સ્થિતિ છે, વગેરે મને કાંઈ સમજાયું નહિં. હું ગાંડા માણસની માફક ચારે તરફ જોવા લાગી ત્યારે ડોકટરે મને કહ્યું કે, "નીચે નમો, કાંઈ બોલવાની ઈચ્છા હોય તેમ જણાયછે.

મેં તુરત નીચે વળી "પોતા" ના મોં પાસે કાન ધર્યા. ત્યારે ઊંડા ગયલા શબ્દોથી કહ્યું કે, 'મને બેઠો કરો. મને ઉલટી થવાની થાય છે.'

એ સાંભળી મેં તથા ડોકટરે મળીને એમને આસ્તેથી બેઠા કર્યા. એટલે એક ઘણા જોરથી ઉલટી થઈ. અવસાન છુટયું અને ડોક નાખી દીધી. અઠીંગવાને માટે તકીયા ઉંચા કર્યા, અને આસ્તેથી એમને અઢેલાવી બેસાડયા ને ડોકટરે નાડી તપાસી. સાંજથી જે થંડો ધામ છુટયો હતો તે હવે બંધ પડયો; પણ શરીરમાંની નબળાઇ અને સરદી માત્ર કાયમ હતાં. પછી ડોકટરે મને કહ્યું કે, "તમે જે માત્રાનું મને સાંજથી પુછતાં હતાં તે હવે આપો."

મેં તુળસીના રસમાં હેમગર્ભની માત્રા ઘસીને બે ત્રણ આંગળાં ચટાડ્યાં. નાડી ચળવચળ થતી હતી અને તે જેવી હોવી જોઇએ તેવી ન હતી. એટલે હવે "પોતા" ની ધિરજ છુટી. અને મને કહ્યું કે "હવે મને ઠીક નથી. પુણા ક્યાં અને હું ક્યાં? તું સાવ એકલીછે!" એટલું કહે તાંજ એકદમ રોવું આવ્યું. "બીતી નહિં. તારો વાલી ઇશ્વર છે, ઘેર તાર કરી દુર્ગાને બોલાવ."

મેં ફરી હેમગર્ભની માત્રા ચટાડી, અને ડાકટરે આપેલું ઔષધ પાયું અને તે પર થોડી કાંજી આપીને ઘણી ધીરજ રાખી કહ્યું કે, "ડોકટર કહેછે કે રાત કરતાં હવે ઠીક છે. ધીરજ છોડવી નહિ, ઘેર તાર કર્યો છે; વિશ્રામજી તથા નણંદ સવારમાં આવશે."

આ સમય સવારના પાંચ વાગવાનો હતો. ડોકટર તથા હું બન્ને બાજુએ નાડી હાથમાં પકડીને બેઠાં હતાં. મેં નામનો હાથ ઝાલ્યો હતો, પણ ચિત્ત ઠેકાણે ન હોવાને લીધે નાડીમાં

થતા ફેરફારની મને કાંઇ સમજ પડતી નહતી. ઉલટું નાડી બંધ થઇ ગઈ એમ લાગતાં હું "પોતા" ના મોં તરફ જોતી અને પછી ડોકટર તરફ જોતી ત્યારે ગભરાશો નહિ એમ હાથવડે નિશાની કરતા.

એપ્રમાણે પાંચ સાત મિનીટ ગયા પછી મને લાગ્યું કે હવે ખચીત નાડી બંધ થઈ; અને કદાચિત મોટેથી મેં રાડ પણ પાડી હોત. એટલામાં ડોકટરના લક્ષમાં એ વાત આવી ગઇ અને તેઓએ કહ્યું કે, "બીતાં નહિ. ઉંઘ આવી છે. બીશો નહિ. બુમ પાડશો નહિં. હું ખોટું કહેતો નથી. ઉંઘમાંથી જાગી જશે તો ભયંકર પરિણામ આવશે. આ જુઓ ઉંઘ આવીછે ને શરીરમાં ગરમી આવે છે." એ એમનું બોલવું પુરૂં થતા પહેલાંજ "પોતા" નું હમેશ માફકનું ઘોરવું મેં સાંભળ્યું, અને તેથી મારૂં મન સ્થિર થયું.

ત્યાર પછી આસરે વીસ મિનિટ સુધી સારી ઉંઘ આવી. રાતની ટાઢી પડી ગએલી બધી ઈંદ્રીઓ અને શરીર તાવ આવ્યાની માફક ગરમ થયાં. નાડીના ધબકારા જોરથી અને જલદીથી થવા લાગ્યા. તો પણ ઉંઘ ચાલતીજ હતી. એવી સ્થિતિમાં એક કલાક સારી ઉંઘ લીધા પછી આસરે સાત વાગે વિશ્રામજીની ગાડી આવી. એમને તથા નણંદને જોઇ મને ધીરજ આવી. ડોકટર વિશ્રામજી બિછાના પાસે આવતાંજ તેઓ આગળ એકદમ જઈ એમના પગ પકડી પગ પર માથું મુકી કહ્યું કે, "અત્યાર સુધી આ ડોકટરે

મહેરબાની કરીને પ્રકૃતિ સંભાળી તમારા હાથમાં આપી છે, હવે તમે સંભાળો. હું એમ સમજું છું કે તમે ઈશ્વર રૂપ છો.”

વિશ્રામજી એમની પાસે ગયા ને નાડી તપાસી; તે વખતે “પોતે” અડધી ઉંઘમાં હતા; તેથી ડોકટરને લઈને ડોકટર વિશ્રામજી જરા બાજુએ ગયા અને હમણાં સુધીમાં શું ઔષધ વગેરે આપ્યું છે તે પુછી લીધું. નણંદ બિછાના પાસે બેઠાં હતાં. ઘણો વખત વીતી ગયા પછી “પોતે” આંખ ઉઘાડીને ઊંચે જોયું. નણંદ અને વિશ્રામજી તરફ જોઈ તેમને ઓળખ્યા ને કહ્યું, “તમે આવ્યા કે? ઠીક થયું. પણ આ શું મારી સ્થિતિ?” એમ કહેતાં હૈયું ભરાઇ આવ્યું; ને અશક્તિને લીધે ક્ષણભર મૂર્છા આવી.

વિશ્રામજીએ થોડો પવન નાંખી સાવધ કર્યા, અને કહ્યું “હવે હું આવ્યો છું. બીવાનું કાંઈ કારણ નથી; ખરૂં સંકટ તો કાલેજ હતું, હવે તે વખત વીતી ગયો છે.”

એમ કહી એમણે પોતાની બૅગ ઉઘાડી અને તેમાંથી એક બાટલી કાઢી એમાંની દવા એક ગ્લાસમાં નાંખી અને થોડું પાણી મિશ્ર કરી તે પીવા માટે આપ્યું, ત્યારે “મને બેઠા કરો” એમ “પોતે” આસ્તેથી કહ્યું.

અમો બન્નેએ મળીને એમને બેસાડ્યા પછી ડોકટરે આપેલો ગ્લાસ પોતાના હાથમાં લઈ “હું પીઉં કે” એમ પુછ્યું. એમણે હા પાડતાંજ ગ્લાસ પાસે લીધો; પણ એમના દિલને શું લાગ્યું તે કોણ જાણે, પણ ગ્લાસ એક કોરે મૂકી એકદમ બીછાનાપર પડી ગયા. જ્યારે ડોકટરે “આમ

કેમ ?" એમ પુછ્યું ત્યારે ચીડાયલા સ્વરથી કહ્યું, "મારી એવી મશ્કરી કોઈ કરશો નહિ; મારો એટલો નિયમ ચાલવા દો. એ શિવાય મને ગમે તે દવા આપશો તો તે લેવા તૈયાર છું."

ડોકટર વિશ્રામે "પોતા"ને ઘણા સમજાવ્યા અને કહ્યું હું આ દવા છેકજ નિરૂપાય વગર વાપરતો નથી. હું આપનો સ્વભાવ જાણું છું. પણ શરીરમાંની સરદી તથા વારે ઘડીએ આવનારી મુર્છા કમી કરવા માટે દર બે કલાકે ૨૦ થી ૩૦ ટીપાં લેવા જોઈયે. અને પુણે પહોંચીએ ત્યાં સુધી મારૂં કહ્યું માનવું જોઇએ. ત્યાં પહોંચ્યા પછી આના બદલામાં બીજી દવા આપીશ." આ સાંભળીને શાંતિથી "રામ રામ" એવા શબ્દો બોલી મોટા કષ્ટથી એ દવા પીધી.

એ પ્રમાણે તે દિવસ ત્યાંજ રહી બીજે દિવસે અમે કરમાળેથી બળદ ગાડીમાં બેસી જેહુરના સ્ટેશન પર આવ્યા. "પોતાને" બળદ ગાડીમાં નરમ ગાદીઓ પાથરી તેપર સુવાડેલા હતા, અને ગાડીને જરા પણ આચકો ન આવે તે સારૂ ગાડી ઘણીજ ધીમેથી ચલાવી હતી. ગાડી સાથે ડોકટર વિશ્રામ હું તથા નણંદ પગે ચાલતાં હતાં. દસ વીસ મિનિટે અથવા અડધા કલાકે ડૉકટર નાડી તપાસી ઔષધ આપતા. એ પ્રમાણે અગિઆર વાગ્યાને સુમારે અમે જેહુરના સ્ટેશન પર આવી પહોંચ્યાં. ત્યાં સાંજ સુધી મુકામ કરી સાંજની ગાડીમાં સેકન્ડ કલાસનો ડબ્બો રીઝર્વડ કરી રાત્રે દસ વાગે પુણે આવી પહોંચ્યાં. મુંબાઈમાં ચી. બાબા દિએરજી શિખતા

હતા તેમને આગલે દિવસે તાર કરેલો હતો; તે પ્રમાણે તેઓ તથા પ્રિન્સિપાલ વામન આબાજી મોડક જેહુરના સ્ટેશન પર આવી મળ્યા. તેમ પુણેથી કિર્તને અને બીજા લોકો જેહુરમાંજ આવ્યા હતા. એ પ્રમાણે અમે બધાં પુણે આવી પહોંચ્યાં.

એમના મંદવાડની ખબર બે દિવસથીજ આખા શેહેરમાં ફેલાઈ હતી તેથી બધા લોકો ફિકરમાં હતા. "આજ રાત્રે પુણાના સ્ટેશનપર મ્યાનો લઇ આવજો" એવો તાર અમે ઘેર કર્યો હતો, તે પ્રમાણે અમારા ઘરના માણસો મ્યાનો લઈ સ્ટેશનપર આવ્યા. તે વખતે બીજા મિત્રો પણ સ્ટેશનપર મળવા આવ્યા હતા. ગાડી સ્ટેશનપર ઉભી રહેતાંજ મ્યાનો ડબ્બાના બારણા પાસે લાવ્યા ને "પોતા" ને આંચકો ન લાગે તેમ આસ્તેથી ઉપાડીને મ્યાનામાં સુવાડયા ને કોઇની પણ સાથે મુલાકાત ન કરતાં બારણાં બંધકરી મ્યાનો આસ્તે આસ્તે ઘેર રવાના કર્યો.

આ મંદવાડમાં "પોતે" એટલા અશક્ત થઈ ગયા કે મનને જરાક આનંદ કે દુ:ખ લાગે તો તાબડતોબ મૂર્છા આવતી. તેથી કોઈ મિત્રો અથવા સગાંઓ મળવા આવે તો મળવું નહિં, એવી ડોકટર વિશ્રામજીએ તાકીદ આપી હતી.

આ મંદવાડમાંથી સારા થઈ કામ ઉપર જતાં આસરે બે મહિના લાગ્યા.

---

# ભાગ અઢારમો.



## પંચ હાઉદ મિશનમાંનું ચાહ પ્રકરણ અને પ્રામણ્ય.

ઈ. સ. ૧૮૯૦ ના અક્ટોબર મહિનાની ૧૪ મી તારીખે સાંજે સેન્ટ મેરીઝ કૉનવેન્ટમાં કાંઈક સમારંભ હતો. તે વખતે હાજર રહેવા સારૂ મિશનરી લોકોએ શેહેરમાંના પચાસ પોણોસો ગ્રહસ્થોને આમંત્રણ કરેલું હતું. તે પ્રમાણે કેટલીક સન્નારીઓને પણ આમંત્રણ કરેલું હતું. હમો સ્ત્રીઓ તથા પુરૂષો મળી સો માણસ હતાં. કેટલાકોએ નિબંધ વાંચ્યા અને કેટલાકોએ ભાષણ કીધાં. એ કામ પુરૂં થયા પછી જનાના મિશનમાંની સિસ્ટરોએ પોતાને હાથે ચા લાવી આ લોકોને આપી. કેટલાકોએ આ બાઇઓનું માન રાખવા માટે તેમણે આપેલા પ્યાલા હાથમાં લીધા અને પાછા નીચે મુકી દીધા; અને કેટલાકોએ પ્યાલા હાથમાં લઈ ચા પીધી. અમો સ્ત્રીઓ તો દસ બાર જણીજ હતી; અમારી પાસે ચા આવી ત્યારે અમે બધાએ તે ચા લેવાની ના પાડી.

આ સમારંભ પુરો થયા પછી અમે અમારે ઘેર આવ્યાં. બે ત્રણ દિવસ પછી પુણા વૈભવ પત્રમાં ગોપાલ વિનાયક જોશીની સહી સાથે આ કૉનવેન્ટમાંની બધી હકીકત પ્રસિદ્ધ થઇ અને આખરે પત્રકારે પોતાના હમેશના સ્વભાવને અનુ- સરીને વસ્તુસ્થિતિને મુકી દઇ ઘણી નઠારી ટીકા કરી હતી, અને લખ્યું હતું કે આ રાવસાહેબ અને રાવબહાદુર સુધારક

લોકોએ પ્રત્યક્ષ ઘેડાએ બનાવેલી, પણ ગોરી મડમોના સુંદર હાથમાંથી પોતાના હાથમાં આવેલી ચા પી ઓડકાર ખાતા ખાતા પોત પોતાને ઘેર ચાલ્યા ગયા; એ વાત અમારા પુણાના સનીતન ધર્માભિમાનીઓને અને બ્રહ્મવૃંદને કેમ ગમે? આ રાવસાહેબ તથા રાવબાહાદુર ઓદ્દેદાર છે, તથા એમને ઘેરજ વરસમાં પાંચ દસ વખત પકવાન ખાવાના અને ભરપુર દક્ષિણા મલે છે. માટેજ આ ભિક્ષુકો એમનું નામ લેતા નથી કે શું? ગોપાળરાવ જોશી જેવો એકાદો નિર્ધન માણસ અમેરિકા અથવા વિલાયત જઇ આવ્યો હોય તો તેની પીઠ છોડતા નથી. એમની પતંગમાં બેસવાનો જો શબ્દ કાઢે તો પાપ લાગે. એનું તો નામજ લેવાય નહિ. એટલુંજ નહિ પણ એને પ્રાયશ્ચિત્ત આપી છુટા કરવાને પણ કબુલ કરશે નહિં. એમને દૂરથી પાણી પીવા આપ્યું અથવા એમની સાથે ભાષણ કીધું, તો એ વાત ધર્મ વિરૂદ્ધ થઈ એમ કહેવા તૈયાર થનારા અમારા ભિક્ષુક લોકો, ખુશામતીયા, ને લોભી થવાથીજ આજ કાલ સુધારકો ફાટી ગયા છે. વગેરે વગેરે ઘણું લખ્યું હતું.

આજ વખતે અમારે ઘેર એક મિજબાની થઇ, ત્યારે ૪૦–૫૦ ગૃહસ્થો જમવા આવ્યા હતા. તે બધા બ્રાહ્મણોજ હતા; પણ તેમાં ડૉકટર વિશ્રામજી ઘોલે, રા. બા. નારાયણ ભાઇ દાંડેકર, અને રા. બા. ગણપતરાવ માનકર એટલા બ્રાહ્મણ શિવાયના હતા. એ દિવસે ગોપાળરાવ જોશી પણ આવ્યા હતા. એમણે બીજે દિવસે પુણા વૈભવમાં અમારા

ઘરની મિજબાનીની બધી હકીકત લખી જમવા બેઠેલા માણસો કઈ પંગતે બેઠા હતા અને પંગતો કેવી ગોઠવી હતી, તેનો સારો નકશો કાઢી આપ્યો હતો. ગોપાળરાવનો સ્વભાવ ઘણો ઉદ્યોગી હોવાને લીધે બીજો કાંઇ ઉદ્યોગ ન મળે તો આવી તરેહના કામો કરવા તરફ એમની વૃત્તિ ફરતી. એવા કામમાં એમની બુદ્ધિ અતિ શીઘ્ર ચાલતી. એવી વાતોની એમને ઘણીજ હોંસ હોવાને લીધે તે કરવામાં તેઓને સમાધાન લાગતું અને ગમ્મત પણ પડતી, એટલોજ ફાયદો. બાકી એમને સનાતન ધર્માભિમાનિ હું અને સુધારક હું એ બન્ને સરખાંજ હતાં. કારણ કે તેઓ જાતે હિંદુએ નથી તેમ મુસલમાન પણ નથી.

આ છપાઇ આવતાંજ પુણાના ભિક્ષુક તથા ગૃહસ્થલોકોમાં ઘણી ચર્ચા થઈ. તેમાં વળી પુણાના પ્રસિદ્ધ કુટુંબમાંના શ્રી બળવંતરાવ રામચંદ્ર નાતુએ આ કામનું આગ્રેસર પણું લઈ શ્રી શંકરાચાર્ય પાસે ફર્યાદ કરી. પછી પુણા વૈભવમાં લખ્યા મુજબ આ લોકો તરફથી નકારમાં ઉત્તર ન આવે તો આ બધા (ચા પાન કરનારાઓ) લોકોને બહિષ્કૃત કરવા એવો ઠરાવ ભિક્ષુક તથા ગ્રહસ્થ લોકોએ સભા બોલાવીને કીધો. તેમણે બે અઠવાડીઆં સુધી વાટ જોઈ અમારા તરફથી કાંઇ નકારાર્થી સમાચાર પ્રસિદ્ધ થશે એવી આશા રાખી હતી; પણ તેવું કાંઇ ન બનવાને લીધે એ લોકોએ એક દિવસ સભા બોલાવી પંચ હૌદ મિશનમાં ચા પિનારા બાવન લોકોને બહિષ્કૃત કરવાના છે. વગેરે બાબતના હસ્તપત્રકો વહેંચ્યાં અને

નીમેલે દિવસે સભા બોલાવીને બાવન માણસોમાંના બેંતાળીસ માણસોને બહિષ્કૃત કીધા. બાકીના દસ લોકોએ ઉપર કહેલા બ્રહ્મવૃંદને ખાનગી કાગળો લખી અમે હાથમાં પ્યાલા લીધા હતા પણ ચા પીધી ન હોતી એમ જણાવી પોતાની દિલગીરી પ્રદર્શિત કરી છુટકો કરી લીધો.

થોડા દિવસ પછી શ્રીએ ફર્યાદનો મજકુર ધ્યાનમાં લઈ એક શાસ્ત્રીની ન્યાયાધીશની જગ્યાએ યોજના કરી, અને તેમને પુણે મોકલ્યા. તે પુણે આવ્યા ત્યારે આરોપીઓને (ચા પાન કરનારઓને) નોટીશો મોકલાવી અને તેમાં તમારૂં શું કહેવું છે તે જણાવવાનું ફરમાવ્યું.

એ વિશે આ લોકો તરફથી હકીકત મેળવી તપાસ સરૂ કરી, તે વખતે બાળ ગંગાધર તિલક અને રઘુનાથદાજી નગરકર ચા પાન કરનારાઓ તરફના વકીલ હતા. ફર્યાદી તરફના બીજા પક્ષના અભિમાની પ્રસિદ્ધ વડીલ નારાયણ બાપુજી કાનીટકર હતા. એપ્રમાણે આ ચાપાનની તપાસનો આરંભ થયો. ગામમાં શુક્લ પક્ષ તથા કૃષ્ણ પક્ષ એવા બે પક્ષ ઉભા થયા. તેથી ભિક્ષુકોની અને તે કરતાં પણ વધારે અમો સાસરે રહેનારી અને પીયેર રહેનારી છોકરીઓની ઘણી માઠી દશા થઈ.

પછી એક દિવસે અમારા નણંદે "પોતા" ને પુછ્યું, "આ દશ લોકોએ જેવા કાગળો લખ્યા તેમ તમે પણ લખી શાસારૂ મુક્ત થતા નથી? યમુના મને કહેતી હતી કે, તમે હાથમાં પ્યાલો લઈ નીચે મુક્યો. ચા મોઢે પણ લગાડી ન

હોતી, એ મેં જાતે મારી નજરે જોયું છે. તો આ સાચી વાત લખવા શું હરકત છે? અપરાધ કર્યા વિના દોષ અને અપરાધ શા સારૂ વહોરી લેવાં?"

ત્યારે "પોતે" કહ્યું કે, "તું ઘેલી છે; એમ કેમ કરાય? હું જે મંડળીમાંનો છું, તેમનામાંનોજ છું એમ કહેવડાવું છું, તો જે બીના તેઓના હાથે બની તે જો મેં કરી ન હોય તો પણ કર્યા જેવીજ છે. ચા પીવી કે ન પીવી એમાં કાંઈ પાપ પુણ્ય છે, એમ મને લાગતું નથી; પણ જેમાં આપણી સાથે બેસનારા તથા ઊઠનારા લોકો ગુંચવાઈ ગયા છે, તેમાંથી એકલાજ છટકી જવું એ મને કદી પણ પસંદ પડશે નહિં. જે થવાનું હતું તે થયું. તેમાં એટલું મોટું તે શું છે?"

ત્યારે નણંદ બોલ્યાં, "તમને તે વિશે કાંઇ લાગશે નહિ, પણ અમને દર ઘડીએ અડચણ પડશે. શ્રાદ્ધપક્ષમાં હવે બ્રાહ્મણ પણ મળશે નહિં, તેનું કેમ કરવું?"

ત્યારે "પોતે" કહ્યું, "તે વિશે તું ફિકર કરીશ નહિ. માણસ બધી બાજુનો વિચાર કર્યા વગર કોઇ પણ વાતમાં પ્રવૃત્ત થતો નથી. તમને ભિક્ષુક લોકોનીજ અડચણ છે ને? તમને જેટલા માણસો જોઈશે તેટલા મેળવવાની હું તજવીજ કરીશ પછી કાંઈ બબડવાનું કારણ નથી ને? એ માટે ઘણો ખર્ચ પડશે, પણ તેનો કાંઈ ઉપાય નથી."

એ સાંભળી નણંદ છાના રહ્યા, પણ "પોતા"ને માત્ર આ તજવીજ કરવા વિશે વિવંચના પડી કારણ કે પોતાના

કુટુંબમાંના કોઈ પણ માણસને ને તેમાં વડીલ સ્ત્રીઓને અસંતુષ્ટ રાખવાં એ વાત "પોતાને" મુદ્દલ ગમતી ન હતી. "પોતે" એમ સમજતા હતા કે ઘરમાંના માણસને અસંતુષ્ટ રાખવું એ ઘર ચલાવનારા મુખ્ય માણસને છાજે નહિ. જો કોઈ વાર એવો પ્રસંગ આવે તો ઘણું ખરાબ લાગતું.

આ સમયે અમારા ઘરમાં વાસુદેવ શાસ્ત્રી અભ્યંકર, શ્રીપતિ બુવા ભિંગારકર, ઘરના કુળોપાધ્યાય તથા પુરાણિક ચાર આશ્રિતો કાયમના હતાજ. એ શિવાય બીજા બે વૈદિક બ્રાહ્મણ એક સાલના સો રૂપીઆ આપી રાખ્યા. તે એવા વિચારથી કે આ બ્રાહ્મણોને લીધે ભિક્ષુકોની અડચણ આપણા ઘરના માણસોને ન પડે, તેમજ આપણા પક્ષમાંના બીજા લોકોની અડચણ પણ દુર થાય. એ પ્રમાણે આ પક્ષમાંના કોઈ પણ ગ્રહસ્થને ઘેર હોમ હવનાદિ સંસ્કાર, વ્રતો, જનોઈ અથવા વિવાહ વગેરે કાર્યો થાય તો તે અમારે ત્યાંના બ્રામણો કરાવતા.

એ પ્રમાણે આ બે વરસમાં ઘણા લોકોને ત્યાં અમારા આશ્રિત લોકોનો ઘણો ઉપયોગ થયો. આ બ્રાહ્મણોની તજવિજ થઇ તે જોઇ અમારા ઘરમાંની સ્ત્રીઓને આ બાબત સંબંધે બબડવાનું કારણ રહ્યું નહિ.

પછી આ બેંતાળીશ લોકોમાંથી કેટલાકોએ એવી તકરાર કરી કે "આ બંધીને લીધે અમો પુરૂષોને કાંઈ ત્રાસ થતો નથી, પણ અમારી સ્ત્રીઓને ઘણો ત્રાસ પહોંચે છે. વરસ છ મહિના તેઓએ કાંઇ ન બોલતા ઘણી ધિરજથી કાઢ્યા પણ પછી તેઓ ઘણાં કંટાળ્યાં હોય એમ દેખાય છે. તેઓ કહે

છે કે જેઓએ ચા પીધી તે તો છુટાજ રહ્યા અને શિક્ષાઓ તો અમારી દીકરીઓજ ભોગવે છે. એમ કહી દરેક તેહેવારને દિવસે તેઓ અસંતુષ્ટ થાય છે. અને તેઓની આંખમાં પાણી આવ્યા વગર રહેતું નથી. આજ બે વરસમાં આ ગામમાં જે છોકરીઓને એમ પરણાવી છે તેઓ એકવાર પણ પીયેર આવી નથી. તે કંટાળી ગઈ છે અને વારંવાર સંદેશા મોકલાવે છે. તે સાંભળી અમારી સ્ત્રીઓને ઘણું ખોટું લાગે છે."

આ પ્રકારની વાતો વારંવાર સાંભળવામાં આવ્યાને લીધે "પોતા" નો એ બાબતમાં કાંઇક વિચાર ચાલ્યો હતોજ. તેમાં વળી ઈ. સ. ૧૮૯૨ ના વૈશાખ મહિનામાં અમારા એક મિત્ર બહારગામથી બે મહિનાની રજામાં પોતાને ઘેર પુણે આવ્યા. તેમના ઘરમાં તેમના વડીલ, માતુશ્રી, કાકા, કાકી, ચાર પાંચ ભાઈ, ભાભીઓ, બહેનો અને બધાનાં છોકરાઓ અને અમારા મિત્રના છોકરાંઓ એવું મોટું કુટુંબ હતું. આ ગૃહસ્થ ચા પીનારામાંના એક હતા અને એમણે પ્રાયશ્ચિત્ત કીધું ન હોતું. આજ વૈશાખ મહીનામાં એમને ત્યાં એક બે લગ્ન થવાનાં હતાં એમના એક કાકા એમના જેટલીજ ઉમ્મરના હતા. પણ એમનો મત બિલકુલ ઉલટો હતો; એમના વડીલ ઘરમાંનાં મુખ્ય ને કુટુંબ ચલાવનારા તથા માયાળુ હોવાને લીધે વડીલ ચિરંજીવ તથા નાના ભાઇ એ બન્નેના મત વિરૂધ્ધ હતા તો પણ આ બન્નેને સંભાળી લઇ શાંતિથી ઘર ચલાવતા હતા. આ વખતે વડીલ પુત્ર ઘેર આવે ને પ્રાયશ્ચિત કીધા વગર ઘરમાં રહે, એ વાત અમારા મિત્રના વડીલને ઘણી સંકટરૂપ

લાગી, અને પોતાના ચિરંજીવને વારંવાર સમજાવવા લાગ્યા કે, "આપણા ઘરમાં કાર્ય આવવાનું છે માટે હવે શંકરાચાર્યના નિકાલની રાહ ન જોતાં પ્રાયશ્ચિત કરીને છુટા થાઓ." પણ આ વાત ચિરંજીવને તેમજ એમના પત્નીને પસંદ પડી નહિ. એમને એમ લાગ્યું કે અમે જે કર્યું છે તેમાં કાંઈ પાપ નથી એમ અમે સમજીયે છીએ; અને ફક્ત આ લોકોને ખુશ કરવાને અથવા લગ્નમાં ગંમત મારવાને માટેજ પ્રાયશ્ચિત કરવું એ વાત બરાબર નથી. એ પ્રમાણે વિચાર નક્કી કરી એ બન્ને પતિ પત્નીએ "પોતા" નો મત પુછ્યો. ત્યારે "પોતે" કહ્યું "તમારી ને એમની અડચણ દુર કરવાનો એકજ ઉપાય છે અને તે એ છે કે તમે તમારાં છોકરાં છૈયાં લઈ રજા પુરી થતાં સુધી અમારે ત્યાં ઉનાળામાં રહેવા આવો."

એ પ્રમાણે ઘરનાં માણસોને પુછી આ પતિ પત્ની લોનાવલામાં અમારી સાથે રહેવા આવ્યાં. જો કે આ એમનું આવવું સંકટને લીધે હતું તો પણ એમના આવવાથી મને ઘણો આનંદ થયો. કારણ કે તેમનાં પત્ની તથા હું ઘણી જુની બેન પણીઓ હતી, અને જો કે એમની તથા મારી વરસમાં બે ત્રણ વખતજ મુલાકાત થતી તો પણ અમો બંનેએ થોડા દિવસ સાથે રહેવું એવી મારી ઘણી ઇચ્છા હતી; અને તે પ્રમાણે બની આવ્યું અને અમો બંનેને એક ઘરમાં મહિનો દોઢ મહિનો સાથે રહેવાનું મળ્યું.

અલબત આ વાતથી એમના વડીલને ઘણુંજ ખોટું લાગ્યું. મોટા ચિરંજીવ રજામાં છૈયા છોકરાં લઈ ઘેર આવ્યા, અને

આપણા આવડા મોટા કુટુંબમાંથી એ બધાંને બહાર જવુ પડયું એને લીધે એમને ચેન પડયું નહિ. તેઓ ચિરંજી-વને વારંવાર કાગળો લખતા કે, "તું પ્રાયશ્ચિત્ત કરી ઘેર આવ ને મારા ઘડપણમાં મને સંતુષ્ટ રાખ."

ચિરંજીવ જોકે સુધારક મતના અભિમાની હતા તો પણ એમનું હૃદય ઘણું મૃદુ અને પ્રેમી હતું. તેથી આ કાગળો વાંચી તેઓ ઘણા દુખી થતા. એ પ્રમાણે દસ પંદર દિવસ ગયા પછી એમણે "પોતા" ને એમના વડીલના કાગળો દેખાડયા એ જોઈ "પોતે" ઘણા દિલગીર થયા; અને થોડો વિચાર કરીને કહ્યું, "જો હું તમારે ઠેકાણે હોત તો બધું માન અપમાન સહન કરી મારા વડીલને સંતોષિત કરત."

એ સાંભળી તેઓએ કહ્યું, "જે સંકટમાં હું છું તે પ્રકારના સંકટમાં આપણામાના ઘણા લોકો છે, અને આપ અમારી સાથે પ્રાયશ્ચિત્ત કરો તો અમને પણ કરવાને ઠીક પડે."

એ પછી પુણાથી બીજા દસ પંદર લોકો આવ્યા ત્યારે પ્રાયશ્ચિત્ત કરવા વિશે ઘણી ભવતી નભવતી થઇ. અને આ-ખરે નગરકરે બધા તરફથી વિનંતી કરી કે, "અમો બધા લોકોના છુટકારા માટે આપ પ્રાયશ્ચિત કરો એવી અમારી વિનંતિ છે." એ સાંભળી "પોતે" કહ્યું, "એમ જો હોય તો હું પણ પ્રાયશ્ચિત્ત કરીશ, એમાં મારી ના નથી. તમે પુણે જઇ દિવસ નક્કી કરો અને મને જણાવો એટલે હું એક દિવસ માટે પુણે આવી જઇશ."

એ પ્રમાણે નક્કી થયા પછી મળવા આવેલા પુણાના લોકો પાછા ગયા. અને ચાર પાંચ દિવસ પછી નગરકરનો કાગળ આવ્યો કે ફલાણે દિવસે પ્રાયશ્ચિત કરવાનું નક્કી કર્યું છે, માટે તમે સવારની ગાડીમાં પૂણે આવજો. તે પ્રમાણે બીજે દિવસે સવારના પાંચ વાગ્યાની ગાડીએ "પોતે" તથા અમારે ત્યાં રહેવા આવેલા મિત્ર એ બન્ને જણા પુણે ગયા.

"પોતા" નું આ જવું મને ઘણું દુસ્તર લાગ્યું. કાંઈક વિશેષ ગુન્હો કર્યો હોય અને શિક્ષા કરવા માટે લઈ જાય, તેના કરતાં પણ મને આ વખતે વધારે દુઃખ થયું. એટલુંજ નહિ પણ અપમાન પ્રદ લાગતાં રોવું આવ્યું. સવારનો પહોર હોવાને લીધે હું બિછાનામાં પડી દશ પંદર મિનિટ સુધી ઘણું રોઈ ને હૃદય ખાલી કર્યું. વેગ થોડો કમી થયા પછી હું એ વિશે વિચાર કરવા લાગી. કોઇ પણ પ્રકારે મારા મનનું સમાધાન થયું નહિં. જે લોકો અડચણમાં પડ્યા હતા; તેઓએ પ્રાયશ્ચિત્ત કેમ લીધું નહિ ને અમને વચમાં નાંખી પુરે પુરૂં અપમાન શા માટે કીધું ? પ્રાયશ્ચિત્ત વિના અમારે શું અડ્યું હતું ? જો એમને જોઈતું હતું તો એમણે પ્રાયશ્ચિત્ત કરવું હતું. "પોતા" ના શરમાળ સ્વભાવનો આમ લાભ લેનારા આ લોકોને મિત્રો કહેવા કે ? વળી "પોતે" આવી બાબતમાં લોકોનું શા સારૂં સાંભળ્યું ? આ પુણાના લોકો માટે જોઈએ તે કરવા તૈયાર થશે, અને લોકો તરફની નિંદા વ્હોરી લેશે, એવી પહેલેથીજ એમની ટેવ છે." એ પ્રકારના ઉદ્વેગ જનક તથા ત્રાસ દાયક વિચાર આખો દિવસ મારા મનમાં

આવતા હતા, તેથી તે દિવસ મને ઘણો ઉદાસ તથા ખિન્નતા ભરેલો લાગ્યો.

આ વખતે મારી એક બીજી બેનપણી અમારે ત્યાં થોડા દિવસ રહેવા લોનાવલામાં અવી હતી; પણ આખા દિવસમાં અમે એક બીજા સાથે દસ વીસ શબ્દો પણ બોલ્યા નહિ, કારણ કે, ઉપર કહ્યા મુજબના વિચારોથી મારૂં મન ઉદ્વિગ્ન થયું હતું, તેથી કાંઈ કરવા કે કોઈ સાથે બોલવાનું મને સુજતુંજ નહોતું.

સાંજની ગાડીમાં "પોતે" પાછા આવ્યા ત્યારે મારાથી એકદમ સામું જવાયું નહિ, કારણ મને લાગ્યું કે સવારની વાત વિશે "પોતા" ને ઘણું ખરાબ લાગ્યું હશે, અને હું જો સામી જઈશ તો વધારે ખરાબ લાગશે, અને મારાથી તો ત્યાં ઉભુએ રહેવાશે નહિ. એટલા માટે બને ત્યાં સુધી એટલા વખતમાં સામું જવું નહિ એ ઠીક, એવો વિચાર કરી હું અંદરની અંદર કામમાંને કામમાં રહી. પણ બહાર શું ચાલે છે તે તે સાંભળવા અને જોવા જરા જોયું તો મારી નજરે આવ્યું કે, "પોતા" ની વૃત્તિ રોજની માફક શાંતજ હતી. ટપાલ વાંચવાનું તથા વર્તમાન પત્ર વાચવાનાં રોજના કામો એક પછી એક સ્વસ્થ ચિત્તે કરતા હતા. "પોતા" નાં મનને કોઈ પણ પ્રકારનો ઉદ્વેગ અથવા દુઃખ થતું હોય એમ જણાયું નહિ એ જોઇ મને ઘણું આશ્ચર્ય લાગ્યું.

પછી જમવાનો વખત થતાંજ બધા લોકો જમવા બેઠા. જમતી વખતે પણ શાંત વૃત્તિથી રોજની માફક બોલતા તથા હસતા હતા. પછી એક કલાક સુધી ત્યાંજ બેસી વાત-

ચિત ને પુછપાછ કરી સુવા ગયા. હું જયારે આવો પ્રકાર જોતી ત્યારે મને ઘણો અચંબો લાગતો; અને એમ કેમ બને છે? સવારના બનાવને લીધે કાંઈ ત્રાસ થયો નહિ હોય? એમ તો બનેજ નહિ, ત્રાસ તો થયો હશેજ; પણ તે બહાર ન દેખાડતાં મનમાં ને મનમાં રાખી રોજ પ્રમાણે શાંત વૃત્તિ રાખી, નિત્ય ક્રમમાં યત્કિંચિત અંતર પડવા ન દેવો, એ બધી વાતો કેમ બને છે? એ વિશે મને નવાઈ લાગતી. આજ પાછા ઘેર આવશે ત્યારે હું "પોતા" ને ફલાણી વાત પુછીશ, ફલાણું કહીશ વગેરે કરેલો વિચાર મનમાંને મનમાંજ રહ્યો. "કેમ પુણાના લોકો બધા ઠીક છે ને"? એટલું માત્ર મે પુછ્યું. એ શિવાય બીજું કાંઇ બોલી નહિ મારા મનમાં તો બોલવાનું ઘણું એ હતું, પણ શબ્દજ મોં બહાર નિકળ્યો નહિં. "પોતે" પણ કાંઈ કહ્યું નહિ, પણ ચાકરને ઘી ચોળવા હમેશ પ્રમાણે આવેલો જોઇ મરાઠી પુસ્તકોમાંથી એક પુસ્તક લઈ વાંચવા બેઠી; તો પણ "પોતે" કાંઈ હા કે ના કહ્યું નહિ. ઉંઘ આવી ત્યાં સુધી લક્ષ આપી શાંતિથી સાંભળતા હતા. સાંભળતાં સાંભળતાં ઉંઘ આવી તે જોઈ મેં ચોપડી બંધ કરી અને બત્તી દુર મુકી "હવે બસ કર અને તું જા" એમ ચાકરને કહયું અને બિછાનાપર પડી પણ ઘણી વારે ઊંઘ આવી. હમેશ પ્રમાણે અમે સવારના પહોરમાં જાગ્યાં પણ એ સંબંધે એક બીજા સાથે કાંઈ વાત ચિત કરી નહિ. હમેશ પ્રમાણે "પોતે" શ્લોક બોલી ભજન કરવાનો આરંભ કર્યો, અને તે પૂરો થતાંજ ઊઠીને નિત્ય ક્રમ શરૂ કીધો.

મારા મનમાં માત્ર બધો વખત કાલની વાત વિશે પુછવું એમ આવતું હતું, પણ તે તેમજ રહી ગયું. પછી આઠ નવ વાગે અમારા પેઠે રજામાં લોનાવલા રહેવા આવેલા મિત્રમાંથી બે ત્રણ મળવા આવ્યા; અને કાલના બનાવ વિશેનું બોલવું શરૂ થઈ સખત તકરાર ચાલી, તો પણ "પોતા"ની વૃત્તિમાં જરાએ ફરક પડયો નહિ. ઉલટું તેમની સાથે શાંતિથી તથા તેમને સમજાવવાના હેતુથી બોલતા હતા; પણ આ ગરમ થયેલા લોકોને એ ગમ્યું નહિ. ત્રીજે દિવસે ટાઈમ્સમાં એક બે મિત્રે પોતાની સહીના કાગળો છપાવી અમારા પ્રાયશ્ચિત વિશે ઘણી ટીકા કરી હતી. તે "પોતે" આરંભથી તે આખર સુધી વાચ્યું. તો પણ "પોતા"ને જરાએ ઉદ્વેગ થયો નહિં, તેમ મોંમાથી એક શબ્દ પણ કાઢયો નહિ. આ વાતને એક બે દિવસ વીત્યા. "પોતા" નું એટલું શાંત વર્તન જોઈ મને ઘણી નવાઈ લાગી અને મારો ગુસ્સો તથા ઉદ્વેગ જતાં રહી હું શાંત થઈ ગઈ. પછી મેં એકવાર સેહેજ પુછયું કે, "આ પ્રાયાશ્ચત્ત શા સારૂ કીધું? ચારે તરફથી હવે કેટલો ત્રાસ થાય છે? વિરૂદ્ધ પક્ષના લોકો કેટલી નિંદા કરેછે તો પણ ખરાબ લાગતું નથી; કારણ કે આપણું મન મહેણા સાંભળવા તૈયાર હોય છે; પણ પરમ દિવસે સવારે એટલા જુના પ્રિય કેહેવડાવનારા મિત્રોના ઉદ્વેગ સાંભળી મને ઘણું ખરાબ લાગ્યું, બીજાનો ઉત્કર્ષ સહન ન થવાથી માંહેને માંહે બળી જઈને આ પ્રકારની તકની જાણે રાહાજ જોતા હોય! તેમ એ લોકો બોલતા હતા ત્યારે મને એમજ ભાસ્યું."

ત્યારે "પોતે" કહ્યું કે, "આપણે શા માટે એવી રીતનો ખોટો અર્થ લેવો! જેનું કામ તે કરે. ગમે તે ગમે તેમ બોલો પણ તેથી એમ સિદ્ધ થતું નથી કે આપણે આ વાત આપણા સુખ માટે કરી. સાચી સ્થિતિ આપણને માલમ હોય એટલે બસ. જે લોકો આપણને વહાલા લાગે છે અને જેઓ સાથે આપણને કર્તવ્ય છે, એ લોકો માટે જો આપણે થોડો ત્રાસ સહન કરીએ તો શી હરકત?" મેં કહ્યું કે "સાચા કારણો છે તે આપણાં આપણાનેજ માલમ, પારકાં કયાંથી જાણે? લોકોમાં આપણે વિશે વિના કારણ ગેરસમજ રહી જાય છે. કાલ સવારે ગુસ્સાથી બોલતા હતા જાણે આ વાત આપણે આપણા સ્વાર્થ માટેજ કરી હોય. જે આટલા વરસના સહવાસથી પણ "પોતા"નો સ્વભાવ સાચી રીતે ન ઓળખે તે આપણા મિત્ર કેમ કહેવાય? મિત્રત્વ એટલે એક બીજાના અંતઃકરણની યોગ્યતા તથા મુલ્ય સમજવું જોઈએ. એમ ન બને તો મિત્રો તો માત્ર નામનાજ."

ત્યારે "પોતે" કહ્યું કે, "એમનો તો સ્વભાવજ એવો છે. તેઓએ કેટલુંએ કહે પણ તેથી શું થયું? શું તેઓ જાણતા નથી કે સાચું શું છે? પણ માણસ અભિમાનથી બોલતું હોય ત્યારે આવેશમાં એજ પ્રકારે બોલે છે. એ વખતે તેને બીજી તરફનો વિચાર રહેતો નથી. મનુષ્યજાતિનો સ્વભાવજ એવો છે. એજ લોકો શાંતિથી વધારે વિચાર કરશે તો આજે એ ગૃહસ્થે મારા ઉપર જે પ્રહાર કીધો તેવો આગળ કરશે નહિ. તું એ લોકોની વાત કરે છે, પણ કાલ સુધી તું પણ કેટલી

ગમગીન થયેલી હતી. એમના કરતાં તારે વધારે જાણવું જોઇતું હતું નહિં વારૂ ? અમારાં છોકરાં છૈયાંઓના જનોઈ કે લગ્નને માટે અમે અટકી રહ્યા નહતા, તેમજ ઘરમાંનું કોઇ પણ કૃત્ય બ્રાહ્મણ વિના અટકી રહ્યું નહોતું. બ્રાહ્મણ્ય થયું તો પણ આપણા ઘરમાં બ્રાહ્મણ વિના કાંઈ અટક્યું નહતું તમારે જે કાર્યો કરવાનાં તે બધાં કાર્યો કહ્યા પ્રમાણે સારી રીતે ચાલ્યાં હતાં. એમ છતાં તને પણ એમ લાગ્યું કે પ્રાયશ્ચિત્ત કીધું એ મારો દોષ કહેવાય; શું આને વિકારવશતા નહિ કહેવાય? હું જાણું છું કે આવા પ્રકારની ધારણાઓ થોડાક દિવસ રહી જેને જેમ ગમશે તેમને બોલશે. માણસ જે કાંઇ કરે છે તે વિશે પુરેપુરો વિચાર કરીને પછીજ કરે છે. તું નક્કી સમજજે કે માણસ ઉતાવળથી કોઇ વાત કરતો નથી. કોઈ પણ વાતની જો બરોબર માહિતી ન હોય તો તે પુછી લેવી. એ સંબંધે પાછલા અનુભવ ઉપરથી પણ મનને શાંત રાખવું. અમથો આપણા જીવને ત્રાસ કરી લેવામાં શો ફાયદો છે?"

એ સાંભળી હું એકદમ ભોંઠી પડી ગઈ. જાણવાની બુદ્ધિથી પહેલેથીજ પુછી લીધા વગર મેં એકદમ દોષ શા સારૂ મુક્યો એમ મનમાં આવી મને પશ્ચાત્તાપ થયો અને ઘણું ખરાબ લાગ્યું.

મે મહિનાની રજામાં અમારા એક મિત્ર તેની પત્ની અને ત્રણ બચ્ચાંઓ સાથે અમારે ત્યાં લોનાવલામાં રહેવા આવ્યાં હતાં, એ વાત ઉપર આવેલીજ છે. તેઓ પ્રાયશ્ચિત્ત કરી જ્યારે લોનાવલે આવ્યાં ત્યારે "પોતે" એટલાપર એક આરામ

ખુરસીપર બેઠા હતા અને દિએરજી વર્તમાન પત્રો વાંચતા હતા, તે સાંભળતા હતા. સદરહુ ગૃહસ્થ પગથીઆં પાસે આવ્યા ત્યારે હસીને "પોતે" પુછયું "કેમ ? શું થયું ?" ત્યારે તેઓ એકદમ તાબડતોબ બોલ્યા કે "આપે કહ્યા મુજબ મને અનુભવ થયો. વડીલના સાચા પ્રેમને અને તેથકી થનારા સુખને અનુભવ મને આ વખતે થયો. જ્યારે હું પ્રાયશ્ચિત્ત કરીને ઊઠયો ત્યારે બ્રાહ્મણોએ મને કહ્યું કે, હવે વડીલને પગે પડો. તેથી હું દાદાને પાસે જઈ પગે પડવા નીચે નમ્યો અને નમસ્કાર કીધા. ત્યારે દાદાએ મને આલિંગન દઇ છાતી સાથે ચાંપ્યો, અને આંખમાં ઝળઝળીઆં લાવી બોલ્યા કે, આજે તેં આટલા બધા માણસોમાં મારી લાજ રાખી. એમ કહેતાંજ એમની આંખમાંથી અશ્રુ પડવા લાગ્યાં ને તે જોઇ મારી પણ છાતી ભરાઈ આવી અને હું પણ અશ્રુપાત કરવા લાગ્યો. આ પહેલાં કોઈ દિવસ દાદાએ મારી ઉપર પ્રેમ કરેલો અથવા આંખમાંથી આંસુ પાડેલાં હોય તો તેનું મને સ્મરણ નથી. પ્રાયશ્ચિત કરવા પહેલાં છેવટ સુધી મને એમ લાગતું હતું કે જે વાત હું કરૂં છું તે બરાબર નથી; પણ દાદાનું આ પ્રકારનું વર્તન જોઈ જે વાત મેં કરી, તે ઠીક કરી એમ મને લાગ્યું."

---

# ભાગ ઓગણિસમો.

## સોલાપુરનો મંદવાડ.

ઈ. સ. ૧૮૯૩ ની સાલમાં જ્યારે અમે સોલાપુરની સ્વારી-માં નિકળ્યાં, ત્યારે પહેલો મુકામ માહાડમાં થયો. ત્યાં બે ત્રણ દિવસ મુકામ હતો. એ દરમીઆનમાં એકાદું વ્યાખ્યાન કરો એમ કેટલાક લોકોએ આવી આગ્રહ કર્યો ત્યારે હા પાડી. બીજે દિવસે માહાડમાં કલાક દોડ કલાક વ્યાખ્યાન આપ્યું. ત્યાંથી અમે સોલાપુર ગયાં. ત્યાં પણ આ વખતે ત્યાંના લોકોએ વ્યાખ્યાન આપવા સારૂ કોણ જાણે શા માટે એટલો આગ્રહ કીધો! તે વખતે કાંઈ ચળવળ હતી ને કયા વિષયપર લોકોની આંખો ચોંટલી હતી તે મને બરોબર યાદ નથી. પણ મને લાગે છે કે વ્યાખ્યાનનો વિષય "હીંદુસ્તાનમાંની ઉદ્યોગી પ્રવૃતિ" એ હતો. કારણ કે સોલાપુરમાં ખુલ્લા મેદાનમાં એજ વિષય ઉપર ત્રણ દિવસ સુધી વ્યાખ્યાન થતાં હતાં. દરરોજ કલાક દોઢ કલાક આ વ્યાખ્યાન ચાલતું અને છેલ્લે દિવસે તો આ વ્યાખ્યાન બે સવાબે કલાક સુધી ઘણા જુસ્સાથી થયું હતું.

છેવટનું વ્યાખ્યાન થયું તે રાત્રે એક ઉંઘ પુરી થયા પછી પેટમાં ઘણું દુખવા લાગ્યું. ત્યારે મેં ગરમ પાણીની રબરની થેલીથી પેટ શેક્યું, ચોળ્યું અને મને જે દવાઓ માલમ હતી તે દવાઓ આપી, તો પણ પેટમાં દુખતું રહ્યું નહિ. પેટમાં શૂળો અતિશય મારવા લાગી અને સવારના ચાર વાગ્યા સુધી

ઘણોજ ત્રાસ ખમવો પડયો. સવારે ડાકટર કિર્લોસ્કરને બોલાવ્યા તેઓએ આવી જે જરૂરીયાત દવા હતી તે આપી ત્યારે પેટમાં દુખતું કમી થયું, પણ તદન બંધ થયું નહિ; તથાપિ એક વાગ્યાથી પાંચ વાગ્યા સુધી અત્યંત વેદનાઓ ખમવી પડી હતી, તેને લીધે શરીર તથા જીવ ઘણાં ક્ષીણ થઇ ગયાં હતાં. અને તેથી નબળાઈ આવી હતી. વળી ઉંઘ પણ આવવા લાગી, તેથી થોડી કાંજી પીવા આપી અને ઓસડ આપ્યું ને તકીયા પાસે બેસી "પોતાને" ધીમે ધીમે થાબડવા લાગી. ડોકટરે મને કહ્યું કે હવે જેટલી ઉંઘ મળે તેટલી સારી; કારણ કે વિશ્રાંતિની ઘણી જરૂર છે. કોઈ ગડબડ કરતા નહિ, સ્વસ્થતાથી ઉંઘવા દો, મેં ઉંઘની દવા આપી છે, તેથી ઉંઘમાંજ રહે તો પણ કાંઈ ફિકર કરવાની જરૂર નથી, વિશ્રાંતિ મળવા દો. એમ કહી જતા રહ્યા. તે પ્રમાણે તે આખો દિવસ ઘણો ખરો વિશ્રાંતિમાં ગયો. દર બે અથવા ત્રણ કલાકે કાંજી તથા દવા પીવા આપતી. એ પ્રમાણે આખો દિવસ ગયો અને તે રાત્રે ઉંઘ પણ સારી આવી. આખો દિવસ શરીરમાં જે થોડો તાવ હતો તે પણ પાછલી રાત્રે બે ત્રણ વાગે ઉતરી ગયો અને સવારે તબીયત સારી થઇ. તો પણ ઉઠી બહાર જવાની શક્તિ નહોતી, તેથી નજદિકજ પડદો લગાડયો હતો ત્યાં જઈ મુખ માર્જનાદિ પુરાં કર્યાં અને પાછા બિછાનાપર આવી બેઠા. મેં થોડી સાબુ ચોખાની કાંજી તથા ઓસડ પીવા આપ્યું. પછી પાસે હવાલદાર ઉભો હતો તેને "પોતે" કહ્યું કે સિરસ્તેદારને બોલાવ અને કાલના સહીના કાગળો મંગાવ. તે પ્રમાણે

તેણે કર્યું. સિરસ્તેદાર તથા બીજા કારકુનો સહી માટે પોત પોતાના કાગળ લઇ આવ્યા. તે બધા કાગળ પર "પોતે" હમેશ પ્રમાણે સહીઓ કરી અને ટાઈમ્સ ખોલી "પોતે" બધા ટેલીગ્રામ્સ વાંચ્યાં. સવારે પ્રકૃતિ સારી હતી, તેથી પાંચ વાગ્યાથી નવ વાગ્યા સુધી એકદમ શ્રમ કીધો. પણ તે ખમી શક્યા નહિ. પીઠ દુખવા લાગી. પગ ચુંથાવા લાગ્યા અને એકદમ ટાઢ ભરાઇ આવી. તેથી રજાઇ ઓઢી સ્વસ્થતાથી પડી રહેવું પડયું. બે કલાકસુધી ટાઢ લાગી અને એક સો પાંચ છ ડીગ્રી તાવ ભરાયો. તે સાંજના છ વાગ્યા સુધી ઉતર્યો નહિ. બપોરે બે વાગે ગવરનર સાહેબ તરફથી લખોટો આવ્યો કે મુંબાઈની હાઈ કોર્ટના જડજની જગ્યાએ આપની નિમણુક કીધી છે. તે લખોટો સિરસ્તેદારે ફોડયો અને મારી પાસે લાવી મને વાંચી બતાવ્યો, અને એ ખબર "પોતાને" કહેવા સારૂ બે ત્રણ વાર આવી પડદા પાસે ડોકું કરી ગયા; પણ મેં એમને એ મુજબ કરતા નહિ, એવી નિશાની કરી. મને બીક લાગતી હતી કે એટલો બધો તાવ આવેલો હતો અને એ તાવમાં જો ખુશીની ખબર મળશે તો માંદગી વધી જશે. તેથી મેં એમને કહ્યું કે હાલ તે હુકમ રહેવા દો. પછી રાત્રે અગિઆર વાગે તાવ ઉતર્યો અને ઉંઘ ઠીક આવી. સવારે સારા હોંશિઆર થયા, તેથી સિરસ્તેદારને મેં કહ્યું કે હવે હુકમ લાવી દેખાડો. હુકમ જોઈ "પોતાના" મનને તે વિશે કાંઇ ચમત્કાર લાગ્યો ન હોય એમ દેખાયું. બિલકુલ શાંત વૃત્તિથી સિરસ્તેદારતરફ જોઇ કહ્યું કે હવે આપણને અહિંઆંનું

કામ જલદી પુરૂં કરી પુણે જવું પડશે, એમ લાગે છે. સિરસ્તેદાર ગયા પછી મારી સાથે તે સંબંધે કાંઈ બોલ્યા નહિ. એ જોઈ મને ઘણું આશ્ચર્ય લાગ્યું અને આગલે દિવસે મને જે બીક લાગતી હતી તેનું હસવું આવ્યું. હું કેટલી ઘેલી ? કે અહોરાત્ર "પોતા" ની પાસે ને પાસે છતાં મને "પોતા" ના સ્વભાવની અને તેમાં આવી રહેલા સદ્ગુણોની પરીક્ષા થઇ નહિ! અને આવી ક્ષુલ્લક બીક લાગી! જે પુરૂષના ઉપર દુઃખનાં ડુંગર પડે તો પણ ડરે નહિ કે સુખની રેલ આવે તો પણ આનંદ થાય નહિ. તે સુખ કે દુઃખ વિશેષ બારીકીથી નિરીક્ષણ કરી જોનારા વહાલાં માણસોનેજ માત્ર સમજ પડે; બીજા કોઈના લક્ષમાં તે આવે નહિ. એ "પોતા"નો સ્વભાવ મને માલમ હતો. છતાં ઘેલી બની કેમ બીહીની ? કોણ જાણે.

બે દિવસ પછી અમે સોલાપુરથી પુણે જવાનો વિચાર કર્યો. બીજે દિવસે સોલાપુરના લોકો ડેપ્યુટેશન લઇ આવ્યો કે આ નિમણુકનો હુકમ હમારે ગામ આવ્યો છે તેથી તે માટે પાન સોપારી કરવાનું માન અમારા ગામને પહેલું મળવું જોઇએ. પાન સોપારી લીધા વગર અમે જવા દેઈશું નહિ. "પોતે" માંદા હતા તેથી આ સંદેશો તેઓએ મને કહ્યો અને વળી કહ્યું કે આપ એમને પુછો કે અમે પાન સોપારી ક્યારે કરીયે ? પાન સોપારી લીધા વગર અમે જવા દઈશું નહિ. મે જ્યારે "પોતા" ને એ બાબતમાં પુછ્યું ત્યારે કહ્યું કે મારાથી હજુ બેસાતું નથી અને જ્યાં લગણ બોલ-

વાની શકતી નથી, ત્યાં સુધી હું કોઇની પાન સોપારી લેવાનો નથી. આ સંદેશો મેં તે લોકોને કહ્યો તો પણ એમણે પોતાની હઠ છોડી નહિ. તેઓ કહેવા લાગ્યા કે અમે એમને બોલવાની તકલીફ આપશું નહિ. સ્ટેશન પર વિદાય કરતી વખતે પહેલો હાર અમે અમારો પહેરાવશું, એટલે બસ તે પ્રમાણે તેમણે કર્યું. બીજા લોકો સ્ટેશન પર આવ્યા હતા. સાથે હાર પાનની બીડીઓ ફુલોની ટોપલીઓ ભરી લાવ્યા હતા. "પોતાને" એ બાબતની કાંઈ ખબર નહોતી. "પોતે" સેકન્ડ કલાસમાં સ્વસ્થતાથી પડી રહ્યા હતા. ગાડી ઉપડવાની બે મિનિટ પહેલાં શ્રીમંત આપા સાહેબ વારદ, નાગપુરવાલા વકીલ, ડોકટર કિર્લોસ્કર વિગેરે લોકોએ ડબ્બામાં આવી પાનની બીડી હાથમાં આપી "પોતા" ના ગળામાં હાર પેહેરાવ્યો. ગાડી ઉપડવાનો વખત થયો, અમે જઇયે છીયે, એમ કહી લોકો નીચે ઉતરતાંજ સીટી વાગી અને લોકોએ ટોપલીમાંથી ફુલો લઇ ડબ્બાની અંદર ફેંક્યાં. મોટેથી "પોતા" ના નામનો ત્રિવાર જયઘોષ કર્યો અને ગાડી સ્ટેશનપરથી બહાર નિકળી ગઈ.

---

# મુંબાઈ બદલી.



## ઇ. સ. ૧૮૯૩

## "પોતા" ની મુંબઈની હાઇકોર્ટના જડજની જગ્યાએ નિમણુક.

સોલાપુરથી પુણે આવ્યા પછી આઠ દસ દિવસસુધી "પોતા" ની તબીયત ઘણી અશક્ત હોવાને લીધે ઘરમાં ને ઘરમાં પડી રહેવું પડતું. બહાર કાંઈ જવાતું નહીં. તો પણ લોકો સવાર સાંજ "પોતા" ને મળવા આવતાજ અને મુંબાઇ બદલી થઈ, તો હવે આપણે પુણાના લોકોએ શું કરવું વિગેરે આસ્તે આસ્તે "પોતા" ના થી સંભળાય નહિં એવી રીતે બોલી માહો માંહ નક્કી કરતા. આ પુણાના લોકોને એટલો આનંદ થયો હતો કે હરેક જણને એમ લાગતું હતું કે જાણે આ અધિકાર તથા વૈભવ મનેજ પ્રાપ્ત થયા હોય. એટલી તો "પોતા" ને વિશે અંતઃકરણની ઐક્યતા અને પ્રેમ દઢ થયાં હતાં. જરા આરામ પડતાંજ એક દિવસે સવારે ૧૫-૨૦ લોકો ડેપ્યુટેશન લઇ આવ્યા કે કાલથી આઠ દિવસ સુધી અમને ગમે તેવી રીતે પાનસોપારી કરવાની પરવાનગી આપો. અમારી એટલી વિનંતી છે કે આ વખતે અમે જે કરીયે તે ચાલવા દેવું અને આ કામમાં આપે કાંઈ હા કે ના પાડવી નહિ; અમે કરીએ તે માન્ય કરી લેવું. આ બધું સાંભળી "પોતે" કહ્યું કે આ તમારો આઠ દિવસનો

શું કાર્યક્રમ ઠેરવ્યો છે? તેતો એકવાર દેખાડો પછી જોઇ લઈશું. ત્યારે તેઓ કહેવા લાગ્યા કે એ સંબંધે આપને કાંઈ દેખાડવાનું નથી, તેમજ આપને કાંઇ પુછવાનું પણ નથી. એવો તો અમારો પહેલેથી નિશ્ચય છેજ. ત્યારે "પોતે" કહ્યું કે નહીં દેખાડતા. હું કાંઈ આગ્રહ કરતો નથી; પણ તમે પુણાના લોકોની મને એવી બીક લાગેછે કે તમે જે કાંઇ એકવાર કરવા માંડો તે હદ્દ ઉપરાંત કરોછો. કરતી વખતે વિચાર કરતા નથી. પછી તે વાત સારી હોય કે નઠારી હોય. એક વાર કરવાનો વિચાર થયો કે તે વાત કરીજ લેવી. એ મને ગમતું નથી. માટે હું તમને એટલુંજ કહું છું કે આ સંબંધમાં તમારેજ કાંઈ કરવું હોય તે હદ્દમાં રહી અને વિચાર કરીને કરજો. એ સાંભળી તે લોકોએ હા પાડી અને એક બીજા સાથે હસી ઉઠી ગયા. પછી બીજે દિવસથી આ પાન સોપારીઓની તથા મિજબાનીઓની શરૂઆત થઇ. બધાંમાં હીરાબાગમાં કરેલા સમારંભ માટે લોકોએ જે ખરચ કર્યો તથા આતસબાજી ઉડાવી પૈસાનો અમથો ખર્ચ કર્યો તે "પોતા" ને પસંદ પડયું નહિં; કારણ કે આ ઠેકાણે લોકોએ પૈસો ખોટે માર્ગે ખરચ્યો એમ "પોતા" ને લાગ્યું અને જો આપણે અહિંયા વધારે દિવસ રહીશું તો આ લોકો વધારે ખર્ચ કરશે, એમ ધારી બને તેમ કરી આપણે મુંબાઈ જલદી નિકળી જવું એમ "પોતે" વિચાર કર્યો. અને સોમવારે રાતની ગાડીએ મુંબાઈ ચાલ્યા ગયા. આ લોકોના કાર્યક્રમ પ્રમાણે અમારો જવાનો દિવસ બુધવારે ઠરેલો હતો અને તે દિવસે

સ્ટેશન ઉપર તથા પ્લાટફોર્મપર ફુલનો રસ્તો કરી શેહેરમાના તથા લશ્કરમાંના બધી જાતના લોકો એકઠા કરી બેન્ડ મંગાવી મોટા ઠાઠથી વિદાય કરવાનું આ લોકોએ નક્કી કર્યું હતું. મને લાગે છે કે આ વાત "પોતા"ના સાંભળવામાં આવી હશે, અને તેથીજ સોમવારે એકાએક જવાનો "પોતે" વિચાર કર્યો. સાંજે બહાર જતી વખતે કહ્યું કે ફક્ત એક બે પેટીમાંજ રહે એટલો સામાન સાથે લો અને આજ રાત્રે અગિઆર વાગ્યાની ગાડીએ જવાની તૈયારી કરો. એ વિશે માત્ર કોઇને ખબર પડવા દેતાં નહિ. હું કલબમાંથી જમી આવીશ અને આપણે તાબડતોબ સ્ટેશન પર જઇશું. બાકી રહેલો સામાન તથા પેટીયો કાલે કોઈપણ લઈ આવશે. તેપ્રમાણે અમે તૈયારી કીધી અને તેજ રાતે અગિઆર વાગે સ્ટેશનપર ગયાં. તો પણ તે બાબત લોકોને ખબર મળી ને ત્રીસ ચાળીસ માણસો સ્ટેશનપર આવ્યા અને તેઓએ ફુલ હાર વિગરે આણી બની શકે તેટલી ધામધુમ તો કરીજ. અમારી આફીસના લોકો અમને વિદાય કરવા આવ્યા હતા. એમને માત્ર ઘણું ખોટું લાગ્યું અને અમને પણ તેજ પ્રમાણે થયું. આ સંબંધની બધી હકીકત તે વખતના જ્ઞાનપ્રકાશમાં વખતોવખત આવેલી છેજ. આ ઠેકાણે માત્ર કહેવું જોઇએ કે મુંબઇ જતી વખતે પુણામાના તથા બીજી જગ્યાની સંસ્થાને મદદ કરવા માટે "પોતે" પચીસ હજારની રકમ ધરમાદા કાઢી રાખી અને તેની વ્યવસ્થા રાધોપંત નગરકર અને આબાસાહેબ સાઠેને સોંપી.

અમે મુંબાઇ ગયા પછી પહેલો મહિનો બધા જુના તથા નવા મિત્રોને મળવામાં અને ઘરમાંની વ્યવસ્થા કરવામાં નિકળી ગયો. પછી જાનેવારીની આખરે "પોતા" ના જુના તથા વહાલા મિત્ર રા. બા. શંકર પાંડુરંગ પંડિત માંદા પડી છૈયાં છોકરાં ને લઇ પોરબંદરથી મુંબાઈ દવા કરવામાટે આવ્યા. મુંબાઇના ડોક્ટરોએ એમની પ્રકૃતિ જોઈ કહ્યું કે તમે ચાર છ મહિનાની રજા લઇ અહિંઆજ રહી ઔષધોપચાર કરો. તેથી પંડિતનો મુંબાઈ રહેવાનો વિચાર કાયમ થયો, અને કાયમનું ઘર કરી રહેવા તેઓ બંગલો શોધવા લાગ્યા; પણ એમને કાંઇ બંગલો પસંદ પડયો નહિ. એક દિવસે સવારે એક બે બંગલા જોયા પછી અમારે ત્યાં આવ્યા અને કહેવા લાગ્યા કે મેં ગયા અઠવાડીયામાં ઘણા બંગલા જોયાં, પણ સગવડવાળો તથા આપના બંગલાની પાસે હજુ મને એકે બંગલો મળ્યો નથી, તેથી હું ઘણો કંટાળી ગયો છું. મુંબાઈમાં રહી આપનાથી દુર રહેવું એ મને ગમતું નથી. દિવસમાં એક બે વાર આપણે એક બીજાને મળી શકીયે એટલો નજદીક બંગલો મળશે તો હું રાખીશ. નહિ તો અમે બધા તમારે ત્યાં રહેવા આવશું. આ બંગલો ઘણો મોટો છે. એ સાંભળતાંજ "પોતે" કહ્યું કે વાહ! એમ થાય તો ઘણું સારૂં. મારા મનમાં તમને એ વિશે પુછવાનું ઘણીવાર આવતું હતું; પણ મને લાગ્યું કે તમને અમારા જેવી અડચણ ખમવાની કોઈ દિવસ ટેવ નથી. વળી તમને બધી વાતો વ્યવસ્થિત રીતે તથા વખતસર કરવાની

વાની ટેવ પહેલેથીજ છે. આજ સુધી સ્વતંત્રતાથી રહેલા છો, તેથી જો હું આપને 'અમારે ઘેર રહેવા આવો' એમ કહું તો આપ શરમાઇને હા કહેશો. પણ તમારાં પત્નીને એ ગમશે કે નહિં એમ લાગવાથી આજ સુધી હું કાંઈ બોલ્યો નહિ. એ સાંભળી પંડિત બોલ્યા કે “ના, ના એવી કાંઈ વાત નથી. અમે ઘણા માણસ છીએ. આપને અડચણ પડશે એમ ધારી હું બીજું ઘર જોતો હતો. પણ હવે વિચાર નક્કી થયો. હું કાલથીજ અહિંયાં રહેવા આવીશ.” એ પ્રમાણે બોલી તેઓ ઘેર ગયા. અને બે ચાર દિવસ પછી બધા બચ્ચાંઓને તથા ભાભીને લઇ અમારે ત્યાં રહેવા આવ્યાં. અમારે ઘેર રહેવા આવ્યા ત્યારથી સવાર સાંજ “પોતા”ને પંડિત પાસે બેસવાને તથા બોલવાને ઘણો વખત મળવા લાગ્યો. તેથી પંડિતને ઘણી હોંશિઆરી આવવા માંડી હોય એમ દેખાયું પણ આ હોંશિઆરી માત્ર મનની હતી. શરીરની અંદરથી રોગ રૂપી ભૃંગ ખાતો હતો, તેનું કામ ઝપાટાથી ચાલુ હતું. તેથી આ મનની હોંશિઆરી કેટલા દિવસ ટકે ? અંદરના મંદવાડની વેદનાઓ વધારે થવા લાગી, તેથી વધારે અશક્તિ આવવા લાગી તેમજ મન વધારે અસ્વસ્થ થયું. જે વખતે તેઓ એકલા રહેતા તે વખતે તે વેદનાને લીધે બુમ પાડતા અને ઘણા અસ્વસ્થ રહેતા; પણ “પોતા” નો એમની પાસે જઇ બેસવાનો વખત આવતો ત્યારે તેઓ તાબડતોબ હોંશિઆર થતા ને “પોતા”ની સાથે વાત કરતા, ત્યારે જોનારને એમ ભાસતું કે પંડિતને મંદવાડ છે એનું સ્મરણ પણ નહિ હોય. “પોતા” ની સ્થિતિ

માત્ર છેક ઉલટી હતી. પંડિત સાથે બોલતી વખતે ઘણી ધીરજથી બોલતા, પણ એમની પાસેથી ઉઠી "પોતા" ના હોલમાં આવતા, ત્યારે બધો વખત એમની પ્રકૃતિવિશે ફિકર લાગતી. ઘેર સરકારી કામ કરતી વખતે, જમતી વખતે, ઘણી વખત મોટેથી નિસાસા નાખતા અને ઉદાસીનતાથી "રામરામ" એવા શબ્દો વારંવાર કહાડતા. અમારો એમને વિશે બોલવામાં રાત્રે ઘણો વખત જતો. એવે વખતે વચમાંજ ઉઠી પંડિતના ઓરડામાં જઈ એમને ઉંઘ આવી છે કે નહિ, આજે એમની પ્રકૃતિનું પ્રમાણ કેવુંક છે, એ છાનામાના "પોતે" જોઈ આવતા. કોઇ કોઈ વાર તો આ ચિંતાને લીધે આખી રાત ઉંઘ આવતી નહિ. એ પ્રકારે દિવસો જતાં પંડિત તા. ૧૮ માર્ચ સ. ૧૮૯૪ ના સાલમાં સવારે છ વાગે પરલોકવાસી થયા. બિચારાં ઉષાબાઇ ઉપર તો સર્વસ્વ દુઃખનો ડુંગર પડવાથી એમના દુઃખનો તો પારજ રહ્યો નહીં! પણ "પોતા" ને તો પંડિતના વિયોગથી જેમ પોતાનો પ્રત્યક્ષ દીકરો અથવા ભાઈ ગુજરી જાય તે પ્રકાનું દુઃખ થયું! પંડિત જેવા માની તેજસ્વી, હુશિઆર તથા નિરલસ માણસ મળવાએ ઘણું અઘરૂં છે એમ "પોતા" ના મોઢામાંથી વારે ઘડીએ ઉદ્ગાર નિકળતા. પંડિતનો પોતાના ઉપર એટલો તો પ્રેમ હતો કે ઘણે દિવસે તેઓ જ્યારે મળવા આવતા ત્યારે ઘણાજ ભાઈચારાથી, તથા પ્યારથી લાડકા છોકરા જેવા "પોતા" ની સાથે વર્ત્તતા. જેટલા દિવસ એક બીજાની પાસેથી દુર રહ્યા હોય તેટલા દિવસની નાની મોટી બધી વાતો એક બીજાને

કહેતા અને પુછી લેતા. અને તે નાદમાં ને નાદમાં બન્ને જણા કલાકો નેં કલાકો સુધી નિમગ્ન રહેતા. તેઓ જ્યાં બેઠા હોય તે ઠેકાણે જો કોઇ કામને માટે હું જાઉં તો પંડિતને પસંદ પડતું નહિ. તેથી હું "પોતા" ને કોઈ કોઇ વખતે પુછતી કે બન્નેના સરખા સ્વભાવ ન હોય તો સ્નેહ થતો નથી એમ કહે છે તો પંડિતની સાથે "પોતા" ને સ્નેહ એટલો કેમ થયો? બન્નેના સ્વભાવમાં અગ્નિ ને પાણી જેવી સામ્યતા છે. તેઓ તો હમેશાં એમ કહે છે કે I would sooner break than bend. હવે "પોતા" નું તત્વ વાક્ય અને ચાલ ચલણ તો પંડિતના વર્તનથી ઉલટાં છે. ત્યારે કહ્યું કે, એ ઉપરથી તો એમ જાણવું કે તેઓ મારાં કરતાં વધારે સારા છે. સારા માણસમાં તેજસ્વિતા વધારે પ્રમાણમાં નજરે આવે છે. તમો ટીકા કરનારા માણસો ગમે તેવી ટીકા કરો, પણ અમો બન્ને **शिवस्य हृदयं विष्णुर्विष्णोश्च हृदयं शिवः** એજ પ્રકારે આજ સુધી રહેતા આવ્યા છીયે. એજ માર્ચ મહિનામાં માહા વદી ૧૩ ને રોજ ચી. નાનુનો પુણામાં જન્મ થયો.

## હિંદુસ્થાનનો નકશો.

એક દિવસે અમારા રસોઈઆએ ચોખા કાચા રાખ્યા માટે તેની બેદરકારીને માટે મેં તેને ઘણો ઠપકો આપ્યો અને તેના પર ઘણી ગુસ્સે થઇ. તે સાંભળી મુખશુદ્ધિને વખતે મારો ગુસ્સો શાંત કરવા સારૂ મશ્કરિમાં કહ્યું કે ભાત અથવા રોટલી થોડીક કાચી રહી જાય માટે રસોઇઆને

આટલું બધું વઢવું એ શું ? અમો લોકોએ કાચું અનાજ ખાઇ તે પચાવ્યું છે તો ભાત અથવાં રોટલી થોડી કાચી રહી જાય તો ક્યાંથી અપચો થાય ? અમો લોકોએ લડાઈ કરેલી છે. લીમડાંના પાંતરા હાથ ઉપર ચોળી ખાઈ કેટલાક મહિના રહેલા છીયે તો ભાત અથવા રોટલી જો થોડી કાચી રહી જાય તો તેની અસને શું પરવા છે ? તું જ્યારે રસોઈઆપર ગુસ્સો કરતી હતી ત્યારેજ કહેવાનો હતો; પણ તું પહેલેથીજ ગુસ્સે થયેલી હતી ને વળી શેઠાણીના ડોળમાં બોલતી હતી. તેથી વચ્ચે બોલી તે ડોળ ભંગ ન કરવો એમ મને લાગ્યું અને તેથી હું કાંઈ બોલ્યો નહિ. બીજું રસોઈ બગડી તો તેનો દોષ રસોઈઆને દેવાને બદલે જે જમવાની બધી વ્યવસ્થા પર દેખરેખ રાખે છે તેનેજ હું વધારે દોષ દઇશ. નોકરોના કામો તો એવાંજ થાય. તેના ઉપર ઉપરીપણું કરનારાએ લક્ષ આપવું જોઇએ." વિગેરે બધું બોલતા હતા તે મેં છાનામાના સાંભળી લીધું. પણ જ્યારે "લીમડાના પાંતરાં ખાઇ અમે લડાઇમાં દિવસ કાઢેલા છે" એમ કહ્યું ત્યારે મેં જવાબ આપ્યો કે "રોજ જમતી વખતે એક કોળીયો વધારે થાય તો તે એક બાજુએ કાઢી મુકો છો, તોળીને ખાય તેનાથી લઢાઈ ક્યાંથી થાય? હવે લેખણમાં લડાઈ રહી છે. લેખણ વગર બીજા શાથી કરશો ? હથીઆરોનો તો બંદોબસ્તજ છે; માત્ર એટલું ભાગ્ય સમજવાનું કે હાથમાં લાકડીઓ પકડી તે વાપરવા મળે છે. તે પણ સરકાર કોઈ જુની એકાદી કલમ શોધી કહાડી બંધ કરી નાંખશે, પછી કામ થઈ રહ્યું ! ખરેખર જો

લડાઇનો વખત આવેજ તો બધા જણાથી કેટલો બધો ગડબડ ગોળો વળી જશે ? જો છાતી દુખતી હોય તો તે પર રાઈ પીસીને મૂકે અથવા ટરપેનટાઇન ચોળે તો ફોલ્લા પડેછે, તો આ શરીરથી લડાઈના જખમો કેમ સહન થશે ?" ત્યારે કહ્યું "સહન કેમ થાય ? ઠેકઠેકાણે જખમોની નિશાની છે. છાતી ઉપર તો એટલા જખમો છે કે તે બધા જખમોની નિશાનીનો એક હિંદુસ્તાનનો નકસો બની રહ્યો છે. હું મશ્કરી કરતો નથી. બરાબર જોઇલે, હું સાચું કહું છું કે નહિ તે ?" એમ કહી સદરો ઉંચો કરી મને છાતી દેખાડી. મેં પણ હસતાં હસતાં માત્ર મશ્કરી કરવાની બુદ્ધિથી પાસે જઈ બરાબર નિહાળી જોયું ( આ પેહેલાં મારૂં તે તરફ કોઇ દિવસ લક્ષ ગયું ન હોતું ) તો ખરેખરજ છાતીના ડાબા ભાગપર હિંદુસ્તાનના નકશા જેવી બરાબર ઉઝરડાની આકૃતિ હતી. આ ઉઝરડા પહેલેથી કોઈ જખમના નહિ હતા. સારૂં કાગળ પર વોટરલાઈન્સ હોય છે તેમ તે જગ્યાપર કુદરતી ઉઝરડા હતા. એ જોઈ મેં બહારથી જોકે આ બધું મશ્કરીમાં ઉડાવી દીધું તોપણ મારા મન પર ખરેખર એક પ્રકારનું અજાયબ પરિણામ થયું. તે શું હતું તે આ વખતે મને બરાબર શબ્દોમાં કહેતાં આવડશે નહિ, તોપણ મને મનમાંને મનમાંજ ઘણી નવાઇ લાગી.

## ધર્મોપદેશ સારો થયો કે નહીં.

જે દિવસે પ્રાર્થના સમાજમાં "પોતે" ધર્મોપદેશ આપતા તે દિવસે મારે એમની સાથે રહેવું એવી પોતાની ઘણી ઈચ્છા

થતી; અને અને સાચું કહું તો મને આજ સમયે જો વિશેષ કામ હોય તોપણ તે જલદી પુરૂં કરી સમાજમાં જવાની ઈચ્છા થતી. તેથી ઘણીવાર મારી બેનપણીઓ મારી મશ્કરી કરતી કે "દર રવિવારે ધર્મોપદેશ થાય છે ત્યારે કાંઇને કાંઈ અડચણ આવી પડે છે તેથી આવવા ફાવતું નથી, આજે ભલા કેમ ફાવ્યું ? આ એમનો ધર્મોપદેશ થાય છે તે દિવસે કોઇ પરોણા આવતા નથી તેમજ કાંઈ જરૂરીઆતનું કામ પડતું નથી ?" ધર્મોપદેશ પુરો થયા પછી ઘેર પાછા જતી વખતે અમે જ્યારે ગાડીમાં બેસતાં ત્યારે પુછતા કે "આજે તું શું સમજી તે કહે." મેં સાંભળેલો બધો ધર્મોપદેશ હુ સારી રીતે કહેતી એટલે "પોતે" કહેતાકે "આજનો ધર્મોપદેશ સારો થયો હોય એમ લાગે છે." તેજ પ્રમાણે કોઇ વખતે પ્રતિપાદનનો વિષય જો અઘરો હોય તો ધર્મોપદેશ કેવો થયો તે મને કહેતાં આવડતું નહિ તેથી "પોતે" કહેતા કે "આજે મેં ધર્મોપદેશ સારો કીધો નહિ. મેં ધર્મોપદેશ માટે એવું પ્રમાણ બેસાડયું છે કે જો તું તે સમજે તો તે ધર્મોપદેશ સારો થયેલો કહેવાય, જો તું ન સમજે તો તે ધર્મોપદેશ મેં સારો કીધો નહિ. દુર્બોધ કીધો એમ હું સમજું છું."

ગમે તેમ કહો પણ સાચું જોતાં "પોતે" ધર્મોપદેશ એટલો અર્થ પુર્ણ પ્રેમાળ તથા ગંભીર રીતે કરતા કે તે સાંભળનારાને ધન્ય ધન્ય થાય ક્ષણ માત્ર દેહભાન ભૂલી જવાય અને હું પ્રત્યક્ષ દેવની સાથેજ બોલું છું અને તે મારી

પ્રાર્થના સાંભળે છે, એમ લાગી વૃત્તિ તન્મય થાય. કોઇ કોઇ વાર તે શાન્ત તથા ભક્તિથી ભરપુર થયેલી વૃત્તિને લીધે 'પોતા'ના મ્હોડાંપર એક જાતનું તેજ દેખાતું, તે તેજથી શોભાયમાન થયેલા મોં તરફ આખો વખત જોતાજ રહેવું, નજર ખસડેવીજ નહિ, એમ મને લાગતું, અને હું ઘેલીની પેઠે કેટલીક મિનિટો સુધી મોં તરફ જોઈ રહેતી. આસપાસ બેઠેલા માણસો શું કહેશે, એમ મનમાં જો કદાચ આવ્યું અને નજર નીચે જાય તો પણ તે પાછી ઉપર જતી ને પાછું મોં સામુ જોઈ રહેતી. હાલ પણ મારી સર્વસ્વ નિરાશાની સ્થિતિમાં પણ જો તે વખત અને તે ચેહરાનો વિચાર મનમાં આવે તો હાલ જે દીનાવસ્થા પ્રાપ્ત થઇ છે, તે ભુલી જઇ હું તે વખતનો અનુભવ આજે લઉં છું એમ લાગી એક ક્ષણ સુધી આનંદ થાય છે, અને ઘણી વાર તેજ મૂર્તિનું ધ્યાન તથા ચિંતન કરતાં સ્વસ્થતાથી બેસવું એમ લાગે છે. કાંઈ કારણથી જો તે ન બને તો આખો દિવસ કાંઈ સુઝતું નથી અને મન ઉદાસીન થાય છે.

દરરોજ રાત્રે વાળુ થયા પછી ઘરમાંના છોકરાઓના અભ્યાસ વિશે પુછપાછ કરતા; તેમજ વડીલ માણસો સાથે કલાક અડધો કલાક સુધી વાતો કરી પછી મેડીપર જતા અને કાંઈ પણ વાંચતા હતા. વાંચવાના નાદસાંને નાદમાં ઉંઘ આવી જતી. તે વગર ઉંઘ આવેજ નહિ એવી ટેવ પડી ગઈ હતી. સાડા દસ અથવા અગિઆર વાગે ઉંઘ આવ્યા પછી, ત્રણ અથવા સવાત્રણ વાગે ઉંઘ પુરી થતી,

પછી બીછાનામાં પડ્યા પડ્યા ઇશ્વર વિશે વિચાર અથવા ઈશ્વરનું મનન કરતા. એ થયા પછી બિછાનાપર બેસી ચારથી પાંચ વાગ્યા સુધી "પોતે" તુકારામના અભંગ ગાતા અને તાળીઓ અગર ટુચકીઓ વગાડી ભજન કરતા. તેમાં વળી અત્યંત ભક્તિવાળા તથા ઇશ્વરપ્રેમથી ભરપૂર નામદેવના અભંગો ફરી ફરીને ગાતા. ઘણી વખત તો જે વખતે તેઓ ગાતા તે વખતે છાતી ભરાઇ આવતી, એવે સમયે મોઢે બોલવું બંધ પડી જતું અને થોડીક વાર સુધી અશ્રુપાત થતો. કોઈવાર તો અભંગ ગાતી વખતે એટલા તલ્લીન થતા કે હું ગાઉં છું તે અભંગનું બીજું ચરણ તેમાં મળે છે કે નહિ તે તરફ લક્ષજ આપતા નહિ. પ્રથમ એક અભંગનું ચરણ ગાતા, અને બીજીવાર બીજાજ કોઇ અભંગનું ચરણ ગાતા. આ અભંગો પદ્યમાં નહોતા, પણ તે વખતે એમના મનની જે સ્થિતિ હોય તે પ્રમાણે મેળવીને ગાતા. તેમાં અનુપ્રાસ મળે છે કે નહિ તે તરફ દુર્લક્ષ કરતા. આવે સમયે મને ઘણું હસવું આવતું અને હું કહેતી કે "આ બધા નવા અભંગોની એક ચોપડી લખી રાખશું. જેમ કલ્યાણ શિષ્યે બધું લખી રાખ્યું હતું તેમ હું આ બધા અભંગો લખી રાખીશ, એટલે ઠીક પડશે." એ સાંભળી મને કહેતા કે "અમે તો ભોળા માણસો અમને અનુપ્રાસ તથા તાલસુર માલમ નથી અને તેઓની જરૂર પણ લાગતી નથી. જેને સારૂ હું આ અભંગો ગાઉં છું તે બધા સમજે છે. તેનું લક્ષ આ બીજી વાતો તરફ કદીજતું નથી."

એ પ્રમાણે પાંચ વાગતા સુધી અભંગ તથા ભજન ગાયા પછી થોડાક સંસ્કૃત શ્લોકો તથા સ્તોત્રો ગાઇ પછી સાડા પાંચ વાગે બીછાનામાંથી ઉઠતા અને મુખ માર્જનાદિ પ્રાતર્વિધિ અડધા કલાકમાં પુરાં કરી ૭ વાગે દીવાનખાનામાં કોચ પર બેસી કામ કરવાની શરૂઆત કરતા. પ્રથમ દૈનિક પ્રત્રોમાંથી તાર વાંચતા પછી ટપાલ વાંચતા અને તે બધું પુરૂં થયા પછી સાડા નવ વાગે સ્નાન કરવા ઉઠતા. સ્નાન તથા ભોજન થયા પછી આસરે પંદર મિનીટ સુધી વાતો કરતા બેસતા. પછી ઉઠી કપડાં પહેરી સાડાદસ વાગે કોરટમાં જવા માટે ગાડીમાં બેસતા. અગિઆર વાગ્યાથી પાંચ વાગ્યા સુધી હાઇ કોર્ટનું કામ ચાલતું; પણ બપોરે ઉપહાર માટે રજા મળતી તે વખતે ઘેરથી બજાબા બ્રાહ્મણ નાસ્તાનું લઇ આગગાડીમાં બેસી વખતસર જતો અને દાબડામાંથી ગરમ ગરમ પદાર્થો કાઢી ખાવા આપતો. તેમાંથી થોડું ખાઈ પાણી પી આરામ ખુરશીપર થોડો વિસામો લઈ ફરી કામની શરૂઆત કરતા. પાંચ વાગે કામ પુરૂં કરી ઉઠ્યા પછી ગાડી ફક્ત સાથે લઈ બે ત્રણ માઈલ પગે ચાલતા. તેથી ફેરીથી ફરવા જવાનો વખત બચતો. ૭ વાગે ઘેર આવ્યા પછી આસરે અડધો કલાક વાત કરવા બેસતા અને પછી પોતાના હમેશના કામ માટે એટલે સવારે જે કાગળો આવ્યા હોય તેના જવાબો લખવા બેસતા. તે પછી વાંચનની શરૂઆત થતી. રોજ જે કાગળો આવતા તેના જવાબો તેજ દિવસે મોકલવા તરફ ઘણું લક્ષ રાખતા. રજાને દિવસે સવારે

અને કોઈ કોઇ વખતે બપોરે ઘણા લોકો મળવા આવતા. જે પ્રકારના માણસો આવે તે પ્રકારની તેઓ સાથ વાત કરતા અને જો એમની પાસેથી કાંઈ કામ કરી લેવું હોય તો તે કરી લેતા. કોઈ મોટા ખાનદાનીના જુના માણસો કે બ્રાહ્મણો મરાઠાઓ, ગુજરાતીઓ, ભાટીયાઓ વિગેરે કોઈ પણ દરજ્જાના ગૃહસ્થો મળવા આવે, તો એમની સાથે એમના દરજ્જા મુજબ માનથી વાત કરતા. એમના હાથથી અથવા એમની મારફત જો કોઇ સાર્વજનિક લોકોપયોગની વાત થઇ હોય તો તે માટે એમનું અભિનંદન કરતા, અને જે શબ્દોથી એમને ઉત્તેજન મળે તથા હોંસ ઉત્પન્ન થાય એવા શબ્દોથી તેમના વખાણ કરતા, એ જોઈ મને હસવું આવતું. અને કોઈ કોઈ વાર તો ગમ્મત પણ લાગતી. એ ગૃહસ્થો સાથે બોલતી વખતે એમના ગામમાં અથવા જાતમાં કોઈ એક સંસ્થા ન હોય તો "એવી એકાદી સંસ્થા તમે અગ્રેસરપણું લઇ કાઢો અને તે સંસ્થાને તમારા જેવા કોઇ સારા ગૃહસ્થનું નામ આપો એટલે અનાયાસે સ્મારક થશે અને એ સંસ્થા લોકોપયોગી પણ થશે" એવા ઉત્તેજનકારક શબ્દોથી તેમને સમજાવતા.

આ લોકો પાછા જતા ત્યારે આજે આપણને એક નવો રસ્તો દેખાયો એમ સમજી ઉલ્લાસિત થતા અને પછી પોતાને કામે લાગતા. આ માણસો જ્યારે ચાલ્યા જતા ત્યારે હું માત્ર જાણી જોઈને દીવાનખાનામાં જઈ પુછતી [illegible] આ લોકોને ક્યાં ક્યાં કામો સોંપ્યાં. કા[illegible] હુ સારી રીતે આવડે છે. વળી ચમત્કાર એ કે જે [illegible]ન કરવાનું

એ પ્રમાણે પાંચ વાગતા સુધી અભંગ તથા ભજન ગાયા પછી થોડાક સંસ્કૃત શ્લોકો તથા સ્તોત્રો ગાઇ પછી સાડા પાંચ વાગે બીછાનામાંથી ઉઠતા અને મુખ માર્જનાદિ પ્રાતર્વિધિ અરધા કલાકમાં પુરાં કરી ૬ વાગે દીવાનખાનામાં કોચ પર બેસી કામ કરવાની શરૂઆત કરતા. પ્રથમ દૈનિક પ્રત્રોમાંથી તાર વાંચતા પછી ટપાલ વાંચતા અને તે બધું પુરૂં થયા પછી સાડા નવ વાગે સ્નાન કરવા ઉઠતા. સ્નાન તથા ભોજન થયા પછી આસરે પંદર મિનીટ સુધી વાતો કરતા બેસતા. પછી ઉઠી કપડાં પહેરી સાડાદસ વાગે કોરટમાં જવા માટે ગાડીમાં બેસતા. અગિઆર વાગ્યાથી પાંચ વાગ્યા સુધી હાઇ કોર્ટનું કામ ચાલતું; પણ બપોરે ઉપહાર માટે રજા મળતી તે વખતે ઘેરથી બજાબા બ્રાહ્મણ નાસ્તાનું લઇ આગગાડીમાં બેસી વખતસર જતો અને દાબડામાંથી ગરમ ગરમ પદાર્થો કાઢી ખાવા આપતો. તેમાંથી થોડું ખાઈ પાણી પી આરામ ખુરશીપર થોડો વિસામો લઈ ફરી કામની શરૂઆત કરતા. પાંચ વાગે કામ પુરૂં કરી ઉઠ્યા પછી ગાડી ફક્ત સાથે લઈ બે ત્રણ માઈલ પગે ચાલતા. તેથી ફરીથી ફરવા જવાનો વખત બચતો. ૬ વાગે ઘેર આવ્યા પછી આસરે અરધો કલાક વાત કરવા બેસતા અને પછી પોતાના હમેશના કામ માટે એટલે સવારે જે કાગળો આવ્યા હોય તેના જવાબો લખવા બેસતા. તે પછી વાંચનની શરૂઆત થતી. રોજ જે કાગળો આવતા તેના જવાબો તેજ દિવસે મોકલવા તરફ ઘણું લક્ષ રાખતા. રજાને દિવસે સવારે

અને કોઈ કોઇ વખતે બપોરે ઘણા લોકો મળવા આવતા. જે પ્રકારના માણસો આવે તે પ્રકારની તેઓ સાથ વાત કરતા અને જો એમની પાસેથી કાંઈ કામ કરી લેવું હોય તો તે કરી લેતા. કોઈ મોટા ખાનદાનીના જુના માણસો કે બ્રાહ્મણો મરાઠાઓ, ગુજરાતીઓ, ભાટીયાઓ વિગેરે કોઈ પણ દરજ્જાના ગૃહસ્થો મળવા આવે, તો એમની સાથે એમના દરજ્જા મુજબ માનથી વાત કરતા. એમના હાથથી અથવા એમની મારફત જો કોઇ સાર્વજનિક લોકોપયોગની વાત થઇ હોય તો તે માટે એમનું અભિનંદન કરતા, અને જે શબ્દોથી એમને ઉત્તેજન મળે તથા હોંસ ઉત્પન્ન થાય એવા શબ્દોથી તેમના વખાણ કરતા, એ જોઈ મને હસવું આવતું. અને કોઈ કોઈ વાર તો ગમ્મત પણ લાગતી. એ ગૃહસ્થો સાથે બોલતી વખતે એમના ગામમાં અથવા જાતમાં કોઈ એક સંસ્થા ન હોય તો "એવી એકાદી સંસ્થા તમે અગ્રેસરપણું લઇ કાઢો અને તે સંસ્થાને તમારા જેવા કોઇ સારા ગૃહસ્થનું નામ આપો એટલે અનાયાસે સ્મારક થશે અને એ સંસ્થા લોકોપયોગી પણ થશે" એવા ઉત્તેજન[illegible]ી તેમને સમજાવતા.

આ લોકો પા[illegible] .જે આપણને એક નવો રસ્તો દેખાયો એમ સ[illegible] .ાસેત થતા અને પછી પોતાને કામે લાગતા. આ માણસો જ્યારે ચાલ્યા જતા ત્યારે હું માત્ર જાણી જોઈને દીવાનખાનામાં જઈ પુછતી કે આજે તમે આ લોકોને ક્યાં ક્યાં કામો સોંપ્યાં. કામ સોંપવાનું તો બહુ સારી રીતે આવડે છે. વળી ચમ[illegible] એ કે જે લોકોને કામ કરવાનું

સોંપ્યું છે તે લોકો તે વિશે કંટાળતા નથી. ઉલટું આજે અમે કાંઇ નવું શિખ્યા છીએ એમ માને છે.

ઈ. સ. ૧૮૯૫ ના જુન મહિનામાં મહાબળેશ્વરથી વઠાર આવતી વખતે વાઇની આગળ તથા વાઠારની આણીમેર એક રડતુંડી નામનો ઘાટ રસ્તામાં આવે છે, તે ઘાટ પાસે અમે આવ્યાં. પેહેલાં જ્યારે અમે સ્વારીમાં ફરતાં હતાં ત્યારે "પોતા"નો એવો નિયમ હતો કે રોજ બાર કોસ કરતાં વધારે બળદીયાને અથવા ઘોડાને કામ આપવું નહિ, અને રસ્તામાં જો ઘાટ આવે તો ઘાટ પુરો થાય ત્યાં સુધી "પોતે" પગે ચાલતા, ગાડીમાં બેસતા નહિ. અને ઘોડાઓને આસ્તે આસ્તે ચલાવી લાવ, એમ કોચમેનને તાકીદ આપતા. એ પ્રમાણે અમારી ગાડી જો કે ભાડાની હતી તો પણ ઘાટ નજીક આવતાંજ "પોતે" નીચે ઉતરી ચાલવાનો આરંભ કીધો. ચી. સખુ તથા નાનું એ બન્ને છોકરાંઓ અનુક્રમે સાત તથા અઢી વરસનાં હતાં. એ બંનેને ગાડીમાં રાખી તથા સિપાઇને એમની પાસે બેસાડી ગાડી સંભાળીને લઈ આવ, એમ કોચમેનને સમજાવી કહીને હું "પોતા"ની સાથે ચાલવા માટે નીચે ઉતરી; પણ બંને છોકરાંઓ અમે તારી સાથે ચાલવાંના એમ કહી ગડબડ કરવા લાગ્યાં. એમને સમજાવી હું આગળ ચાલવા લાગી. એટલામાં દસ મિનિટ વીતી ગઇ. "પોતે" તો ગાડીમાંથી ઉતરતાંજ ચાલવાની શરૂઆત કરી, તેથી એટલી વારમાં નજર પહોંચે એટલે દૂર ગયા હતા; તેથી એમની પાસે જઇ પહોંચવા સારૂ

હું બની શકે તેટલી જલદીથી ચાલતી હતી, અને રસ્તામાં માણસ ન હોય ત્યારે થોડુંક દોડતી પણ હતી.

સાંજનો વખત હતો. "પોતા"ને દુરથી થોડું દેખાતું, વળી સાથે કોઈ માણસ પણ લીધેલો ન હોતો, એવામાં જો સામેથી કોઇ ગાડી આવે તો કદાચિત્ તેનો "પોતા"ને ધક્કો લાગે એવી બીકને લીધે હું એટલી ઉતાવળ કરતી હતી.

હું પાસે આવી એટલે જરા ધીમેથી ચાલવા લાગ્યા. "પોતે" મારા કરતાં ઉંચા હોવાને લીધે મારા કરતાં પગલાં લાંબા પડતાં, અને ઠીંગણું માણસ "પોતા" ની સાથે ચાલવા સારૂ ઘણી ઉતાવળ કરે તો પણ પહોંચી શકતું નહિ, તેથી અમે બંનેમાં થોડું અતર પડતું. આ હમેશના અનુભવ પ્રમાણે આ વખતે પણ અમો બન્નેમાં ૧૦–૧૨ પગલાંનો તફાવત પડયો. ખરૂં જોતાં મને પાસે આવેલી જોઇ હમેશ પ્રમાણે ઉભા રહી મારે માટે આસ્તે આસ્તે ચાલવાનો આરંભ થાત. પણ આજની વૃત્તિ જુદી હતી, સાંજનો વખત હતો, સૂર્ય અસ્ત પામીને પ્રકાશથી જગત્ પ્રદીપ્ત થયું હતું. અને ઉંચા ઘાટપરથી નીચે આવી રહેલા આસપાસના ચિત્ર વિચિત્ર દેખાવ તરફ "પોતા"ની દૃષ્ટિ લાગી રહી હતી. આવા ગંભીર સમયે "**ऐसें भाग्य कई लाहता होईन अवघे देखे जन ब्रह्मरूप.**" એ અભંગ ઘણી તલ્લીનતાથી ફરી ફરી બોલતા હતા, તેથી હું પાસે આવી એ "પોતા"ના લક્ષમાં આવ્યું નહિ.

એ પ્રમાણે અમે એક બીજાથી થોડે અંતરે ચાલતાં ચાલતાં ઘાટના મથાળા પર આવી પહોંચ્યા. ત્યાં એક પુલની પાસે બે મોટા કાળા વીંછી (કે જે ચાર સાડા ચાર ઈંચ લાંબા અને દોઢેક ઈંચ પહોળા હતા) એ પોતાના આંકડા પીઠ ઉપર ઉંચા કર્યા હતા, અને તે ટચલી આંગળી જેવા જાડા હતા; એનો રંગ કાળા ગોળના પક્કા પાક જેવો હતો, તે બન્ને કાળા વીંછી એક બીજાની પછવાડે ઉતાવળે દોડતા હતા.

"પોતા"ના પગલાં તરફ મારી નજર હોવાને લીધે મારી નજરે તે ઓચિંતા પડ્યા ને બીજું અથવા કે ત્રીજું પગલું તે મંકોડા પર પડશે એવી બીક મને લાગી. અને હું અતિશય ગભરાઈ. કદાચિત્ મેં મોટેથી બુમ પણ પાડી હોત; પણ કોણ જાણે શું થયું. મને લાગ્યું કે કાળા વીંછી પર પગલું પડવાની પહેલાં મારે એમની પાસે જવું અને હાથ વડે એક કોરે ખેંચી લેવા એવા વિચારથી હું જોરથી દોડવા લાગી; પણ ત્યાં જઈ પહોંચી એટલામાં "પોતે" તે વીંછીને ઓળંગી બે ત્રણ પગલાં આગળ ગયા હતા.

આ બધી હકીકત લખતાં પાંચ દશ મિનિટો લાગી; પણ આ વાત બનતાં પાંચ દશ સેકંડ પણ લાગી નહિ. રસ્તામાં દોડતી વખતે "રસ્તામાં વીંછી છે. પગ પડશે હોં," એમ પોકારી મારાથી કહેવાયું નહિ. અને હવે વીંછીપર પગ પડશે એમ મારા મનમાં આવી મારા જીવને ઉચ્ચાટ થવા લગ્યો ને ગભરાટ થયો. નિમિષાર્ધ મારી બન્ને આંખો પોતાની મેળે બંધ થઇ ગઈ. પણ તાબડતોબ આંખ ઉઘાડી

જોયું તો વીંછીને ઓળંગીને "પોતે" આગળ ગયા હતા અને જોરથી ચાલતા હતા. એ જોઈ મને ઘણોજ આનંદ થયો. અને આટલા મોટા સંકટમાંથી સંરક્ષણ કર્યું માટે ઇશ્વરનો મેં આભાર માન્યો. આ બધું એટલા વખતમાં થયું, એ કહેવું મુશ્કેલ છે. મેં પાસે જઇ ગભરાઇને, "પગમાં કાંઈ લાગ્યું તો નથી ને?" એ પ્રમાણે પુછ્યું; તેથી પોતાને જરા જરા નવાઈ લાગી, અને તુરત ઉભા રહી મારા તરફ જોઈ બોલ્યા "શું પુછે છે? શું થયું છે? આટલી બધી હાંફી કેમ ગઈછે? ગાડી ક્યાં છે?" વગેરે એક પછી એક પ્રશ્નો પુછવા લાગ્યા. ગાડીને કાંઈ પણ હરકત થઈ હશે અથવા ઘોડા દોડી ગયા હશે, એમ કાંઇક "પોતા" ને લાગ્યું, તેથી એમ પુછ્યું, એમ હું સમજી અને તેથી મેં એકદમ કહ્યું, "કાંઇ નહિ. પછવાડે ગાડી આવે છે. હું જરા ઉતાવળી ચાલી ને ટેકડી ચઢી તેથી હાંફી ગઇ. જરા બેસો એટલામાં ગાડી આવી પહોંચશે. હવે ચઢાવ પુરો થઇ ગયો છે. હવે ગાડીમાં બેસવા શી હરકત છે?" એટલું કહ્યું તો પણ નીચે બેઠા નહિં. ત્યારે મેં આજીજી કરી કહ્યું, "થોડો વખત નીચે બેસો ને? તમે કેટલા બધા થાકી ગયા છો." ત્યારે કહ્યું, "કોણ થાકી ગયું છે.? હું? હું જરાએ થાક્યો નથી. પુરૂષોનો જન્મ તો શ્રમનાં કામો કરવા માટેજ છે. અમે થાકી જઈશું તો કેમ ચાલશે? અમો માણસો તો ગુફાઓમાં તથા ડુંગરામાં ફરનારા. તું થાકી ગઇ છે, તેથી મારે માથે નાંખેછે ત્યારે હું થાકી ગઈ છું', એમ કહેની! એટલે હું તારે માટે નીચે બેસું."

મેં તુરતજ કહ્યું, "હા હું ખરેખર ઘણીજ થાકી ગઈ છું. મારે માટે તો નીચે બેસો."

પછી સડકની બાજુએ સફેત પત્થર ગોઠવેલા હોય છે તેપર અમે બંને જણ બેઠાં. ગાડી આવવાને ઘણો વખત હતો તેથી મેં પેલા વીંછીની વાત કહી. તે સાંભળી કહ્યું "હવે તું શા સારૂ ગભરાઈ, તે હું સમજ્યો. તે વખતનો તારો ગભરાયલો અવાજ તથા બીધેલી મુદ્રા જોઈ હું અચરજ પામ્યો ને ગાડી વિશે મને ફિકર લાગી."

મેં કહ્યું, "આજે કેટલા સંકટમાંથી છુટયા! તે મંકોડાને જો ફકત પગ અડયોજ હોત તો તે કરડ્યા હોત; પછી શું દશા થાત! આવી સાંજની વખતે આવા જંગલમાં ઓસડ ક્યાંથી મળત! આવે સમયે કોની સહાય મળત!" એમ બોલતાં બોલતાં મારૂં હૈયું ભરાઈ આવ્યું અને રોવું પણ આવ્યું.

ત્યારે "પોતે" થોડો વખત શાંત રહી પછી મને કહ્યું "હવે સંકટ નષ્ટ થયું છે ને! હવે બીવાનું કારણ શું છે? એપરથીજ જો કે પરમેશ્વર હમેશાં આપણી સાનિધ્ય છે, અને દર પગલે આપણને સંભાળે છે. વીંછીપર પગ પડતાં સેહેજ પેલી કોર પડયો એમ મને લાગે છે. તે ગમે તેમ હોય તોપણ આ બધું ઇશ્વરેચ્છાથીજ બન્યું; એમાં સંશય નથી. એના મનમાં જો રક્ષણ કરવાનું હોય તો કોઈ તરફ પણ હાનિ થાય નહિ. માત્ર આપણે તે પ્રમાણે વિશ્વાસ રાખવો જોઇએ. આ ઉપરથી તને શિખામણ મળતી નથી કે? તુકારામ બુવાએ

કહ્યું છે "**જેથેં જાતોં તેથેં તૂં માઝા સાંગાતી, ચાલવિશી હાતિ ધરૂનીયા**" ॥ આ અભંગમાં કેટલું બધું સત્ય છે? તે પુરૂષને અને તેની નિઃસીમ ભક્તિને ધન્ય છે! આપણને જ્યારે અનુભવ મળે છે. ત્યારેજ આવા વચન સાચાં લાગે છે. આપણા જેવા દુર્બળ માણસો એમના જેવી દૃઢ ભક્તિ મનમાં રાખે તો આપણે સામર્થ્યવાન થઈએ અને આપણું કલ્યાણ થાય."

આમ બોલતા હતા એવામાં ગાડી આવી પહોંચી. રાત્રે આઠ વાગ્યાની ગાડીએ જવું હતું, તેથી ગાડીમાં બેસી અમે વાઠાર આવ્યાં અને ત્યાંથી રેલવેમાં બેસી પુણે આવ્યાં.

---

# ભાગ વીસમો.



## માંદા માણસની માવજત.

ગમે તેટલું છેટેનું સગું કે નોકર ઘરમાં માંદુ છે, એવી ખબર પોતાને કાને જાય કે તાબડતોબ તે માંદો માણસ જે ઓરડામાં સુતો હોય તે ઓરડામાં "પોતે" જઈ તેની ખબર પુછતા અને ડૉકટરને બોલાવી એની દવા પાણીની વ્યવસ્થાનું તારી દેખરેખ નીચે કર, બીજાને સોંપતી નહિં, એમ મને તાકીદ કરતા એટલુંજ નહિ, પણ તે માણસ સાજો થઈ જ્યાં સુધી હરે ફરે ત્યાં લગણ દરરોજ બંને વાર જમતી વખતે તેની પુછપાછ કરવા ભુલતા નહિ. તે

વિશે મને ઘણી નવાઈ લાગતી અને હું કોઈવાર કહેતી કે, "આ બધાં કામોમાં તથા અનેક તરેહના વિચારમાં મન રોકાઇ ગયેલું છતાં, કોઈ કોઇ વખતે તો ઘરના માણસો સાથે બોલવાની ફુરસદ પણ મળતી નથી છતાં, આવી નાની સરખી વાતો વિશે હમેશાં બે વખત પુછપાછ કરવાનું કેમ યાદ રહેછે વારૂ ? મને તો એકાદી વાત કરવાની છે એવું જાણી જોઈને યાદ રાખવા પ્રયત્ન કરૂં, તોપણ તે યાદ આવતી નથી. તેમાં વળી વધારે કામ હોય તો મુદ્દલજ યાદ આવતી નથી. તે વિશે મને પણ કોઈ કોઈ વાર પોતાપર ઘણો ગુસ્સો આવેછે વળી આ ભુલકણા સ્વભાવને લીધે આપ પણ ગુસ્સે થાઓ છો, તે તો જુદુંજ. જે કામ કરવાનું હોય તે વસ્તુ અગર તે માણસ આંખ સામે આવ્યા વગર પોતાની મેળે યાદ આવતીજ નથી."

ત્યારે કહ્યું, "કોઈ પણ કામની યાદ રહેવી તે તે કામ સારૂ જેટલી ફિકર લાગતી હોય તે પર, તેમજ આપણા પરની જવાબદારી પર આધાર રાખે છે. આ બંને વાતો વિશે જો કાળજી ન હોય તો કોઇ પણ વાત યાદ રહે નહિ. જે વાત અંતઃકરણ સુધી પહોંચે છે એટલે કાળજા સુધી પહોંચે છે, તેને ઘણું ખરૂં કોઈ ભુલી જતું નથી. જે વખતે આપણું મન ઘણા દુઃખથી, ફીકરથી અથવા તીવ્ર વેદનાથી વ્યાપ્ત થાય છે ત્યારે આને અપવાદ આવે છે. પણ આવો વખત ક્વચિત્‌જ આવે છે અને આવે તો પણ તે વાતને કોઇ દોષમાં ગણતું નથી."

ઇ. સ. ૧૮૯૬–૯૭ ની સાલમાં જ્યારે મુંબાઇમાં પહેલીવાર પ્લેગ ચાલ્યો, ત્યારે આ પ્લેગના રોગ વિશે કોઇને માલમ પણ નહોતું. તો પછી તેના આટલાં બધા ઉગ્ર સ્વરૂપની કલ્પના તો ક્યાંથીજ હોય ? પહેલે તો અમને જ્યારે આ રોગથી ખબર મળી ત્યારે તે વાત અમને સાચી લાગી નહિ. જો ગળીનો પાક સારો ન ઉતરે તો એવાજ કાંઈ અદ્દભુત થતા અસંભવનીય ગપ્પાઓ ગળીઆરાઓ ઊઠાવે છે, એવું અસલના જુના લોકો કહેતા. તે વાતો યાદ આવી હું એમ માનતી કે " ગરદન તોડી, " "ઘુંટણ તોડી," "મહામારી " એવા નામના રોગની જે ગપો ઊડતી એમાંનીજ આ " એક ગપ્પ હશે. પણ જ્યારે " ટાઈમ્સ " " ગેઝીટ " અને ઍડવોકેટ"માં આ રોગવિશે તથા તેની ઉગ્રતા વિશે કોલમો ને કોલમો ભરાઇ આવવા લાગ્યાં ત્યારે અમારૂં લક્ષ તે તરફ ખેંચાયું. થોડા દિવસ પછી મને મારા ત્રણ નોકરોએ આવી કહ્યું કે, કોઠારમાં સ્નાનગ્રહમાં તથા બગીચામાં ઉંદર બહાર આવી બેસે છે. ને થોડીજ વારમાં મરી જાય છે. પણ વર્તમાન પત્રોમાં જ્યાં સુધી મેં તે વિશેના સમાચાર વાંચ્યા નહોતા, ત્યાં સુધી મને તેની કાંઈ નવાઈ લાગી નહીં. અને મેં તે વિશે " પોતા " ને પણ કાંઇ કહ્યું નહિં. ઉલટું નોકરોને કહ્યું " ઊંદરો પોતાની મેળેજ મરી જાય છે. તે ઠીકજ થયું. હાલ ચારે મેર ઘણા ઉંદર થઇ ગયા છે. એમને મારવા સારૂ કમિટિના લોકોએ ગટરમાં ઝેર નાખ્યું હશે. અને તે ખાઇને તેઓ ગભરાઇને મરી જતા હશે. "

એ પ્રમાણે ૭–૮ દિવસ ગયા પછી એક દિવસે ટાઈમ્સમાં એમ આવ્યું કે, આપણા ઘરમાં જો ઉંદર પડે અને પોતાની મેળે મરી જાય તો આપણા ઘરમાં પ્લેગનું ઝેર આવ્યું છે એમ સમજવું. અને જો તેમ બને તો તે ઘરમાં રહેવું સલામતી ભરેલું નથી. એકદમ તે ઘર છોડી બીજે કાંઈ રહેવા જવું જોઇએ. એ વાંચી મને બોલાવીને કહ્યું કે, આ હકીકત બરાબર વાંચી લે અને તે વિશે ખબરદારી રાખ. આપણને પણ કયા દિવસે બહાર જવું પડશે તે કહી શકાય નહિ. એ બધું મેં સાંભળી લીધું અને હું કાંઈ બોલી નહિ.

સવારનાં મને કામ ઘણું રહેતું, માટે હું બપોરે વર્તમાન પત્ર વાંચીશ, એમ કહી એક બાજુએ તે ઉપાડીને મેં મુકયું અને બપોરે વખત મળતાંજ વાંચ્યું, ત્યારે એકદમ મારા લક્ષમાં આવ્યું કે પ્લેગનું ઝેર અમારા ઘરમાં છે, અને હવે આ ઘરમાં રહેવું સલામતી ભરેલું નથી. તેથી "પોતે" ઘેર આવ્યા એટલે તુરતજ આ વાત મેં એમને કહી અને કહ્યું કે, કાલેજ આપણે બીજી જગ્યાએ રહેવા જઈશું. તે સાંભળી બીજે દીવસે વાલકેશ્વર મહાલક્ષ્મી ચોપાટી વગેરેપર અમે ૫–૬ ઘરો જોયાં, પણ તેમાંથી એક પણ ઘર અમને પસંદ પડયું નહિ. પ્લેગનું આ પહેલુંજ વરસ હોવાને લીધે હાઈકોર્ટમાંના વકીલ લોકોએ કોર્ટને અરજ કીધી કે, પ્લેગને લીધે સ્થળાંતર કરવાની અમને જરૂરીઆત છે, ને જો તેમ અમે કરશું તો કોરટમાં અગિઆર વાગે હાજર રહેવું અશક્ય થશે. તે માટે કોરટે અમારી કાંઇ પણ તજવીજ કરવી. એ અરજ

કોર્ટે સાંભળી અને અગીઆર વાગ્યાનો વખત હતો તેને બદલે સાડાબારનો વખત કર્યો, અને એમ ઠરાવ્યું કે અઠવાડીઆમાં ચારજ દિવસ કામ ચાલશે અને બાકીના ત્રણ દિવસ રજા પડશે. સોમવાર, મંગળવાર, બુધવાર તથા ગુરૂવાર, એમ ચાર દિવસ કોર્ટ ચાલતી. ગુરૂવારે બે વાગ્યાથી સોમવારે બાર વાગ્યાસુધી રજા હોવાને લીધે મુંબાઈ છોડી જે લોકો બહાર ગામ રહેવા ગયા હતા તે લોકોને આ રજા ઘણી અનુકૂળ તથા સુખાવહ લાગી. અસ્તુ.

અમને હજુ સુધી ઘર મલ્યું ન હોતું. તેથી અમે પહેલાંનાજ ઘરમાં રહેતાં હતાં. એક દિવસે સવારે ઉઠી હું નીચે આવી અને મેં જોયું તો મને એવી ખબર પડી કે અમારી રસોઈ કરનાર બાઇનો દીકરો ચાલતાં થોડો લંગડાતો હતો. તે છોકરાની ઉમર ૧૬–૧૭ વરસની હતી; અને સ્વભાવે ઘણો ભોળો હતો. તે બન્ને બચ્ચાંઓ સાથે રમતો હતો. તેને મેં બોલાવ્યો અને પુછ્યું, "કેમ કેશવ, આજે તું લંગડાતો કેમ ચાલે છે?" તે સાંભળી તે કહેવા લાગ્યો, "મને તાવ આવ્યો નથી તેમજ કોઈ જગ્યાએ દુખતું પણ નથી" એમ કહી તે ગભરાયેલા જેવું મોં કરી આજુ બાજુ જોવાલાગ્યો.

તેની જોવાની રીત તથા ગભરાયલો ચહેરો જોઇ મને સંશય ઉત્પન્ન થયો, અને મેં એક નોકરને કહ્યું કે, "સખુને તથા નાનુને તું ઉપર લઈજા, અને તેમને ત્યાંજ રમવાદે, નીચે લાવતો નહિ. પણ મને ઉપર થરમૉમિટર છે તે લાવી આપ,"

મેં કહ્યામુજબ તે બચ્ચાંને ઉપર લઈ ગયો, અને મને થરમૉમિટર લાવી આપ્યું, તે મેં તેના હાથમાંથી લીધું અને કેશવને તે મુકવા કહ્યું અને પુછ્યું કે, "કેમ તને કાંઇ દુખે છે કે? ગાંઠ વગેરે કાંઈ દેખાય છે?"

તેણે સાફ નાપાડી તથા મારી ખાત્રી કરવા સારૂ બધા સાંધા દાબી દેખાડવાનો પ્રયત્ન કીધો; પણ તેણે એમ કર્યાથી મારો શક વધારે મજબુત થયો; અને હું વિચાર કરવા લાગી કે સાચી વાત શું છે તે એના મનમાંથી કાઢી લેવા સારૂ મારે શું કરવુ? એની પાસેથી થરમૉમિટર પાછું લઇ મેં જોયું ત્યારે પારો ૧૦૨ ડીગ્રી પર ચઢયો હતો. ત્યારે થરમૉમિટર તરફ તથા કેશવ તરફ જોતી હું ૨–૩ મિનિટ સુધી એમની એમ સ્તબ્ધ ઊભી રહી. કેશવે ગભરાઇ પુછ્યું, "શું જુઓ છો? તાવ માપવાની શીશીમાં કાંઈ તાવ બાવ નથીને?"

ત્યારે મેં તેના તરફ જોઇ તાબડતોબ કહ્યું, "કેશવ, તું ભોળો છે, પણ મને ફસાવવાનો પ્રયત્ન કરે છે? અરે મૂર્ખા, તાવ તો શું પણ તને ગાંઠ પણ થઇ છે. એ તાવની શીશી પરથી સ્પષ્ટ દેખાય છે; અને તું તો તે વિશે ના કહે છે?"

તે વખતે તે છેકજ રોવાજેવો થઈ ગયો, ને ગભરાઈ જઇ કહેવા લાગ્યો, "ખરેખર, માત્ર એક સોપારી જેવડીજ ગાંઠ છે; પણ તે દુખતી નથી. મને શું માલમ કે તમને તાવની શીશીમાં તે દેખાશે?"

આ બધો પ્રકાર જોઈ તથા સાચી વાત શું છે તે જાણવાથી જો કે મને ઠીક લાગ્યું; પણ ખરેખર ફીકર તથા બીક ઘણી

લાગી. મેં તેને તાકીદ આપી કે, " તું પેલી કોરના ઓરડામાં જઈ સુઈજા, ને બહાર આવતો નહિ ને આખા ઘરમાં ફરતો નહિ " એમ કહી હવે શું કરવું એના વિચારમાં હું પડી.

રસોઈ બધી તૈયાર થઈ હતી. જમીને કોર્ટમાં જવાનો વખત થયો હતો. આ વખતે આ બધી વાત મારે કહેવી કે નહિ, કહીશ તો જમવાનું ભાવશે નહિ ને ભુખ્યા રહેશે; પણ કહ્યા વગરએ ચાલશે નહિ; કારણ કે સાંજે આ બંગલામાં જમવાનું નહિ, તેમજ સુવાનું પણ નહિ, એવો મેં મારા મનમાં પક્કો નિશ્ચય કર્યો હતો. તેથી રોજની જગ્યાએ થાળીઓ ન મુકતાં મોટા દિવાનખાનામાં બધી બારીઓ ઉઘાડી તથા ફિનાઇલ છાંટી ને થાળીઓ મુકી. રોજ કરતાં જરા મોડું થયું હતું, તેથી જમવા તરફ તેમજ આજે જગ્યા શાસારૂ બદલી તે તરફ લક્ષ ગયું નહિ; પણ છેલ્લી વખતનો ભાત જ્યારે પીરસ્યો ત્યારે પુછ્યું કે, " આજે જમવાની જગ્યા કેમ બદલી છે ? "

ત્યારે મેં કહ્યું કે, " આજે ઘરમાં ઉંદર પડ્યા છે. સાંજે ક્યાં જવાનો બંદોબસ્ત કરી શું ? "

ત્યારે કહ્યું, " આજથી ત્રણ દિવસ સુધી કોર્ટમાં રજા છે. બપોરની ગાડીએ આપણે લોનાવલા જઈ શું. જરૂર પુરતીજ વસ્તુઓ લઈ તથા બચ્ચાંઓને લઇ તું બોરી બંદરના સ્ટેશનપર આવ. હું કોર્ટમાંથી બહારો બહાર સ્ટેશનપર આવીશ અને પછી આપણે સાથે આગળ જઈ શું."

ત્રણ વાગતા સુધીમાં મેં ઘરમાંનું બધું કામ પુરૂં કર્યું, અને બંદોબસ્ત કરી તે માંદા છોકરાને તથા તેની માને ઈસ્પિતાલમાં મોકલાવ્યાં. પહેરાવાળાને તથા સિપાઇને કહ્યું કે, "તમે ખુલ્લી દેવડીપર બને તેટલો વખત કહાડો, અને બને ત્યાં સુધી બંગલામાં જતા નહિ. સંભાળીને રહેજો" એમ કહી ઘરમાંના બધા જોખમવાળા માલની પેટીઓ ભરી સાથે લીધી. પેહેરાવાળા સિપાઇ, "પોતાના" રીડર, સખુના માસ્તર અને ચાર પાંચ વિદ્યાર્થીઓનો જમવાનો તથા રહેવાનો બંદોબસ્ત ચાર પાંચ દિવસ સારૂ અમારી સામે રહેનારા શેઠ વીરચંદ દીપચંદના તબેલાની મેડીપર કરી આપ્યો; અને તેમને જરૂર લાગે તે ચીજ મંગાવવા સારૂ પૈસા પણ આપીને હું સ્ટેશનપર ગઇ. તે વખતે "પોતે" પણ સ્ટેશનપર આવી પહોંચ્યા હતા; તેમજ ગાડી ઉપડવાનો વખત પણ થયો હતો. તેથી અમે બધાં જઈ ગાડીમાં બેઠાં અને રાત્રે દસ વાગે લોનાવલા ઉતર્યાં.

બીજે દિવસે નવ દસ વાગે અમને તાર આવ્યો કે, મુંબાઈમાં તેજ રાત્રે બંગલાપર પહેરો કરનારા પરદેશી પેહેરાવાળાને અને અમે લોનાવલા જે સિપાઇને લઈ ગયાં હતાં તેના માતાદીન નામના ભાઇને એકદમ પ્લેગ થયો છે. મારો ભાણેજ લોનાવલા આવ્યો હતો તેને તથા દુર્ગાપ્રસાદ સિપાઇને મેં પાછા મુંબાઇ મોકલ્યા ને ત્યાંનો બંદોબસ્ત કરવા કહ્યું. આ ખબરમેં "પોતાને" ઉપલકજ કહી હતી, પણ ફીકર લાગવા જેવી તથા ત્યાં લક્ષ ચોંટી રહે એવી ખબર કહીજ નહોતી.

માત્ર આ બન્ને જણાને મેં એક બાજુએ બોલાવીને કહ્યું કે, "તમે પોત પોતાની સંભાળ રાખજો ને ત્યાં જઈ માંદા માણસોને ઈસ્પિતાલમાં મોકલાવો. મેજીસ્ટ્રેટ પર ચીઠી આપી છે, તે પ્રમાણે તેઓ પેન્શનર પોલીસ મોકલશે, તેને બંગલાનો પેહેરો ભરવા કહી તમે બહાર વિદ્યાર્થીઓ રહે છે તે બંગલામાં જઈ રહેજો."

આ બધી વ્યવસ્થા હું "પોતાને" જણાવ્યા વગર કરતી હતી. કારણ કે કોઇ પણ માંદુ હોય, તો તેની પુછપરછ કર્યા વગર તથા તેનો બરાબર બંદોબસ્ત કર્યા વગર ચેન પડે નહિ, એવો "પોતાનો" સ્વભાવ હતો. બીજા મંદવાડની વાત જુદી હતી. પણ આ રોગ ચેપી છે તેથી બને ત્યાં સુધી આ-રોગથી "પોતાને" દૂર રાખવા જોઇએ. "પોતે" આવે સમયે પોતાનું સંરક્ષણ કરવાના હેતુથી દૂર રહેશે નહિ એ મને માલમ હતું, તેથી બને ત્યાં સુધી આ માંદા માણસોની ખબરજ પડવા દેવી નહિ. મારા સમજવા મુજબ કાળજીથી બંદોબસ્ત કરવો એટલે બસ. તેમાં બેદરકારી પણું કરવું નહિ. એ પ્રમાણે મેં પક્કો નિશ્ચય કર્યો હતો, અને તેજ ધોરણે હું આ બધું કામ કરતી હતી.

અમે મુંબાઇથી નીકળતાં પહેલાં રસોઇઅણ ના છોકરાને પ્લેગ થયો છે એ ખબર જો "પોતાને" પડત તો તે દિવસે ઘરમાંથી લોનાવલા જાત નહિ; એટલુંજ નહિ પણ તેને ઇસ્પિતાલમાં મોકલતી વખતે તે બાઈ એટલી રોતી હતી અને કાલાવાલા કરતી હતી કે જો તે "પોતે' જોયું હોત તો તે

ચેપી રોગની પરવા ન રાખતાં તે મા દીકરાને ઘરમાંજ રહેવા દો, ઈસ્પિતાલમાં મોકલતાં નહિ એમ સાફ કહેત. અને એકવાર જો એમ કહ્યું તો તેમ કરવાની અમને ફરજ પડત, એવી મારી પાકી ખાત્રી હતી, તેથી લોનાવલા પહોંચ્યા પછી બીજે દિવસે તાર આવ્યો ત્યાં લગણ મેં "પોતાને" એ વાત વિશે કાંઈ કહ્યું નહિ. પણ જ્યારે તાર આવ્યો ત્યારે આ બધી છાની રાખેલી વાતની ખબર પડી, અને મારી પર ઘણા ગુસ્સે થયા. પણ આ બધું જાણશે ત્યારે કેટલા ગુસ્સે થશે તે હું જાણતી હતી. અને આ બધું મેં જાણી જોઇને કરેલું હોવાથી મને તે માટે ઘણું ખોટું લાગ્યું નહિ. હવે આ બન્ને માણસો વાસુદેવ તથા દુર્ગાપ્રસાદને મોકલવાની વ્યવસ્થા "પોતાને" સાધારણ રીતે જણાવી ને કરી હતી, તો પણ તેઓ મુંબાઈ જવા રવાના થયા પછી સાંજ સુધી, "આપણે આ વખતે મુંબાઈમાં હોત તો ઘણું સારૂં થાત," એમ મને ત્રણ ચાર વાર કહ્યું. તે ઉપરથી હું સમજી કે જો કે બહારથી શાન્તતાથી રોજની પેઠે સઘળું કામ ચાલતું હતું, પણ મન તો મુંબાઇમાંજ હતું.

આ તરફ એ બન્ને જણા મુંબાઈ જઈ ટ્રામમાં બેઠા, ત્યારે દુર્ગાપ્રસાદે કહ્યું, "વાસુદેવરાવ, મારી જાંઘમાં થોડું દુઃખે છે, અને ટાઢ પણ વાય છે"

આ સાંભળી વાસુદેવને લાગ્યું કે મુંબાઈ આવવાથી આ બ્હી ગયો છે, અને તેથી એને અમથો ભાસ થાય છે. તેથી તેણે એના બોલવાની મશ્કરી કરી. ઘેર જતી વખતે તેઓએ

કમિટીની ગાડી મંગાવી અને બંગલામાં જે બે માંદા માણસો હતા તેમને ઈસ્પિતાલમાં મોકલી દીધા, અને આ બન્ને જણા વિદ્યાર્થીઓની મેડીપર રહ્યા. જેની જાંઘમાં દુખતું હતું તે દુર્ગાપ્રસાદ સિપાઇને તેજ રાત્રે બાર વાગે ટાઢ ભરાઇ આવી અને તાવ આવ્યો, અને સવારના ચાર પાંચ વાગે તેના કાનની પછવાડે બીલા જેવડી બે ગાંઠો જણાઈ. એ વાત અમને ત્રીજે દિવસે એટલે શનિવારે બપોરે બાર વાગે તાર આવ્યો ત્યારે માલમ પડી. જે વખતે "પોતાના" હાથમાં તાર આવ્યો, તે વખત જમવા બેસવાનો હતો. પણ તાર વાંચતાંજ ઘણી ફીકરમાં પડી ગયા ને મોઢું છેક ઉતરી ગયું ને એકદમ કહ્યું કે, "હું આજે બપોરની બે વાગ્યાની ગાડીમાં મુંબાઇ જાઉં છું અને ત્યાંનો બધો બંદોબસ્ત કરી પાછો આવીશ."

મેં કહ્યું, "જાતે જઇને તે વળી બંદોબસ્ત શો કરવાનો છે?"

એ સાંભળી જરા કંટાળીને બોલ્યા, "એમ ઘેલી જેવી શું પુછે છે? વખત ક વખત જોવો કે નહિ? આવે સમયે બીજી વ્યવસ્થા તે શું કરવાની હોય? કોઇ એકાદી સારી જગ્યા જોઇ ત્યાં જોઈતા સામાન તથા વિદ્યાર્થીઓને રહેવાની વ્યવસ્થા કરવા મારે આજ ને આજ જવું જોઈએ."

જો કે આ વખત ફીકરનો ને તેથી ગુસ્સાનો હતો તો પણ આ બોલવું સાંભળતાં મને હસવું આવ્યું; પણ હું પીરસતી હતી, એટલે એકદમ રસોડામાં ચાલી ગઈ; નહિ તો આવે વખતે મને હસતી જોઈ ઘણા ગુસ્સે થાત મને તો આ વખત "પોતાના" બોલવા પરથી ઘણું હસવું આવ્યું. સ્વભાવ

એટલો માયાળુ તથા કાળજીવાળો હતો કે આ માંદા માણસોની ખબરથી મન એટલું અસ્વસ્થ થયું હતું કે આપણે જે કામ કરવાનું મનમાં ધાર્યું છે તે પોતાનાથી કેટલું થશે, એવો અથવા ઘર સંબંધી કોઇ પણ જાતની વાત આજ સુધી પોતે પોતાને માથે લેઈ કીધી છે કે નહિ તેનો વિચાર પણ "પોતાના" મનમાં આવ્યો નહિ, તે માટેજ મને હસવું આવ્યું, બીજું કાંઈ નહીં. તો પણ તે હસવું મેં દાબી દીધું ને કાંઈ જવાબ આપ્યો નહિ. જમી રહ્યા ત્યાં સુધી જેટલું બોલ્યા તે બધું મેં સાંભળી લીધું, અને "પોતે" જમી રહ્યા પછી તેજ થાળીમાં મારૂં જમવાનું પીરસી લઈ પાસેજ પણ જરા એક બાજુએ હું જમવા બેઠી.

હમેશાં રજાના દિવસમાં હું જમી રહું ત્યાં સુધી મો સાફ કરતા તથા અહિં તહિંની વાતો કરતા અને ત્યાંજ બેસતા અને તે પ્રમાણે હું જમવા બેઠા પછી મુંબાઈની વાતો નીકળી. તે પરથી મેં જાણ્યું કે, હવે પહેલાં કરતાં "પોતાના" મનને વધારે શાન્તિ થઈ છે, તેથી આસ્તેથી મેં પુછ્યું, "ત્યારે, આજ મુંબાઇ જવાનું નક્કી ઠર્યું કે?"

"પોતે" કાંઈજ જવાબ આપ્યો નહિ. વિચાર કરતા હોય તેમ દેખાયા. તેથી મેં કહ્યું "મને કહોતો હું આજે આગળ જાઉં. આપ હમણાં કહેતા હતા તે બધાં કામ હું કરીશ. જગ્યા શોધી કાઢી વિદ્યાર્થીઓની તથા આપણા બધાની બધી ગોઠવણ કરીશ, અને બનશે તો રાતની ગાડીએ પાછી આવીશ, નહિ તો તાર કરીશ. બચ્ચાંઓને માત્ર હું સાથે લઈ

જઇશ નહિ. તેઓને આપની પાસે રહેવા દો. તેઓ મારી સાથે આવે તો મને બરાબર કામ કરવા દે નહિ. અને તેઓની માવજત પણ બરાબર થાય નહિ. એક કલ્યાણમાં ઘર છે, અને બીજું ભાંડુપમાં છે, નહિ વારૂ? હુ બન્ને જગ્યાઓ જઈને જોઈશ, અને કોઈ પણ એક જગ્યા પંસદ કરી "આપની" ઈચ્છા પ્રમાણે બધું કરીશ. તે વિશે કાંઇ ફીકર રાખતા નહિ. આવાં કામ "આપે" કોઇ દિવસ કરેલાં નથી, તો હવે શીરીતે કરાશે? માટે મને જવાની આજ્ઞા આપો એટલે હું જાઉં."

આ મારૂં આજીજી ભર્યું બોલવું સાંભળી જરા વિચાર કરી કહ્યુ' "ઠીક છે તું કહે છે તેમજ કર. પણ તું એકલી જઈ ને શું કરીશ? ને તારા વિના છોકરાં અહીંઆં કેમ રહેશે?"

મેં કહ્યું, "તેનો શો ઉપાય? જે કરવાની ખરી જરૂરીઆત છે, તે આપણે કરીએ છીએ. વળી બન્ને ઠેકાણે આપણા ઓળખાણના ઘણા લોકો છે, તે મદદ કરશે. બચ્ચાંઓને રહેવા વિષે ફીકર રાખતા નહિ. તેઓ મારા કરતાં આપની પાસે વધારે આનંદથી રહેશે." એ સાંભળીને મને બે વાગ્યાની ગાડીએ જવાની રજા આપી

વખત થોડો રહ્યો હતો, અને હવે મારૂં મુખ્ય કામ સખુ તથા નાનુને સમજાવવાનું હતું. એમને સમજાવી તમને કયાં રકમંડાં જોઇએ, ખાવા શું જોઇએ, એ પુછી લઈ આવતી વખતે તમારી બધી ચીજો લાવીશ, ભુલીશ નહિ, એમ મેં કબૂલ કીધા પછી તેઓએ આખરે હા પાડી. પણ ફરી મને બચ્ચાંઓએ તાકીદ આપી કહ્યું કે, જો તું કાલે બપોર સુધી

નહિ આવે તો અમે જમીશું નહિ, અને તારી સાથે બોલીશું નહિ. અને ફરી તને એકલીને કોઈ પણ ઠેકાણે જવા દઈશું નહિ !

એમનું એ બોલવું બધું કબૂલ કરી હું ઘરની બહાર નીકળી પ્રથમ કલ્યાણ ગઇ. ત્યાં બે ત્રણ બંગલા જોયા, પણ મને તે ગમ્યા નહિ. વળી એમ મેં સાંભળ્યું કે ત્યાં કોઈ કોઇ વાર પ્લેગના કેસો થતા હતા, તેથી આગળ ભાંડુપ ગઈ. સ્ટેશનથી પગે ચાલતાં જતાં આશરે સાત મિનીટનો રસ્તો થાય તેટલે દુર ધુળીઆના શ્રી બાબા સાહેબ ગરૂડનો મોટો બાગ તથા બંગલો છે તે મેં જઇ જોયો. બંગલો તો ઘણો મોટો ને હવા વાળો હતો, પણ અતિશય નાદુરસ્ત અને ઉજ્જડ દેખાતો હતો; પણ કોમ્પાઉન્ડ મોટો હતો, બગીચો સારો હતો, અને હવા સારી હતી, તેથી તે જગ્યા પસંદ કરી, અને તે બંગલામાં જે કારકુન રહેતો હતો તેને કહ્યું કે, "હમણાંને હમણાં કોઈ માણસ મુંબાઇ મોકલી લીંપનારા મજુરોને તથા ધોળનારાને બોલાવી કામે લગાડો વધારે પૈસા ખરચ થશે તો તેની હરકત નથી; પણ રાત્રે બધી જગ્યા સાફ કરી લીંપી ચુનો છાંટી સવારે રહેવા લાયક થવી જોઇએ" તેણે કહ્યું, "સવાર સુધીમાં હું બધું તૈયાર કરાવી આપીશ" એમ તેણે કહ્યા પછી મેં કાશીનાથને ચીઠી લખી કે, "મેં ભાંડુપમાં ગરૂડનો બંગલો પસંદ કીધો છે. કાલે સવારની ગાડીએ વાસુદેવને, માસ્તરને, તથા બાલકોબાને બધો સામાન લઈ ભાંડુપ મોકલજે; અને તું સાંજે જ્યારે "પોતે" કોર્ટમાંથી આવે ત્યારે

લખવા વાંચવાનો બધો સામાન અને જરૂર જોગી ચોપડીઓ લઇ ભાંડુપ આવજે. કાલે રવિવાર છે. સાંજ સુધી બધી તૈયારી થયા પછી તમે અમને તાર કરજો એટલે અમે નોકરચાકર લઇ સોમવારે સવારે ભાંડુપ આવીશું.

આ બધું પુરૂં થયા પછી રાત્રે દસની ગાડીએ નીકળી એક વાગે હું લોનાવલા આવી ઉતરી ઘેર આવ્યા પછી આખો દિવસ જે કામ કર્યાં હતાં, તે બધાં કહ્યાં ત્યારે એક બે વાર બહાર પડેલા ઉદ્ગારથી મને જણાયું કે, આ બધું સાંભળી પોતે સંતોષ પામ્યા છે.

બીજે દિવસે સાંજે "બધી તૈયારી છે." એવો ભાંડુપથી તાર આવ્યો, ત્યારે તેજ રાત્રે બાર વાગ્યાની ગાડીએ ચાકરોને તથા બજાબાને આગળ રવાના કરી અમે બીજી ગાડીએ ભાંડુપ આવ્યાં આ દિવસોમાં લોનાવલામાં અને ભાંડુપમાં વાસણો, બીછાનાં, બીજાં સાહિત્યો તથા નોકરોની બંને ઠેકાણે સરખી વ્યવસ્થા રાખેલી હોવાને લીધે, અમે જતાં તે વખતે ઘણો સામાન લઇ જવાનો ત્રાસ પડતો નહિ. ફક્ત અહિંથી ત્યાં ફરવા જવા પ્રમાણે જવાનું હતું. સોમવારે સવારે નવવાગે અમે ભાંડુપ આવી પહોંચ્યાં. સ્ટેશનપર વાસુદેવ તથા માસ્તર આવ્યા હતા. અમે ઘેર ગયા પછી "કાશીનાથને વાંચવા બોલાવ" એમ કહ્યું, પણ તે મુંબાઈ ગયો છે, એમ ખબર પડી. અમે આજે અહીંઆં આવાવાના છીએ એ માલમ હતું અને કાલે સાંજે એ છોકરો અહીંઆં આવ્યો હતો, છતાં આજે પૂરી મુંબાઇ કેમ ગયો?

આજે "પોતાને" હરકત પડશે તે બાબત તેને ફીકર નહિ લાગી હોય? એમ માની મને તેના પર ગુસ્સો આવ્યો; પણ "પોતાને" તે વિશે કાંઇ લાગ્યું નહિ; પણ ઉલટું "મુંબાઈ ગયો હોય તો જવાદો, પણ તબીઅત તો ઠીક છે ને?" એમ પુછ્યું.

આટલું થયા પછી સ્નાન કરી જમી કોર્ટમાં જવા માટે સ્ટેશન પર ગયા તે દિવસે બપોરે પણ કાશીનાથ જમવા આવ્યો નહિ. બપોરે બે વાગે અમારો બજાબા નાસ્તાનો ડબ્બો લઇ હમેશ પ્રમાણે કોર્ટમાં ગયો, ત્યારે શિરસ્તેદારે તેને કહ્યું કે, "કાશીનાથની ચીઠી આવી છે ને તેણે લખ્યું છે કે હુ રવિવારે ભાંડુપ ગયો હતો, પણ સોમવારે સવારે તાવ આવ્યો ને ગાંઠ નીકળી તેથી એ વાત ત્યાં કોઇને ન કહેતાં હું છાનો માનો ઉઠી લંગડાતો લંગડાતો સ્ટેશનપર જઇ ગાડીમાં બેઠો, ને ભાયખલાપર ઉતરી હિંદુ ઈસ્પિતાલમાં આવ્યો છું. મારી તબીઅત ઠીક છે. બજાબા સાથે ભાભીને ખબર આપો કે, મને દેસાઇ ડૉકટર સારૂં ઓસડ આપે. આ ચીઠીમેં "પોતાને" (રાવસાહેબને) લખી હોત, પણ અમથા ઘણી ફીકર કરશે અને વળી મારી પ્રકૃતિ એટલી બધી કાળજી કરવા જેવી નથી. ત્રણ ચાર દિવસમાં મને આરામ થશે વગેરે" અને એ ચીઠી એમણે બજાબાને આપી.

બજાબા સાંજના આસરે છ વાગે ભાંડુપ આવ્યો ને તેણે એ બધી હકીકત મને કહી એ સાંભળી હુ ઘણી ફીકરમાં પડી. ઘણી ગભરાઈ ગઈ અને ચેન પડયું નહી. કારણ કે આ

વાતની રાત્રેજ જો "પોતા" ને ખબર પડશે તો જમશે નહિ. આખીરાત ઉંઘ પણ આવશે નહીં એટલુંજ નહિ પણ એવા રાત્રીના સમયે પોહો ફાટતાં પહેલાં ઈસ્પિતાલમાં જઈ તેને જોઈ આવવાનો નિશ્ચય કરશે. મેં સાંભળ્યું હતું કે સૂર્યાસ્તથી સૂર્યોદય સુધીના વખતમાં પ્લેગનો ચેપ ઘણો લાગે છે તેથી આવે સમયે પ્લેગના દરદી પાસે "પોતે" નજાય એવી મારી ઇચ્છા હતી, તેથી હું એ સંકટમાં પડી. વારૂ, ન કહું તો મારા પર દોષ રહેશે એટલુંજ નહિ, પણ ગુસ્સો પણ આવશે કારણ કે આ છોકરો અમારો દુરનો (સાસુજીના પીએર તરફનો) એક સગો હતો. વળી અંગ્રેજી લખવા વાંચવાનું સારૂં જાણતો હતો ને સમજવાની શક્તિ પણ સારી હતી. આ છોકરો જો એકવાર કામ કરવા બેસે તો પાંચ પાંચ છ છ કલાક સુધી ઉઠતો નહિ, તેમજ કંટાળતો નહિ. તે બીજા સાથે મસ્તીથી તથા બે પરવાઇવાળા સ્વભાવથી વર્તતો. ફકત "પોતાના" ઉપર એની ભક્તિ હતી તેથી "પોતાના" શિવાય મને હુકમ કરનાર બીજું કોઇ નથી, એમ તે સમજતો હતો; એટલું બધું હતું તોપણ તે કામમાં હોંશિયાર હોવાને લીધે "પોતાની" તેનાપર ઘણી મેહેરબાની હતી. કોઇ વખતે હું કાંઇ તેની વિરૂદ્ધ ગુસ્સાથી કહું તો તાબડતોબ કહેતા કે તે હજુ નાદાન છોકરો છે, તેમજ કાચો છે. તે કાંઈ ભુલ કરે તો એટલું બધું માહું શા સારૂં લગાડવું? તેને કામ નો બોજો પડેછે તેથી તે ગુસ્સે થતો હશે અને બોલતો હશે, ઉપર ધ્યાન આપવું નહિ એટલે બસ. કામ કરનારા માણસો ઘણા ખરા તીખા સ્વભાવના હોય છે.

આ બધી વાતો હું જાણતી હતી તેથી કાશીનાથ માંદા પડ્યાની વાત તે રાતે જાણી જોઈને મેં કહી નહીં. સાચું કહીએ તો બહારથી આવતાંજ તેને વાંચવા સારૂ બોલાવવાનાજ, પણ ગુરૂવારથી આ લોકોના મંદવાડની ખબરને લીધે "પોતાની" ઉંઘ ઉડી ગઇ હતી તેમાં રવિવારે રાત્રે બે વાગે લોનાવલાથી ગાડીમાં બેસવું પડેલું હોવાને લીધે, પહેલાં પણ ઉંઘ આવેલી નહી અને ગાડીમાં બેઠા પછી પણ આવી નહિ તેથી તે આખી રાત ઉંઘ વગર ગઇ હતી; તેથી ઘેર આવ્યા પછી ઘણા થાકી ગયેલા હોવાને લીધે વાંચનનું નામ કાઢયું નહીં.

ઘેર આવ્યા પછી જમી લીધું પણ ઘણુંજ થોડું જમ્યા અને બીછાનાપર પડી મને કહ્યું, આજે મારૂં માથું તથા શરીર ઘણું દુખે છે. જરા થોડો વખત શરીર દાબ અને બદામનું તેલ માંથાપર ચોળ એટલે ઉંઘ આવે.

પછી મેં ચાકરને બોલાવી પગને માખણ ચોળવા બેસાડયો અને હું દીલ દાબવા લાગી. ઘણો વખત સુધી દીલ દાબ્યા પછી માથે તથા કાનની પછવાડે બદામનું તેલ ચોળતી બેઠી તે ચોળવાથી આસરે દસ વાગે "પોતાને" ઘણી સારી ઉંઘ આવી અને મને ઘણો આનંદ થયો. તે રાત્રેજ માત્ર મને મુદ્દલ ઉંઘ આવી નહિ, એમ કહીશ તો ચાલશે. મેં સવારે ચાર વાગે ઉઠી ચોટલો વાળી સ્નાન કીધું અને રસોઇનું બધું સાહિત્ય ચુલા પાસે કાઢી મુક્યું અને શું રસોઈ કરવાની તે રસોઈઆને કહ્યું એટલામાં પોહો ફાટયો તેથી આસ્તેથી છોકરાંઓને ઉઠાડી બહાર આણ્યાં. સખુના વાળ ઓળયા

અને ન્હવાડીને એને ઘાઘરી તથા પોલકુ પહેરાંવ્યાં અને તેને કહ્યું કે, "તને આજે વાસુદેવ શીખવશે, તારા માસ્તરને હું મુંબાઈ તેડી જાઉંછું. હું વહેલી આવીશ હોં. નાનું અને તું રમજો, ટંટો કરતાં નહિ." તે સાંભળીને તે પોતાને કામે લાગી. નાનુને પણ કપડાં બદલાવી બીજો પોશાક પહેરાવી કોકો પાઇને ફરવા લઈ જવામાટે સિપાઇને સોંપ્યો. આટલું કીધું, એટલામાં "પોતાનો" ચા પીવાનો વખત થયો. માટે મેં ચા બનાવી દીધી અને પોતે તથા મેં પણ પીધી અને વધેલી વિદ્યાર્થીઓને આપી કહ્યું કે, "તમે બધા જણ પીઓ, મને મોડું થાય છે. હું જાઉં છું, આસરે સાડા નવ વાગે પાછી આવીશ." એમ કહી સખુના માસ્તરને સાથે લઈ સ્ટેશનપર ગઈ અને ભાયખલા પર ઉતરી, ભાડાની ગાડી મંગાવી હિન્દુ ઇસ્પિતાલમાં ગઈ.

મથુબાઇ તથા કેશવ પહેલાં એજ ઈસ્પિતાલમાં આવેલાં હતાં. પહેલાં મેં કેશવ પાસે જઇ તેને જોયો. તેને છ ગાંઠ નીકળી હતી; પણ તાવ ઘણો નહોતો, અને જલદી સારો થશે એવું તેના ચિન્હોપરથી લાગતું હતું. તેની મા તેની સારવાર કરતી હતી, તેથી તેને ઘણો આધાર હતો તેને જોઈને જ્યાં કાશીનાથને રાખ્યો હતો ત્યાં હું ગઇ, અને જોયું તો તેને ખાટલા સાથે બાંધી રાખ્યો હતો, પાસે ચાર વિદ્યાર્થીઓ તથા ડૉકટર દેસાઈ ઊભા હતા. એને એકસો પાંચ ડીગ્રી તાવ આવેલો હતો અને બધો વખત તરસ અને ભૂખ તેને લાગતી હતી. ડૉકટર દેસાઈએ મને ધીમેથી કહ્યું કે, "તે

બે ભાન થયો છે. પણ હજુ શુદ્ધિ છેક ગયલી નથી; પણ મને ધાસ્તી લાગે છે કે તે વધારે બે ભાન થશે. તેણે ઉઠવું ન જોઇએ. કદાચિત "હાર્ટ ફેઈલ" થવાની બીક છે; પણ તે કોઈનું સાંભળતો નથી અને કોઈનું માનતો નથી. માટે મને તેને ખાટલા સાથે બાંધવો પડયો છે." મારી સાથે ડૉકટર દેસાઇ વાત કરતા હતા ત્યારે કાશીનાથ બધો વખત મારી સામે તાકીને જોઇ રહ્યો હતો, પણ મને તે ઓળખી શક્યો ન હોતો એમ જણાયું. તેથી હું એની પાસે ગઇ અને તેને પુછ્યું "કેમ કાશીનાથ, હવે તને કેમ લાગે છે? ડૉકટર કહે છે કે કાલ કરતાં આજે તારી તબીઅત ઘણી સારી છે." હું જ્યારે બોલતી હતી ત્યારે તેણે પોતાની આંખો ચોળી બરાબર ઉઘાડી મારી સામે જોયું. તે મોટેથી હસ્યો અને કહેવા લાગ્યો, "કેમ ભાભી તમે આવ્યાં કે, તમને મારી ખબર લેવા મોકલ્યાં છે?" મેં કહ્યું, "હા, હવે "પોતે" પણ કોરટમાં જતી વખતે તારી પાસે આવી તને જોઇ જશે. એ સાંભળી તેણે ડોકટર સામે ઘણી મગરૂરીથી જોયું અને કહ્યું "Look at my master; how kind he is, specially to me. He has sent his own wife to see me, in this plague hospital. Besides he is coming personally to see me. He would have come even yesterday, but busy as he is, gets no time, you know. He is always busy day and night, till he gets fast asleep. I am his reader, you know. I read so many hours a day, I never sit still. But you have made me prisoner, Don't yon know whose

man I am ? Will he like if I sit still, doing nothing ! I must get up and attend to my work. I shall not listen to any body." એમ કહીને તે મોટેથી બૂમો પાડવા લાગ્યો અને ઉઠવા માટે તરફડીયાં મારવા લાગ્યો.

એ જોઇ ડૉકટર દેસાઈએ મને નિશાની કરી, તેથી હું બહાર નિકળી આવી અને જૈન ઈસ્પિતાલ તરફ ગાડી લે એમ ગાડીવાળાને કહ્યું તેજ પ્રમાણે ત્યાં ગયા, પછી વૈદ્ય અટકવાળા ગુજરાતી ડાકટર હતા તેમને સંદેશો મોકલાવ્યો, અને તેઓ બહાર આવ્યા અને અમારા માંદા નોકરો જ્યાં હતા ત્યાં મને તેડી ગયા. તે ઇસ્પિતાલમાં અમારા ત્રણ પરદેશી નોકરો હતા. માતાદીન અને પહેરાવાળો એ બન્ને જણા ઘેનમાં હતા, તેમને જોઈ હું દુર્ગાપ્રસાદ પાસે ગઈ અને જોયું તો તે થોડી બેભાન અવસ્થામાં હતો; અને કાંઈ લવતો હતો, પણ વર્ણો-ચ્ચાર બરાબર ન થવાથી તે જે કાંઈ બોલતો તે સમજાતું નહીં. ડૉકટર વૈદ્યે મને કહ્યું કે, "આ માણસે ઓસડ તેમજ દૂધ બીલકુલ લીધેલાં નથી." એ સાંભળી મેં દુર્ગાપ્રસાદને બોલાવી કહ્યું કે, "હું તને જોવા આવી છું, તેં મને ઓળખી કે ?" તેણે હા પાડી અને આંખો ઉઘાડવાનો પ્રયત્ન કર્યો. તેની આંખો અતિશય લાલ થઈ ગઇ હતી, અને હાલ ચાલ કરતી ન હોતી. મેં તેને પુછ્યું, "તું ઓસડ તથા દૂધ કેમ નથી પીતો વારૂ ? બ્હીતો નહિ, ડૉકટર બહુ ભલા છે. તેઓ તને નઠારૂં ઓસડ આપશે નહિ. હું અહિંઆં આવેલી છું, તો હવે તું થોડું દૂધ પીશને ? તને ડોકટર કાલે બંગ-

લાપર મોકલનાર છે." એ સાંભળી તેણે મોઢું ઉઘાડયું અને બે ત્રણ ઔંસ દૂધ પીધું પછી બીજા વોર્ડમાંના દરદીઓને જોઇ હું સ્ટેશનપર ગઈ અને આશરે સાડા દસ વાગે ભાંડુપ પહોંચી. તે વખતે "પોતે" સ્નાન કરી પાટલા પર બેઠા હતા. અને હું ક્યાં ગઇ, તેની તપાસ કરતા હતા. બાળકોબાએ થાળીમાં ભાત પિરસ્યો અને "પોતે" જમવાનું શરૂ કર્યું. મને જોઈ પુછ્યું "તું ક્યાં ગઈ હતી?" હું હવે શું ઉત્તર આપું, એ વિચારમાં હતી, એટલામાં બન્ને છોકરાંઓ કહેવા લાગ્યાં, "કે તું વહેલી આવીશ એમ કહી ગઇ હતી, પણ કેમ આવી નહિ?" ત્યારે આ વેળા સારી છે એમ મનમાં આણી હું "પોતાને" ઉત્તર ન આપતાં છોકરાંઓ સાથે પહેલાં બોલવા લાગી એટલામાં અર્ધું જમવાનું પુરૂં થવા આવ્યું હતું, અને છેવટનો ભાત લેવાના હતા; મેં કહ્યું, "જૈન ઈસ્પિતાલમાં દુર્ગાપ્રસાદ વગેરે લોકોને જોવા ગઈ હતી. એમની સ્થિતિ કહેવા જેવી સારી નથી, એમ ડૉકટરના બોલવા પરથી હું સમજી" એ પ્રમાણે ચાર પાંચ મિનિટ બોલ્યા પછી મેં ફરી કહ્યું, "આપણો કાશીનાથ પણ માંદો પડી હિંદુ ઈસ્પિતાલમાં ગયો એમ બજાબાએ રાતના મને કહ્યું હતું. તેને પણ જોવા સારૂ હું સવારે વહેલી ઉઠીને ગઈ હતી. ડોક્ટર દેસાઇ તેની સારી માવજત કરે છે. તેને ૧૦૫ ડીગ્રી તાવ આવ્યો છે, અને નાળીએર જેટલી મોટી ગાંઠ નિકળી છે. તે અર્ધ શુદ્ધમાં છે. અને બેફામ થયો છે. કોઈનું માનતો નથી, તેથી ડૉકટરે તેને ખાટલા સાથે બાંધી દીધો છે."

વીએ, તે લખી જણાવશો." ચીઠ્ઠી વાંચી એક કારકુન તથા ચોપદારને ઇસ્પિતાલ તરફ મોકલાવી, બીજા ચોપદારને ચીઠ્ઠી આપી મારી તરફ મોકલાવ્યો. તે ચોપદાર મારી પાસે આવ્યાં પછી મને બધી ખબર પડી. અને મને ઘણું ખરાબ લાગ્યું. ચીઠ્ઠીમાં લખ્યા મુજબ તાબડતોબ પચાસ રૂપીઆ આપ્યા, અને તેને રવાને કીધો. કાશીનાથની વ્યવસ્થા તમે કરો અને બીજા બન્નેની વ્યવસ્થા એમની જાતવાળા પાસે આપણા પૈસા આપી કરાવો એમ "પોતે" કહ્યું હતું; અને તે પ્રમાણે તેઓએ વ્યવસ્થા કરી.

તે દિવસે સાંજે કચેરીમાંથી ઘેર આવ્યા ત્યારથી તબીઅત વધારે અસ્વસ્થ થઇ ઉંઘ મુદ્દલ આવી નહિ. આપણા હાથે એક મોટી ભૂલ થઈ એમ સમજી દિલગીર થઈ ગયા. તેવામાં રાવ બહાદુર ચિંતામણ નારાયણ ભટ જેવા પ્રિય મિત્રના મૃત્યુની ખબર મળી, તેને લીધે ઘણા દુઃખી થયા અને મનને એટલો તો ઉદ્વેગ થયો કે બે ચાર દિવસ સુધી એક પછી એક થનારા નિત્યનાં કામ કરવામાં પણ ધ્યાન રહ્યું નહિ. ઘણીવાર "પોતે" લખવા બેસવા છતાં લખવું આપો આપ બંધ થઈ જતું અને તેજ વિચારમાં ને વિચારમાં સચિંત બેસતા. ઘણો વખત વિત્યા પછી હું આ શું કરૂં છું એ લક્ષમાં આવતાંજ ફરી કામે લાગતા. "ચિંતામણ રાવ મારા નાના ભાઈ હતા, મારો જમણો હાથ હતો, મારાં બધાં કામ હાથમાં લઇ સારી રીતે ચલાવશે એવી મને આશા હતી; તે ખરેખર ઘણા નિશ્ચયી તથા

ઉદ્યોગી હતા," એ પ્રકારના ઉદ્ગારો કાઢી દિલગીર થતા, નિસાસા નાખતા અને આંખમાં પાણી ભરાઈ આવતું. જે હાથ કામ વગર કોઈ દિવસ રહેતો નહિ તેજ હવે કામ કરતી વખતે પાંચ દસ મિનિટ સુધી સચિંત બેસી રહેતો. હમેશ કરતાં તે ઓછું બોલવા લાગ્યા. અન્નપર ભાવ રહ્યો નહિ. હમેશનાં ગમનારાં તાજાં ફળ અને બદામ, પીસ્તાં એ ખાવા તરફ પણ લક્ષ રહયું નહિ. એવી સ્થિતિ થઈ. આઠ દસ દિવસ પછી તો અન્ન મુદ્દલજ ખાવાનું બંધ થઈ ગયું. ગમે તે બનાવે તોપણ સ્વાદ લાગે નહિ. જમવા બેસે એટલે ઘણુંજ ખાટું દહીં ચાના બે ત્રણ ચમચા જેટલું લઇ તેમાં તેટલોજ ભાત લઈ તથા એક પળી ભરીને પીટલુ' એટલુંજ માત્ર જમતા. બીજા પદાર્થ થાળીમાં હોય તો પણ તે વર્જ કરેલા પ્રમાણે રહેતા. હમેશાં શાક ભાજી વગેરે ઘણી ગમતી. તીખા પદાર્થ ઘણા ગમતા તથા તેનો કંટાળો કોઈ દિવસ આવતો નહિ. બન્ને વખત ચણાના લોટનો પદાર્થ અથવા દાળના એક બે પદાર્થ હોય તોજ સારી પેઠે જમતા. બીજાં ઘણાં શાકને રાઇતાં બનાવ્યાં હોય અને તેમાં જો એકે ચણાનો પદાર્થ ન હોય તો એ બધા પદાર્થો મુદ્દલ ભાવતા નહિ, અને કહેતા કે "આજે રસોઈ કેવી બનાવી છે? એક પણ ચીજ ખાવા લાયક નથી" એવી જે હમેશની ટેવ હતી તેને બદલે હવે થોડો ભાતને પીટલું ખાવા લાગ્યા! તેથી અશક્તતા તથા મોઢા ઉપર ફીકાશ સ્પષ્ટ દેખાવા લાગી. અને તેથી મને રાત દિવસ ફીકર તથા ચિંતા થવા માંડી. હું કોઈ ચીજ બનાવું કે જે "પોતાને"

ગમે ! કોઈ પણ ચીજ ભાવશે અને પેટ ભરી જમશે તો ઉંઘ આવશે; પેટમાં અન્ન નથી તેથી ઉંઘ આવતી નથી; તો હવે આજે શું બનાવું ? એવી વિવંચના અને ફીકરમાં અને કોઇ કોઇવાર મનમાં ધારેલી ચીજો બનાવવામાં "પોતે" કચેરીમાં જાય ત્યાંથી પાછા આવે ત્યાં લગણ મારો વખત જતો. હું હમેશાં પાંચ દસ ચીજો બનાવતી અને મનમાં ધારતી કે એક ચીજ નહિ ગમે તો બીજી તો ગમશે, પણ "પોતે" કાંઇજ ખાતા નહિ, અને મેં બનાવેલી ચીજો ભાવતી પણ નહિ, એ જોઈ મને ઘણુંજ ખરાબ લાગતું અને બમણી ફીકર થતી. કોઈ દિવસે એ વાત "પોતાના" ધ્યાનમાં આવતી અને કહેતા કે, "તું આટલી બધી જુદી જુદી ચીજો બનાવે છે પણ તે હું ખાતો નથી, ને તેની કદર કરતો નથી એમ તારા મનમાં આવી તને માઠું લાગતું હશે, અને તે ખરાબર છે. પણ હું ખરેખર કહું છું કે મારા મોઢામાં સ્વાદ નથી, તેનું હું શું કરૂં ? કોઇ પણ પદાર્થ મોઢામાં નાંખું પણ રાખ ખાધા પ્રમાણે લાગે છે. તેં એટલી બધી મહેનત કરી બનાવેલી ચીજો જો હું નહિ ખાઉં તો તને સાંઠું લાગશે એમ સમજી, મને ખાવાની ઇચ્છા હોતી નથી, તો પણ ખાઉં છું. પણ સ્વાદજ લાગતો નથી, તો હું શું કરૂં ? તેમજ હાલ તું કાંઈ બનાવતી નહિ એમ તને કહું તો તે તને ગમતું નથી, અને બનાવ્યા વગર રહેતી પણ નથી, ત્યારે હું શું કરૂં ?"

એ પ્રમાણે મહિનો સવામહિનો એમને એમ વીતી ગયો, અને તે વર્ષે હાઇકોર્ટમાં માર્ચ મહિનાથી બે મહિનાની રજાને

સામાન જે કાંઈ મોકલવું હોય તે બધું તૈયાર કર. હાઈકોર્ટ બંધ થવાને હજુ દસ અગીઆર દિવસ છે; માટે આજે અથવા કાલે આપણાં માણસો મોકલવાં જોઈએ, એટલે તેઓ આપણે ત્યાં જઈએ તે પહેલાં બધી તૈયારી કરી મુકે. મહાબલેશ્વરના હાઉસ એજન્ટ દત્તાપંત દીક્ષિતને બંગલો નક્કી કરવા સારૂ કાગળ લખ્યો હતો. બીજે દિવસે એમનો જવાબ આવ્યો કે, આપના લખ્યા મુજબ બંગલો નક્કી કર્યો છે. માણસો જલદી મોકલો. હું અત્રેની બધી વ્યવસ્થા કરીશ.

તે પ્રમાણે બીજે દિવસે સાંજે એક બ્રાહ્મણ, નોકર, તથા કારકુનને એમની સાથે જોઇતો સામાન આપી ભાંડુપથી રવાને કર્યા. પછી દીક્ષિતનો આઠ દસ દિવસ પછી કાગળ આવ્યો કે બધા લોકો આવી પહોંચ્યા છે અને અહિઆંની બધી તૈયારી કરી મુકી છે. પછી બીજે દિવસે મહાબલેશ્વર જવાનું અમે નક્કી કર્યું, ને મેં જાણી જોઇને ઘણીજ આજીજી કરી કહ્યું કે આ વખતે ફીકરથી તથા ત્રાસથી તબીઅત ઘણી નરમ થઈ ગઇ છે, માટે હવે પછી બે મહિના સુધી લખવા વાંચવાનું કાંઇ પણ કામ સાથે ન લેતાં મહાબલેશ્વરની ખુલ્લી તથા ઠંડી હવામાં બન્ને વખત ફરી આવી શાન્ત ચિત્તથી વીસામો લો, એટલે શરીરમાં નવું લોહી આવે અને બધો મંદવાડ મટીને શરીરમાં સારી શક્તિ આવે. ત્યારે ફક્ત હાપાડી, બધું માન્ય કર્યું. પણ તે કબૂલ કરેલું મને સાચું લાગ્યું નહી, તેથી મેં ફરીથી કહ્યું, " એમ શું વારૂં! મને સમજાવવાને તથા મારી કટકટ બંધ કરવાને હા પાડી

હોય એમ મને લાગે છે. સાચી હા પાડી હોય એમ લાગતું નથી. ”

એ સાંભળી મોટેથી હસીને કહ્યું કે, બરાબર બોલી; તુંજ બોલી ગઇ તે ઠીક થયું. મારે મોઢેથી જો એ પ્રકારના શબ્દો નિકળત તો તે તને ગમત નહિ. વળી સ્ત્રીઓના બોલવાને કટકટ કેમ કહેવાય, માટે હું કાંઈ બોલ્યો નહિ. હું જાણતો નથી કે વિશ્રાન્તિ લેવી એટલે શું. અમે જે કામ રોજ કરીએ છીએ તેમાં અમારૂં કામ થાય છે, અને વિશ્રાન્તિ પણ મળે છે એમ હું સમજુંછું. મને કહે વારૂ કે તારી વિશ્રાન્તિની કલ્પનાશું છે? તે અમો પુરૂષોને ગમશે કે નહિ, તે વિશે મને સંશય લાગે છે. તમો સ્ત્રીઓ પુણ્યવાન્ છો, તેથી ઈશ્વરે તમારી પ્રકૃતિ અમારાથી ઉલટી પણ સારી કરેલી છે. બધું કામ તથા ત્રાસ સહન કરવા સારૂ એણે અમો પુરૂષોની જાત નિર્માણ કરી છે, અને ઘરમાં છાયામાં બેસી આરામ લેવા સારૂ તથા સુખ ભોગવવા સારૂજ તમો સ્ત્રીઓને જન્મ આપ્યો છે. અમોએ જરૂર જોગું ખાધું તો પણ તે જુદો શ્રમ કીધા વગર પચતું નથી; અને દિવસમાં કમતીમાં કમતી છ સાત કલાક સુધી કામ કર્યા વગર અમને ચેન પડતું નથી, તેમજ વખત જતો નથી. અને તમે તો કેટલુંએ ખાઓ ને મહેનત કર્યા વગર બેસી રહો, તો પણ પચી જાય છે. ઘરમાં કાંઈક કામ અથવા લખવાનું કે વાંચવાનું ન હોય તો પણ સોકટાં તથા સેંત્રજ તથા ગંજીફો રમવામાં વખત ગાળો છો અને તે તમને ગમે છે. એટલું બધું જોકે છે તો પણ ઈશ્વરે તમને

એક મોટો અધિકાર આપેલો છે કે તમે કાંઇ ન કરો તો પણ ચાલે. પણ અમો પુરૂષો સાથે તમારે બુદ્ધિ વાદ માત્ર કરવો અને એ કરવામાં વળી તમે ઘણાં કુશળ છો!"

આ પ્રમાણે જોકે હસતા તથા મશ્કરીમાં બોલતા હતા, તો પણ હું વચમાં કાંઇ બોલી નહિ તેમજ હસી પણ નહિ. કારણ કે મને માલુમ હતું કે જે વાત મનમાં કરવી ન હોય તે માટે બીજાને દુઃખ ન આપતાં યુક્તિથી સમજાવી બોલતાં બંધ કરી દેતા, અને આખરે જે પોતાના મનમાં હોય તેજ કરવાનું એવો જે સ્વભાવ હતો, તેજ ધોરણ પર આ વખતે પ્રયત્ન કરે છે, તો હવે વધારે કાંઈ બોલવું નહિ, એમ મનમાં લાવી હું થોડો વખત છાની માની બેશી રહી. અને પછી બીજે દિવસે જવાની ઉતાવળ હતી તેથી હું કામ કરવા જતી રહી.

"પોતે" તો એશિયાટિક સોસાયટીને ચીઠી લખી જેટલી ચોપડીઓ જોઇતી હતી તેટલી મંગાવી લીધી અને જે છોકરો "પોતાને" હમેશાં વાંચી સંભળાવતો તેને તે ચોપડી ઘણી સંભાળથી રાખવા તાકીદ આપી. એ પ્રમાણે તેણે તે બધી ચોપડીઓ બાંધી લીધી. મારી પણ બધી તૈયારી થવાથી નક્કી થયા મુજબ અમે ભાંડુપ છોડી મહાબલેશ્વર જઈ પહોંચ્યાં.

બંગલો, ઝાડી તથા પાણી સારાં હતાં, તે જોતાંજ અમને ઘણો આનંદ થયો. પણ મને એક નોકરે આવી કહ્યું કે ગય પાંચ છ દિવસ થયાં બાલકોબાને ઘણો તાવ તથા ખાંસી આવે છે, તેનાથી ઉઠાતું નથી, ડૉકટર રોજ આવી જુએ છે અને દવા આપે છે. એ સાંભળી હું છાની માની ઉઠી હાથ

પગ ધોયા અને સાંજનો વખત હોવાને લીધે કપડાં બદલી રસોઈની તૈયારી કરવા માંડી. આ વખતે મહાબલેશ્વરમાં છોકરાંઓને સંભાળવા માટે મેં બે સ્ત્રીઓ સાથે લીધી હતી. તેઓ મને આ વખતે ઠીક ખપ લાગી. એમને વાસણો તથા સાહિત્યો કાઢવા કહી હું રસોઈ કરવા લાગી.

આ વખતે પુનાના પ્લેગથી અને રેન્ડની કારકીર્દિમાંની તપાસણીથી ત્રાસ પામી મારા એક દૂરના કાકા સસરાજી વીઠુ કાકા અમારી સાથે મહાબલેશ્વર આવ્યા હતા. એમની ઉમ્મર સિત્તેર બોંતેર વરસની હતી અને તે શરીરે ઘણા ઉંચા તથા મજબૂત હતા. તેઓ વીસ બાવીસ વરસથી પુનામાં અમારી સાથે રહેતા હતા. એમનો સ્વભાવ ઘણો કડક તથા ક્રોધી હતો, તથાપી ઘણા પ્રેમાળ ભક્ત અને શ્રીપાંડુરંગના ઉપાસક હતા. તેઓનો બધો વખત ઈશ્વરભજનમાં તથા તેના ચિંતનમાં જતો હતો. તે વિશે હકીકત આગળ જતાં આવશેજ.

રસોઈ થયા પછી મેં કહાવી મોકલ્યું, ત્યારે બધા લોકો જમવા આવ્યા; જમણ થયા પછી વીઠુ કાકા તથા બીજા બધા લોકો હાથ ધોઇ પોત પોતાને ઠેકાણે ગયા. "પોતે" માત્ર મુખ શુદ્ધિ કરતા ત્યાંજ બેઠા. મેં હમેશ પ્રમાણે એમની થાળી મારા તરફ ખેંચી, તેમાં મારે માટે પિરસી લીધું અને તે બન્ને છોકરીઓને મને હવે કાંઈ જોઇતુ નથી તમે હવે જમવા બેસો એમ કહી જમવા બેઠી. બાલકોબાના મંદવાડ વિષે અમે વાતો કરતાં હતાં એટલામાં મને કહ્યું " આજે બપોરે આપણા કાકાની એક

ગમ્મત થઈ. અમારા રાનડે કુટુંબના બધા પુરૂષો મજબુત તથા હિંમતવાન હતા. પણ તે લોકો જેવા અમે નથી, અને અમારા કરતાં અમારા છોકરાઓ કમ કૈવત નિકળશે. એક તો પુનાની તપાસણીથી કંટાળી કાકા અમારી સાથે મહાબળેશ્વર આવ્યા, અને ત્યાં પણ તપાસણી છે એ વાત એમને પસંદ પડી નહિ; અને તેથી તેઓ થોડો ત્રાસ પામ્યા. અમારી ગાડી તપાસણીના નાકા ઉપર ઉભી રખાવી ડૉકટર અમને તપાસવા સારૂ આવ્યા. મને તથા બચ્ચાંઓને તપાસ્યાં. પછી ડાકટરે કાકા તરફ જોયું અને તાવની શીશી રાખવા માટે તેમને આપી. કાકા બોલ્યા શું હું શીશી લગાડું? અને વળી શીશીથી તમે શું સમજવાના છો! મારો આવરદા કેટલો છે તે કહેતાં આવડશે? તમારા હાથમાં શું છે? તમે તમારા પેટ સારૂ નોકરી કરો છો. શું તમારી ઇચ્છા મને તાવ આવ્યો છે કે નહિ તેજ જોવાની છે, નહિ? જુઓ ત્યારે! એમ કહી એમણે ડાકટરનું કાંડું જોરથી પકડયું. ડાકટર જોકે જાતે મુસલમાન હતા તોપણ પુખ્ત તથા સભ્ય હતા. તેમણે એમના મોઢા તરફ જોઇ હસી કહ્યું, છોડીદો અમારો હાથ; તમને તાવ બાવ કાંઇ આવેલો નથી. અમારા કરતાં તમે જોરાવર છો. એ સાંભળી વિઠુ કાકાએ તેનો હાથ છોડી દીધો ને પછી અમારી ગાડી આગળ ચાલી.” એ પ્રમાણે બીજી પણ એમના નાનપણના સામર્થ્યની તથા “પોતે” જોયલી એક બે વાતો કહી. એટલામાં હું જમી રહી અને અમે બન્ને જણ ઉઠયાં. બીજા દિવસથી આઠ દિવસ સુધી બન્ને વખતની

રસોઈ મારેજ કરવી પડતી. તે વખતે "પોતાને" જે ચીજો ગમતી તે ચીજો હું મુદ્દામ કરતી. પણ મહાબલેશ્વર આવ્યા પછી પાંચ છ દિવસ થયા તોપણ પ્રકૃતિમાં જોઈતો આરામ થયો નહિ. ઉંઘ થોડી આવવા લાગી, પણ મોઢાને સ્ટ્રૉબેરી શિવાય કોઈપણ ચીજનો સ્વાદ લાગતો નહિ. અહિં આવ્યા પછી સ્ટ્રૉબેરીના આઠ દસ ફળો માત્ર ખાતા અને મુંબાઇ કરતાં થાક ઓછો લાગતો. અને બોલવા ચાલવામાં વધારે હોંશી-આર દેખાયા. એ પ્રમાણે પાંચ સાત દિવસ ગયા પછી એક દિવસે રાત્રે સસરાજી જમવાના ન હોતા તેથી રસોઇ કર્યા પછી મેં છોકરીઓને કહ્યું, "તમે આજ બધું પિરસો. હું અહિંઆજ વાત કરવા સારૂ બેસું છું." તે પ્રમાણે બધા લોકો જમવા બેઠા પછી છોકરીઓએ પિરસવાનું લીધું અને હું "પોતાની" પાસે પાટલો લઈ બેઠી. ભાતના પાંચ છ કોળીઆ ખાધા પછી તથા બે ત્રણ શાક ભાજી ખાધા પછી મને પુછ્યું, "આજે રસોઇ કોણે કરી છે! બધી ચીજો બહુ સારી થઇછે! આજે મારા મોઢામાં થોડો સ્વાદ આવ્યો છે."

મને લાગ્યું કે હમેશ પ્રમાણે મારી મશ્કરી કરે છે. તેથી મેં કહ્યું, "રસોઇ ગમે તેણે કરી હશે તેનું કામ શું? મોઢામાં સ્વાદજ નથી. ગમે તે ચીજ બનાવે તો પણ સ્વાદીષ્ટ લાગતી નથી અને ખાતા પણ નથી, ત્યાં સુધી રસોઈ કરનારની કિંમત શું?" એમ કહી હું છાની માની બેસી રહી.

ત્યારે બોલ્યા, "ખરેખર! હું તારી મશ્કરી કરતો નથી. મને લાગે છે કે આજે મારો સ્વાદ પાછો આવ્યો છે; આજની બધી ચીજ મને સારી લાગે છે."

એમ બોલતાં બોલતાં બધી ચીજો ખાતા હતા, એટલામાં બીજી વખતે પિરસાવા સારૂં આવેલાં શાક તથા દાળ પૂરી લીધાં. એ જોઇ હું મનમાં ને મનમાં ઘણી આનંદિત થઇ. ગયા અઢી મહિના થી મારા મનને જે એક મોટી ફીકર થયાં કરતી હતી તે હવે થોડી દૂર થઈ. આજે ઈશ્વરે મારા ઉપર કૃપા કરી છે એમ મને લાગ્યું. ત્યાં ને ત્યાં એક ક્ષણ વાર શાન્તતાથી બેઠી અને મેં મારા મનમાં ઈશ્વરનો ઘણો આભાર માન્યો, અને પ્રાર્થના કરી કે તારી કૃપાથી મારા બધા દિવસો આવાજ સુખના જાઓ એટલુંજ હું માગું છું. તે રાત્રે જરા વધારે જમ્યા તેથી ઉંઘ સારી આવી, અને સવારે ઘણો આરામ લાગ્યો. મોઢું ધોતા હતા તે વખતે સાથે ફરવા જવા સારૂ આબા સાહેબ કાથવટે, શીવરામ હરી સાઠે, શ્રીરામપંત જઠાર વગેરે મિત્રો હમેશ પ્રમાણે આવ્યા, ત્યારે એમણે "પોતે" કહ્યું કે, "ગયા આઠ દસ દિવસમાં કાલ રાત્રે મારા મોઢામાં સ્વાદ લાગ્યો; અને ઉંઘ પણ સારી આવી તેથી આજે ઘણે દૂર ફરવા જઈશું તો કાંઇ હરકત નથી.

તે દિવસથીજ ભોજન વધારે સ્વાદથી જમવા લાગ્યા, વાંચન પણ સારૂં થવા લાગ્યું, અને ઉંઘ પણ સારી આવવા લાગી, અને તેથી બીજા પંદર દિવસની અંદર "પોતાની" પ્રકૃતિ ઉત્તમ થઇ, અને પરમેશ્વરની કૃપાથી મને જે અત્યંત ફીકર તથા બીક પેઠી હતી તે દૂર થઈ અને અમે આનંદથી પાછાં મુંબાઇ આવ્યાં.

વીઠ્ઠલ બાબાજી રાનડે કે જેઓ વિઠુ કાકાના નામથી ઓળખાતા હતા, તેઓ મારા સસરાજીના કાકાના દીકરા હતા. તેઓ અમારા સાંગલીના કુટુંબમાંથી ચાર ભાઇઓ-માંના એક હતા. મારા સસરાજી ગુજરી ગયા પછી એટલે ઈ. સ. ૧૮૭૯ ની સાલમાં અમારે ત્યાં તેઓ આવી રહ્યા, તે છેવટ સુધી અમારે ત્યાંજ રહ્યા. તેઓ નાન-પણમાં ઘણા તામસી તથા હઠીલા હતા, તેમજ તેઓનુ શરીર ઘણું મોટું, ઉંચું તથા મજબૂત હતું. આ બધા કાકાના દીકરા તથા તેમનાં બચ્ચાં ઘણા ખરાં અમારા સસ-રાજી સાથેજ રહેતાં હતાં. એ બધા લોકોને ભુદરગઢ, પન્હાલો ગડહિંગ્લગંજ, આળતે વગેરે ઠેકાણે સસરાજીની નજર નીચેજ નાની નાની નોકરીઓ હતી. તેઓ નોકરીપર રહી છોકરાં છૈયાંને અમારા કોલ્હાપુરના ઘરમાં રાખતા, તેથી એમના ભણવાની તથા ખાવા પીવાની બધી વ્યવસ્થા અમારા સસરાજી-નેજ કરવી પડતી.

એ પ્રમાણે વિઠુ કાકાને પંદર વીસ રૂપીઆની નોકરી હતી. એક દિવસ એમના વરીષ્ટ સાહેબ એમના પર ગુસ્સો કરી કાંઈ અપમાનકારક બોલ્યા તેથી વિઠુ કાકાએ રાજીનામું આપી નોકરી છોડી દીધી. અને ત્રાસ પામી તીર્થયાત્રા કરવા નિકળ્યા. તે ઉપર કહ્યા મુજબ ઈ. સ. ૧૮૭૯ ની સાલમાં પુને પાછા આવી એક ઠેકાણે સ્વસ્થ ચિત્તથી રહી, બધો કાળ ઇશ્વર ભજનમાં ગાળતા. એ સમયે એમની ઉમ્મર આસરે પાંસઠ વરસની હતી. તેઓએ હિંદુસ્તાનમાંની બધી યાત્રાઓ

પંદર વરસ સુધી પગે ચાલીને કરી હતી. આ બધું ફરવામાં તથા પ્રવાસોમાં જે અનેક પ્રસંગો પડ્યા હતા તથા સાધુ સંતોનો મેલાપ થયો હતો, તે બધાથી એમના મન ઉપર સારી અસર થઈ હતી અને એમને બધા માર્ગોમાં ભક્તિમાર્ગ વધારે શ્રેષ્ઠ લાગી એમની તેજ માર્ગપર શ્રદ્ધા બેઠી હતી. નવ-વિધા ભક્તિમાં કહ્યા મુજબ, તેઓ અહોર્નિશ દેવનું ભજન, ધ્યાન, પૂજન, ગીતા પઠન તથા નામદેવ, તુકારામ વગેરેનાં અભંગો ગાવામાં સદા નિમગ્ન રહેતા. તેઓ પૂજા કરવામાં ઘણો વખત ગાળતા નહિ. થોડા વખતમાંજ તેઓ પૂજા કરી રહેતા. તેઓ એકવાર સ્નાન માટે અને બે વખત જમવા માટે પોતાનો ઓરડો છોડી બહાર આવતા. નહિતો આખો દિવસ ઓરડાના દરવાજાને અંદરથી સાંકળ દઇ ભજન કરતા બેસતા, અથવા તે થયા પછી પોતાની સાથેજ, જેમ બીજાની સાથે બોલતા હોય તેમ મોટે મોટેથી બોલતા; કોઇ વખત ગુસ્સાથી, કોઇ વખત પ્રેમથી, કોઈ વખત તેં મને ફસાવ્યો એમ આશ્ચર્યના ઉદ્ગાર કાઢી, કોઇ વખતે મોટેથી હસી ઈશ્વરની અગાધ કરણી વિશે આશ્ચર્ય પામતા; કોઈ કોઇવાર તને દયાળુ કહે છે તે છતાં મને આવી મળતો કેમ નથી, એમ કરી પ્રેમથી ગુસ્સે થતા. અને કોઇ કોઇ વખતે તો અંતઃકરણ ભરાઇ આવી પ્રત્યક્ષ રોતા. એ પ્રમાણે એમની સ્થિતિ હતી. ઘરમાંનાં બધા લોકો કરતાં મને એક બે વધારે વાર એમનું બોલવું સાંભળવામાં આવ્યું. તેથી તે સાંભળવાનો મને શોખ લાગ્યો. સવારે અથવા સાંજના શાન્ત સમયે અને કોઈ કોઈ વખતે

રાત્રે પણ એમના ઓરડાના બંધ દરવાજા પાસે કાન લગાડી હું એક ચિત્તે સાંભળતી ઉભી રહેતી, અને તે જે બોલતા તે બધુ "પોતાને" જઇ કહેતી. તેઓ હું ઈશ્વર સાથે બોલુંછું એવી ભાવના રાખી ભક્તિ પુરઃસર જે બોલતા તે સાંભળવાનું મને ઘણું ગમતું. કોઇ વખતે એમનું બોલવું સાંભળી મારૂં હૃદય ભરાઈ આવતું અને મને રોવું આવતું.

એમના વિષે અમે મહાબલેશ્વર હતા તે વખતે એક બે વાત જે "પોતે" એ કહેલી એમ મેં ઉપર કહ્યું છે, તેમાંથી એક એમની શક્તિ તથા હિંમત વિષે છે. જે વખતે તેમને નોકરી હતી તે વખતે તેમની કચેરીમાંના સાહેબે એકવાર એવો હુકમ કર્યો કે જે મરાઠી કારકુનોની ૨૫ વરસની નોકરી થઈ હોય તેમને પેન્શન આપવું. તે હુકમ આવ્યો ત્યારે ૨૫ વરસની ઉપર જેમની નોકરી થઈ હતી તેટલા લોકોના નામની યાદી કરી અને તેમને પેન્શન આપી રજા આપવામાં આવશે એમ કહેવામાં આવ્યું, અને તે યાદી સાહેબ પાસે મોકલાવી આપી. કચેરીમાંના મુખ્ય કામદારને વિઠુ કાકાએ પુછ્યું, "આ બધા લોકોને એટલામાં પેન્શન શા સારૂ આપે છે?"

ત્યારે તેણે જવાબ આપ્યો કે "પચીસ વરસ સુધી જેઓએ નોકરી કરી છે તેઓ ઘરડા થઈ ગયા છે, તેઓ અશક્ત થાય છે અને કામ કરવાને નાલાયક ઠરે છે, તે સારૂ એ લોકોને પેન્શન આપી જુવાન તથા હોંશિયાર કારકુનોને જગો આપવી, એવું સાહેબનું કહેવું છે."

વિઠુ કાકાએ તે બધું સાંભળી લીધું અને તેઓ બીજે દિવસે સવારે ઉઠી સાહેબના બંગલાપર જઈ બહાર ઉભા રહ્યા. આઠ સાડા આઠ વાગે સાહેબ ફરવા જવા માટે બંગલાની બહાર આવ્યા અને સડક ઉપર આવતાંજ વિઠુ કાકાએ એમને રામરામ કર્યા. સાહેબે "કોણ?" એમ પુછ્યું; ત્યારે તેઓએ કહ્યું "મારૂ નામ વિઠલ બાબાજી રાનડે છે, અને ફલાણી કચેરીનો હું કારકુન છું." સાહેબ બોલ્યા, "તમારે શું કામ છે? આ વખતે હું બહાર જાઉં છું, માટે બીજે કોઈ દિવસે આવીને મળજો."

"મારે બંગલાપર આવવા જોગ કાંઇ કામ નથી તેમજ હું આપને કાંઈ કહેવા માંગતો નથી. આપ જ્યાં ઉભા છો, ત્યાંજ બે મિનિટ સુધી ઉભા રહો એટલે બસ," એમ કહી એમણે ધોતીયાનો કચ્છો માર્યો અને અંગરખાની બાંયો ચઢાવી સામી બાજુએ રસ્તામાં એક પથ્થરનો રોલ કે જે ચાર બળદીઆ વગર ખેંચાતો નહિ તે પાસે જઈ તેની દાંડીઓ બે હાથથી પકડી તે રોલ સાહેબ ઉભા હતા ત્યાં ખેંચી લાવ્યા. સાહેબે આશ્ચર્ય પામી પુછ્યું, "આ શું કરો છો?"

ત્યારે વિઠુ કાકા બોલ્યા, "સાહેબ મેં આપની કચેરીમાં એમ સાંભળ્યું કે ૨૫ વરસ નોકરી જેઓએ કરીછે તેવા બધા કારકુનોને તેઓ ઘરડા તથા અશક્ત થયા એમ સમજી આપ પેન્શન આપવાના છો. હું અરજ કરૂં તો મારા જેવા ગરીબને દાદ મળશે નહિ. લેખી અરજ કરવાની ભાંજગડમાં ચડવા કરતાં મેં આ પ્રત્યક્ષ અરજ કરીછે. હું અશકત છું;

એમ ગણી મને જો આપ સાહેબ પેન્શન આપવાના હોતો આ રોલ સાહેબ ખેંચી જુવો એટલે ખાત્રી થશે," એમ કહી રામરામ કરી વિઠુ કાકા ચાલ્યા ગયા.

બીજે દિવસે પેન્શનરની યાદીમાંથી વિઠલ બાબાજી રાન-ડેનું નામ કમી કરો અને તેમને નોકરીપર રહેવા દો, એમ સાહેબે કચેરીના વરીષ્ટને હુકમ મોકલ્યો. ત્યારે સસરાજીએ વિઠુ કાકાને પુછ્યું, "સધળાને પેન્શન આપવાનો હુકમ થયો છતાં તમને પેન્શન ન આપવાનો હુકમ કેમ થયો વારૂ?" ત્યારે આગલા દિવસની સવારની વાત એમણે કહી.

"પોતે" ત્રણ વરસના હતા ત્યારે મારાં સાસુજી નીહા-ડથી આંબેગામ બેલ ગાડીમાં બેસી આવતાં હતાં તે વખતે રસ્તામાં ગાડીમાંથી "પોતે" નીચે પડયા. પછી માની ગાડી ઘણી દૂર ગઇ. પછી પાછળથી ઘોડાપર બેસી આવનારા વિઠુ-કાકાને બુમ પાડી "હું પડયોછુ" એમ કહ્યું, અને જેઓએ ઘોડા ઉપરથી ઉંચકી લીધા, તેજ આ વિઠુ કાકા, એટલું કહીએ તો ઓલખાણ થશે.

---

# ભાગ ૨૧ મો.

## સન૧૮૯૯. મહાબલેશ્વરની સ્વારી. સન સ્ટ્રોક
## ( લુક લાગવી )

**સન ૧૮૯૯** માં મહાબલેશ્વર જતા પહેલાં એપ્રિલ મહિનામાં યુનીવર્સીટીની બે ત્રણ બેઠક થઇ તેમાં યુનીવર્સીટીની ઉપલી પરીક્ષામાં મરાઠી ભાષા દાખલ કરવી એ પ્રશ્ન નીકળ્યો હતો. અને તે માટે ઘણી ચરચા ચાલતી હતી. તે વખતે એ સંબંધી જેટલું બને તેટલું લખવું, અને એ પ્રશ્ન બહુમતે પાસ કરાવી લેવો, એ ઉદ્દેશથી લખવું શરૂ કર્યું હતું. એ "પોતા" નું કામ તથા બીજું શુગર બાઉન્ટીના પ્રશ્ન વિશે લખવા "પોતા" ને લખાઇ આવ્યું હતું, તેથી મહાબલેશ્વર જતી વખતે કેટલીક ચોપડીઓ સાથે લેવા સારૂ એશિઆટિક સોસાયટીમાંથી યાદી મંગાવી અને તેના ઉપર નિશાનીઓ કરી કારકુનને કહ્યું કે આ બધી ચોપડીઓ મંગાવી પારસલ કરી બને તેટલી જલદી મહાબલેશ્વર મોકલો, અને પછી અમે મહાબલેશ્વર ગયાં.

નિકળતી વખતે ઉદ્દેશ એટલોજ હતો કે આખું વરસ કામ કરી થાકી ગયેલા, મનને વિશ્રાંતિ આપવી મિત્રોના મેળાપનો લાભ લેવો, અને શરીરને તથા મનને સામર્થ્ય તથા પુષ્ટિ આપનારાં હવા પાણી, તાજાં ફળો તથા શાક ભાજીઓ વગેરેનો ઉપભોગ લેવો; અને એ બધાં કરતાં ખરેખર જે

કારણ મુખ્ય હતું તે એ હતું કે "પોતાને" સૃષ્ટિ સૌંદર્ય જોવાનું ઘણું ગમતું હતું તેથી તેમાં સવાર સાંજનો શાંત સમય પસાર થાય. વળી મરાઠી વાઙ્મય અને શુગર બાઉન્ટી એ બન્ને કામો સાથે લીધેલાં હતાંજ તે પ્રમાણે સવારે તથા સાંજે બે અઢી કલાક નિયમસર ફરવા જવાનો ક્રમ ચાલુ રાખ્યો હતો. ખરેખર જમવાના અને વિશ્રાંતિ લેવાના કામમાંજ માત્ર અનિયમિતપણું અને બેદરકારી રહેતી હતી. એ વાતમાં કોઇનું કાંઈ ચાલતું નહિ. જો કોઇ દિવસ જમવા ઉઠવાનું વધારે મોડું થાય તો હું "પોતા" ની પાસે જઈ કહેતી, "આજે કેટલું બધું મોડું થયું છે, એકતો બહારથી ફરીને આવવામાં દસ વાગી જાય છે, ને ત્યાર પછી આપ કામ કરવા શા સારૂ બેસો છે? મોડું થાય તો જમાતું નથી, કારણકે ઘણાજ થાકી જાઓ છો, વળી છોકરાંઓ પણ ભુખ લાગી, ભુખ લાગી, એમ બૂમો પાડે છે."

એવું હું બોલતી અને તેવામાં કામ પુરૂં થયું હોય તથા "પોતે" ઉઠવાની તૈયારીમાં હોય તો ઉઠતી વખતે મને કહેતા "ઠીક ચાલો ત્યારે આ ઉઠયો! વગર કામે બેસીને તૈયાર ખાવા મળતું હોય અને જો તે વખતસર ન મળેતો સ્ત્રીઓની જાત નાજુક હોય છે, તેઓને પિત્ત ચડી જાય છે, એ અમારા ધ્યાનમાં કેમ નથી આવતું?" જો કામ પુરૂં ન થયું હોય ને ઉઠવાને વિલંબ હોય તો કહેતા, "જુઓ, અમે મનમાં ધારીયે તે કામ કરનારા છીએ! જો કોઈ વખત કોઇ વાતનો નાદ લાગે તો પછી તે નાંદમાં ને નાદમાં હું રહું છું. તમે અમારી

શા સારૂ વાટ જુઓ છો ! શા સારૂ જમી લેતાં નથી ? કોઇ દિવસે તમે પહેલાં જમી લો તો શુ હરકત છે. સ્ત્રીઓને એટલી સ્વતંત્રતા ન હોય તો રાણીનું રાજ્ય શા કામનું ?" એ પ્રમાણે હસવામાં તથા મશ્કરીમાં બોલતા, તોપણ તે સાંભળી લીધા પછી જવાબ દેવાની કોની છાતી ચાલે ! બિચારાં છોકરાંઓ પણ ત્યાંને ત્યાં છાનામાના બેસી રહેતાં.

એ પ્રમાણે ઘણો ખરો ક્રમ પહેલાં એક બે અઠવાડીયાં સુધી ચાલુ હતો. એક દિવસ સવારે ઘણોજ તડકો પડયો હતો અને બહારથી ફરી આવતાં અગિઆર વાગ્યા, તેથી મને ઘણી ફિકર થવા લાગી, અને જ્યાં મારે ઓળખાણ હતી તેવી એક બે જગ્યાએ શોધવા સારૂ માણસો મોકલ્યાં. આ વર્ષે સાઠે, કાથવટે, જઠાર વિગેરે પુણાના તથા બીજા ઠેકાણાના ઘણા મિત્રો મહાબળેશ્વર આવેલા હતા. આ બધા લોકો સવાર-માં પહેલા અમારે ત્યાં આવતા અને પછી "પોતા" ને લઇ બધા સાથે ફરવા જતા. ઘેર જલદી આવવાનો મનસુબો કર્યો હોય તો પણ બોલતાં બોલતાં વખત ઘણો વીતી જતો અને ઘેર પાછા આવતાં સાડા દસ વાગી જતા. રોજ કરતાં આજે ઘણુંજ મોડું થયેલું હોવાને લીધે મને ઘણીજ ફીકર થઇ. શોધ કરવા જેઓને મેં મોકલેલા હતા તેઓએ જ્યારે મને આવીને કહ્યું કે ફરવા ગયેલા બધા લોકો પાછા આવેલા છે તથા કાથવટેના બંગલામાં વાતો કરતા બેઠા છે. ત્યારે મારી ફિકર દૂર થઈ. આસરે અડધા કલાક પછી ઘેર

આવ્યા. છત્રી બંધ કરેલી જેવીને તેવી હાથમાં હતી, કપાળપર તથા મોઢાપર પસીનો આવ્યો હતો, તડકાથી મોઢું હમેશાં લાલ થતું હતું; પણ આજે તો તે લાલી જરા કાળા રંગ પર હતી. ઘેર આવતાંજ હમેશ પ્રમાણે કપડાં કાઢી લેવા હું સામી ગઇ. ઉપરનાં કપડા કાઢતાંજ અંદરનું પેરણ એટલું તો ભીનું થયું હતું કે તેને નીચોવત તો પાણી નીકળત એટલુંજ નહિ પણ ઉપરનો ફ્લાલીનનો કબજો પણ તદ્દન ભીનો થઈ ગયો હતો. ભીના થયેલા શરીર પર પવન ન લાગે તે સારૂ મેં બધી બારીઓ એકદમ બંધ કરી દીધી, અને બધાં કપડાં ઉતારી લઈ, સ્વચ્છ ટુવાલ વતી બધું શરીર લુછી નાખી, બીજું પેહેરણ પહેરાવ્યું. જ્યારે આ બધું હું હાથથી કરતી હતી ત્યારે મારા મનમાં આવતું હતું કે, આજે જીવને શું થતું હશે? વધારે થાકેલા કેમ જણાય છે? એ પ્રમાણે બે ત્રણ વાર મારા મનમાં આવવાથી મેં "પોતાને" પુછ્યું, "આજે આટલો બધો પસીનો કેમ થયો છે? ઘણે દુર ગયા હતા કે? કે ઘણો તડકે લાગવાથી આટલો બધો થાક લાગ્યો છે? હમેશ પ્રમાણે છત્રી પણ ઉઘાડી નહિ હશે વારૂ!" એ સાંભળી મારા મોઢા તરફ માત્ર જોયું, જવાબ આપ્યો નહિ. કારણ કે શું જવાબ આપવો તે સુઝ્યું ન હોય એમ મેં મોઢાપરથી જાણ્યું. આંખો ઉઘાડી હતી, મારા તરફ તથા આમ તેમ જોઈ રહ્યા હતા, પણ ખરી રીતે દૃષ્ટી પોતાનું કામ કરતી નહોતી, અને શૂન્યતાથી અહિં નહીં જોતી હતી. કોઇ દિવસ આમ કરતા નથી, અને આજે

એમ કેમ કરે છે એ પ્રશ્ન મારા મનમાં આવતાંજ હું ઘણી ગભરાઈ ગઈ. તો પણ હું બહારથી કાંઇ ન દેખાડતા બજાબાને બોલાવ્યા, અને દૂધ ઉકાળીને લઇ આવ, એમ કહી તેજ કોચપર "પોતાના" પગ આસ્તે આસ્તે દાબતી બેઠી. ઘેર આવ્યા ને દસ મિનિટ થઈ હતી તો પણ વૃતિ ઠેકાણ સર આવી નહોતી. પણ રોજની ટેવ પ્રમાણે છોકરાંઓને ટપાલ લાવ એમ કહ્યું, છોકરાંઓ ટપાલ લઈ આવ્યાં, અને ભટે દુધ આણ્યું, તથા તે ટાઢું પાડી મેં પીવા આપ્યું. દ્વિએ-રજીએ ટપાલમાંથી એક કાગળ ફોડી વાંચી બતાવ્યો. એ કાગળ પુણાથી નણંદનો લખેલો હતો, તથા તેમાં લખ્યું હતું કે, પુણાના ઘરમાં જે વિદ્યાર્થીઓ હતા તેમાંના રામા નાતુ (કે જે એક દુરનો સગો હતો) ને પ્લેગ થઇ તે ગુજરી ગયો. પત્ર વાંચવાનો દ્વિએરજીએ આરંભ કર્યો. તેમાં રામા નાતુનું નામ આવતાંજ તથા તેના મંદવાડની હકિકત મારા લક્ષમાં આવતાંજ મેં દ્વિએરજીને આગળ વાંચતા નહિ, એવી ઇસારત કરી પણ તેઓ મોટેથી વાંચતા હતા ને વાંચવામાં મગ્ન થઈ ગયા હતા, તેથી એ વાત એમનાં લક્ષમાં આવી નહિ, તેથી તેમણે એ આખો કાગળ વાંચી બતાવ્યો, પણ સારે નસીબે કાગળમાંની હકીકત "પોતે" સમજ્યા નહિ. કારણ કે "પોતે" જરા ગુસ્સાથી કહ્યું, "આબા, તું આજ એમ કેમ વાંચે છે? બરોબર વાંચ, મને કાંઈ સમજ પડી નથી." દ્વિએરજીએ તેજ કાગળ ફરી વાંચવા લીધો અને અડધું વાંચી રહ્યા એટલામાં ફરી "પોતે"

કહ્યું, "આજે તને શું થયું છે? એમ શું વાંચે છે? તું વાંચે છે, તેમાંથી એક શબ્દ સમજાતો નથી." આજે તડકાથી માથાપર કાંઈ પણ વિકાર થયો છે, એમ આ વખતે સ્પષ્ટ મારી નજરમાં આવ્યું. અને મેં દિએરજી ઉપર ગુસ્સે થયા જેવું દેખાડી કહ્યું, "આજે એમ શું વાંચોછો? એક વાક્ય પણ વચ્ચે અટક્યા વગર વાંચતાં આવડતું નથી, તેથી તમો ગભરાઈ જાઓછો, ને સાંભળનાર પણ ત્રાસ પામે છે. ત્યાં જઈ કાગળ બરાબર વાંચી આવો અને પછી વાંચી દેખાડો. જાઓ ઉઠો." એમ મેં મોટેથી કહ્યું અને "પોતે" ના પાડે તે પહેલાં જલદી ઉઠી જવાની ઇસારત કરી, તે જોતાંજ તેઓ ઉઠી ગયા, અને હું "પોતા"ને આગ્રહ કરવા લાગી કે, "હવે આપ પંદર મિનિટ સુધી કોચપર આળોટી વિશ્રાંતિ લો." હું શું કહેતી હતી તેનો બરાબર અર્થ જો કે સમજ્યા નહોતા, તો પણ શરીર ઘણુંજ થાકી જવાથી વિશ્રાંતિની ઘણી જરૂરીઆત હતી, તેથી વધારે હા ના નહિ પાડતાં ત્યાંજ કોચપર અંગ લોટાવ્યું. ત્યારે એક સ્વચ્છ તથા હલકું ગોદડું અંગપર નાખી ગરદનથી પગ સુધી દીલ દાબતી હું ત્યાંજ બેઠી. ત્યારે અંગ દાબવાને લીધે પદંર વીસ મિનિટ સુધી "પોતાને" સારી ઉંઘ આવી. દીલ ગરમ થયું નહોતું. પણ ઉંઘ આવવાથી બધા શરીર પર પસીનો છુટયો. માથું માત્ર ઘણુંજ તપી ગયું હતું, તથા મોઢા પરની લાલી કમતી થઇ નહોતી. પસીનો આવ્યો હતો તે મેં આસ્તેથી લુછી કાઢયો, પણ ઉંઘ ઉડી નહિ. વળી વધારે દસ બાર મિનિટ

ઉંઘ લઇ પછી આળસ મરડી તથા બગાસા ખાઇ ઉંઘ પુરી કરી. હવે જમવા ઉઠશો ને, સાડાબાર વાગી ગયા. એમ કહેતાંજ ઉઠી સ્નાન કરવાના ઓરડામાં ગયા. ત્યારે મેં કહ્યું કે, "આજે આપ સ્નાન નહિ કરો તો ઠીક. આજનો દિવસ હાથ પગ ધોઈ કપડાં બદલો તો નહિ ચાલે? ભાઈએ તો હું ભીના કપડાવતી અંગ લુછી કાઢું," ત્યારે કહ્યું, "ના ના આજે તડકો લાગવાથી ઘણો પસીનો થયો છે તેથી આજે તો સ્નાન કરવું જોઇએ." હું વધારે કાંઇ બોલી નહિ. સ્નાન માટે પાણી તૈયાર હતુંજ. તેથી શરદી ન થાય માટે જલદી સ્નાન કર્યું. સ્નાન થયા પછી પાટલાપર જમવા બેઠા તથા દાળ ભાતના ત્રણે કોળીઆ ભર્યા નહિ હોય એટલામાં શરીર પર જોરથી રોમાંચ ઉભાં થયાં અને ટાઢ વાવા લાગી; ત્યારે મારે હવે જમતું નથી, મને ઘણી ટાઢ વાય છે. એમ કહી જમવાનો હાથ બંધ પડી ગયો. તેથી બ્રાહ્મણે પીપદાની સામી ધરી અને હાથ ધોવા માટે હાથ પર પાણી રેડયું, અને મેં અંદર જઈ નોકર પાસે બીછાનું તૈયાર કરાવ્યું અને બારીઓ બંધ કરાવી. "પોતે" બિછાના પર આવી સુઇ ગયા, પછી મેં જોઈતાં હતા તેટલાં ગોદડાં અંગ પર નાખ્યાં, ત્યારે ઉંઘ આવી તાવને લીધે શરીર ઘણું તપેલું ન હોતું, પણ માથું માત્ર પહેલાં કરતાં ઘણુંજ તપ્યું હતું, તેથી હજુ સુધી મને જે સંશય લાગતો હતો, તે દૃઢ થયો. આજે તડકાને લીધે માથામાં નક્કી વિકાર થયો હશે, તેથી શરીર દુખે છે ને માથું તપી ગયું છે, કારણ કે એ બધાં એનાંજ ચિન્હો છે.

મહાબળેશ્વર આવતા પહેલાં કોર્ટના કામ ઉપરાંત જે વખત મળતો, તે બધો વખત આ નવાં બે કામો જે હાથમાં લીધાં હતાં તે કરવામાં ગાળતા, તેથી જોઈએ તેટલી વિશ્રાન્તી મળી નહોતી. તેમાં વળી અહિંયાં આવ્યા પછી આજ પંદર દિવસ સુધી દરરોજ સવારે બે ત્રણ કલાક સુધી તડકો ખાતા, એમ મારા મનમાં આવવાથી મેં તાબડતોબ ડાકટર પાટણકરને બોલાવવા મોકલ્યા. તથા આ વખતના મંદવાડ વિશે મને જે લાગ્યું, તે મેં એમને કહ્યું. ડાકટર બિછાના પાસે જઇ, "પોતા"ની પ્રકૃતિ જોવા લાગ્યા અને બહાર આવી મને કહ્યું, "તમારી કલ્પના બરાબર છે, એમ મને પણ લાગે છે. આ મંદવાડ પર બ્રોમાઈડ ઘણું આપવું પડે છે. તેમજ દરદીએ વિશ્રાંતિ પણ ઘણી લેવી જોઇયે."

મેં કહ્યું, "તેનીજ મને ફિકર પડી છે. ગમે તેમ થાય તો પણ "પોતાને" સાચો પ્રકાર શું છે તેની ખબર પડવા દેવી ન જોઈએ. આપ એમને કહો કે ટાઢ ભરાઇ આવે તે પ્રકારનો મેલેરિયાનો તાવછે. હું ડાયોફોરેટિક મોકલાવું છું. તે આપ ત્રણ ત્રણ કલાકે લેજો અને બને ત્યાં સુધી સુઈજ રહેજો. એક બે દિવસ સુંધી ઉઠવાનો શ્રમ કરતા નહિ. અને ડાયોફોરેટિકમાં તમે બ્રોમાઇડ આપજો. બન્નેનો સ્વાદ જરા જરા સરખો હોવાથી એક બીજા સાથે મળી જશે; પણ ફકત બ્રોમાઈડ એકલું આપશો તો એ તલ્લાસ કરશે અને મારા માથાને કાંઈ વિકાર થયો છે કે શું! એવી શંકા જો મનમાં આવશે તો તેની અસર મન ઉપર થશે. માટે એમ ન

અને તે સારૂ આપણે સંભાળ રાખવી જોઇયે." એવી મે ડૉકટરને તાકીદ આપી કહ્યું, એટલે તેઓ હા પાડી "પોતાની" પાસે ગયા અને કેહેવા લાગ્યા કે, "તાવ સાદો મેલેરિયાનો છે; ડાયેફોરેટિક મોકલાવુંછું તે પીજો એટલે આરામ થશે. ગમે તેમ કરી એક બે દિવસ બિછાના પર સુઈ રહો. પસીના પર પવન લાગે તે ઠીક નહિ." એમ કહી ડાકટર જતા રહ્યા.

દરરોજ ૪૫ અથવા ૫૦ ગ્રેન બ્રોમાઈડ આપ્યા પછી પાંચ છ દિવસે સળેખમ થયો અને તબીયત સારી થઈ. મંદવાડ આવ્યા પછી પુર્વવત સ્મરણ શકિત થવા તથા પ્રકૃતિ સુધરવા આસરે પંદર દિવસ લાગ્યા. ત્યાં સુધી હમેશની ટેવ પ્રમાણે નક્કી કરેલાં કામો એક પછી એક કરતાજ. કાગળો લખવાની વખતે માત્ર સ્મરણ શકિત બરાબર નથી, એ મારા ધ્યાનમાં આવતું. કાગળ એને નામે લખાવતા અને તેમાં મજકુર બીજી બાબતનો લખાવતા તે જોઈ હમેશાં કાગળ લખનારા છોકરાઓને નવાઇ લાગતી. જ્યારે આ વાત એમ બનવા લાગી ત્યારે મેં છોકરાઓને એક કોરે બોલાવી, તાકીદ આપી કે ગમે તેમ થાય પણ તમે કાગળ લખવા બેસો ત્યારે જેવો મજકુર કહે તેવો બરાબર અક્ષરે અક્ષર લખી કાડતા જાઓ. એમ કેમ ? એમ "પોતાને" પુછતા નહિ, તેમજ લખતી વખતે અટકતા નહિ. કાગળ લખ્યા પછી તે મારી પાસે લાવજો, એટલે હું કોને તથા શું મજકુર લખવો તે કહીશ.

કારણ કે "પોતે" કાગળ લખવાની વખતે જો છોકરાઓ કાંઇ સવાલ પુછે અને આપણી ભુલ થાય છે એ વાત જો "પોતાના" લક્ષમાં આવે તો એમના મન ઉપર તેની અસર થાય એવી મને બીક લાગતી હતી, અને તેથી બધી વાતની મારે સંભાળ રાખવી પડતી.

એ પ્રમાણે સાત આઠ દિવસ વીત્યા પછી એક દિવસે રાત્રે આસરે સાડા દસ વાગે "પોતાને" સારી ઉંઘ આવી હતી મને હમેશાં ઉજાગરો કરવો. પડતો હતો, અને વળી તે દિવસે તો હું ઘણીજ થાકી ગઈ હતી, તેથી નોકરને કહ્યું કે, "પોતાને" પગે ઘી આજે તું ચોળ, એમ કહી હું છોકરાંઓના પલંગપર જઇ સુતી અને તરતજ મને ઉંઘ આવી ગઈ. આસરે અડધા કલાક પછી "પોતે" ઘણા મોટેથી હસ્યા હોય એવો અવાજ મેં સાંભળ્યો, અને તેથી એકદમ જાગૃત થઈ. મંદવાડની ધાસ્તી તો મનમાં હતીજ; પણ આંખમાં ઉંઘ ઘણી હોવાને લીધે ખરી વાત શું છે તેની ખબર પડી નહિ, એટલામાં ફરી એક વાર મોટેથી હસ્યા. તે કોનો અવાજ હતો તે મેં તાબડતોબ ઓળખ્યો અને મને ડુમો ભરાયો, તેથી હું બોલી શકી નહિ. તો પણ "પોતાના" પલંગપાસે જઈ શું થાય છે એમ અસ્પષ્ટ શબ્દથી પુછ્યું.

ત્યારે "પોતે" કહ્યું, "અરે, ગભરાતી નહિ, હું જાગું છું, પણ બત્તી લાવી તારો ડાહ્યો ચાકર શું કરે છે તે જો." ચાકર ઘી ચોળતો હતો તે મને માલમ હતું તેથી મેં કહ્યું, "ચાકર શું કરે, તે ઘી ચોળે છે." ત્યારે કહ્યું, "પહેલાં તું

બત્તી લાવને જોતો ખરી! પછી મારા હસવાનું કારણ તને સમજાશે. મેં બહારથી બત્તી આણી અને જોયું તો ચાકર ગણુ "પોતા"નો એક પગ લઇ "પોતા"ના ખોળાપર મુકી તેને ઘી ચોળતો હતો. અને માથું પગને લાગે એવાં ઝોકાં ખાતો. પણ બન્ને પગમાંના મોજાં જેમને તેમ હતાં અને મોજાંપરજ ઘી ચોળતો હતો. એ જોઈ મને પણ ઘણું હસવું આવ્યું, અને તે ચાકરને તેના ડહાપણ માટે મેં બોલાવી જાગૃત કીધો.

બીજે દિવસે સવારથી પંદર દિવસ પહેલાં "પોતાની" સ્મરણ શક્તિ કમી થઇ હતી તે પાછી આવી, એવી મારી ખાત્રી થઇ. કારણકે બીજે દિવસે સવારે ચા પીવા સારૂ જ્યારે બધા લોકો એકઠા થયા, ત્યારે રાત્રે બનેલી ગણુ ચાકરની ડહાપણની વાત "પોતે" હસતાં હસતાં દિએરજીને કહી અને તે દિવસથી દિવસે દિવસે પ્રકૃતિને વધારે આરામ પડવા લાગ્યો. તેથી બે ત્રણ દિવસ પછી મુંબઈની એશીઆટીક સોસાયટીમાંથી મંગાવેલી ચોપડીઓની પેટી કે જે દસ બાર દિવસથી પારસલથી આવી હતી અને મંદવાડને લીધે મેં આજ સુધી તે વાત છાની રાખી હતી, તે કાઢી આપી મંદવાડમાં પેટીનું સ્મરણ થયું હતું અને પાંચ છ વખત તપાસ કરી હતી કે હજુ પેટી કેમ નથી આવી! પણ દિએરજીને,, સિપાઈઓને તથા છોકરાઓને પેટી આવી છે એમ "પોતાને" કહેતા નહીં એવી તાકીદ આપેલી હોવાને લીધે કોઈ કાંઇ બોલ્યું નહિ. તેથી દિએરજી પાંસે મુંબઈ કાગળ લખાવ્યા હતા કે ચોપડીઓ જલદી મોકલાવી આપો; પણ તે

બધા કાગળો તેમણે મને આપ્યા હતા. એ પ્રમાણે બધી બાજુનો બંદોબસ્ત રાખવાને લીધે એ મંદવાડનો થોડી મુદત માં છેડો આવ્યો, અને મારૂં સદ્‌ભાગ્ય હતું, તેથી મને વધારે દિવસ એમના સહવાસનો લાભ મળ્યો.

આ વરસે ઘણી ખરી સાંસારિક વાતો વિશે વધારે ઉદાસીનતા ભાસવા લાગી. જો કે તે પ્રમાણે એક પછી એક કામો કરતા હતા, તો પણ તેમાં "પોતાનું" મન નિમગ્ન થયેલું નહિ રેહેતું, એટલુંજ નહિ પણ ત્યાં લક્ષ પણ લાગતું નહિ. એ વાત ઉપલક જોનારાના લક્ષમાં આવે એવો સંભવ નહોતો; પણ ધ્યાનપૂર્વક જો જુએ તો એ વાત લક્ષમાં આવ્યા વગર રહેતી નહિ. આ વરસમાં "પોતાની" પ્રકૃતિ નરમજ રહેતી હતી. વળી કાંઇ પારમાર્થિક ચિંતનમાં "પોતાનું" મન નિમગ્ન થયું હોય એમ દેખાતું હતું, કારણ કે પ્રકૃતિની અવ્યવસ્થા ને લીધે વ્યવહારમાં લક્ષ લાગતું નહિ; પણ રાજકીય સામાજિક, ઔદ્યોગિક, એ બધા ગમનારા વિષયો પર વર્તમાન પત્રમાં હકીકત આવે, તો પણ પહેલાંની માફક હવે તે પર લક્ષ હોય એમ દેખાયું નહિ. જમતી વખતે હમેશા વિનોદથી ઘણી વાતો કરતા, મશ્કરી કરતા, જો હું કાંઈ ચીજો બનાવું તો અમથી નિંદા કરતા, અને મને કહેતા કે સવારથી બધો વખત ગાળી આવી ચીજો બનાવી! અમે પુરૂષો પણ આવી ચીજો તો થોડા વારમાં બનાવી શકીએ.

ગળપણની ચીજો કરતાં ચણાની દાળની તીખીને મીઠી ખારી વાળી ચીજો ઘણી ગમતી; તેમાંથી જો કોઇ ચીજ સારી બની

હોય તો તે દિવસે આખરનો ભાત પુરો થયા પછી પણ ફરી તે ચીજ થોડી માંગી લઇ ખાતા. પણ એ વાત હાલ કમી થઈ હતી. મારા ધ્યાનમાં આવ્યું કે બધી વાતો જાણે કે "પોતે" નિયમસર બાંધી હોય તે સંબંધે જો કોઇ દીવસ કાંઇ પુછુ તો વાત ઉડાવી દેતા, અને બને ત્યાં સુધી તે વિશે જવાબ આપતા નહિ. મને લાગે છે કે ભોજન, મુખશુદ્ધિ, ચા, ફરાળ વિગેરે બધી ચીજોનો આહાર નિયમસર કરવો, એમ મનમાં નિશ્ચય કર્યો હશે. કારણ કે જે ફળ ભાવતું હતું તે પણ વધારે ખાતા નહિ.

એક દિવસે ઘણા દિવસમાં ન મળેલી એવી ઉત્તમ કાળી દ્રાક્ષ મળી હતી. "પોતા"ને દ્રાક્ષ ઘણી ગમતી, તેથી મેં દસ બાર દ્રાક્ષ રકાબીમાં મુખી મુખશુદ્ધિને માટે આપી. પણ ભોજન થયા પછી તેમાંથી પાંચ છ દ્રાક્ષો લઈ બાકીની જુદી મુકી દીધી. એ જોઇ મેં કહ્યું," દ્રાક્ષ આજે ઘણી સારી મળી છે, અને ઘણે દિવસે મળી છે તો તેમાંથી જુદી શા સારૂ કાઢી મુકો છો? એટલી તો ખાઓજ." ત્યારે કહ્યું, "તારો સ્વભાવ ચમત્કારિક છે. તારી ઈચ્છા એવી છે કે હું ખુબ ખાઉં પીઉં; પણ તે પ્રમાણે ઘણું ખાધા પીધાથી જીભને કોઈ દિવસ તૃપ્તિ થશે ? તૃપ્તિ કરવા જાઉં તો તૃપ્તિ તો થવાની નહિ. તૃષ્ણા માત્ર વધશે. એ વાત હું કાંઈ મારા એકલાનીજ કરતો નથી, પણ પ્રત્યેકમાણસે એ સંબંધી થોડા ઘણા નિયમ રાખવા જોઇએ" એ પ્રમાણે સેહેજ બોલી ગયા.

આ બોલવા પરથી જે મને સંશય લાગતો હતો તેની હવે ખરેખરી ખાત્રી થઈ. કે "પોતે" બધી ચીજોનો નિયમ બાંધી દીધો છે. એવું સમજાવાથી તે તરફ મારૂં મન વધારે લાગ્યું અને સાચી વાત શું હતી, તેની થોડા વખતમાં મને ખબર પડી. દર રોજ ચા પીતા તેના ઘુંટડા ગણીને પીતા. દરરોજ ચા પીવાની લઈ જતી. ત્યારે રકાબીમાં તે રેડી ટહાડી પાડી હાથમાં પીવા આપતી. કામમાં મન નિમગ્ન હોય તો પણ ઘુંટડા ગણીને પીતા, પણ વધારે પીતા નહિ. બોલવાના નાદમાં ને નાદમાં હોય અથવા કામમાં નિમગ્ન થઇ ગયેલા હોય, તોપણ રકાબીમાં મુકેલી ચામાં એક ઘુંટડો વધારે હોય તો તે રહેવા દેતા. તેમજ કોઈ દિવસ એકાદી ચીજ ગમે અને તે મુદ્દામ બનાવી હોય અને તે સારી થઈ હોય તો હું ઘણા આગ્રહથી "પોતે" વધારે ખાય તે સારૂ પિરસતી, તો પણ તેમાંથી છાનામાના થોડુંક લઈ બાકીનું એક બાજુ રહેવા દેતા, એ જોઇ હું પુછતી કે શું આજે આ ચીજ સારી નથી થઇ? એક બે વખત જો પુછું તો પોતે કાંઇ બીજાજ વિચારમાં છે. એમ બતાવી જવાબ આપતા નહિ, પણ જો હું ફરી ફરી પુછું તો હસતા ને કહેતા કે "તે ચીજ કોણે બનાવી છે, તે પહેલાં કહે. તેં બનાવેલી હોય તો તે ઘણી સારી બનાવેલી છે એમ કહું છું."

"જો મેં બનાવી હોય તો સારી કહેવાની જરૂર નથી. થાળીમાં મેં થોડું પિરસ્યું છે, તો પણ થોડું ખાઈ બાકીનું એક બાજુ મુકી દીધું છે, તેથી તે ચીજ સારી બની નથી,

એમ લાગે છે." એમ હું કહેતી, ત્યારે કહેતા કે "ખરેખર એ ચીજ બહુજ સારી બનાવી છે, પણ જો કોઇ ચીજ સારી બને તો એકલી તેજ ખાવી કે કેમ? ખાવાની પણ કાંઈ હદ છે કે નહિ!"

રોજની મુખશુદ્ધિ માટે ઋતુ ઋતુનાં ઉત્તમ ફળો લાવવાં પડતાં, આજે આ ફળ ઘણું સારૂં છે એમ કહી વધારે તે ખાધું એમ કદી કર્યાનું મને સ્મરતું નથી. હમેશ પ્રમાણે ખાતા. વધારે આપ્યું હોય તો તે એક કોરે મુકી રાખતા. જો કોઇ દિવસ ઉતાવળને લીધે હું ચાખ્યા વગર મુખશુદ્ધિને માટે ફળ એમનાં એમ મુકી દઉં અને ખાતી વખતે જો તે ખરાબ લાગે, તો રકાબી છાનામાના આઘી મુકી દેતા. કાંઇ બોલતા નહિ. અને જો તે વખતે વધારે સારૂં ફળ ખાવાનો આગ્રહ કરીએ તો તે દિવસે તે ખાતા નહિ. એક દિવસે પુણાના નારાયણભાઈ દાંડેકરે પોતાના બગીચામાંથી આફુસ તથા પાયરીની કેરીઓ મોકલાવી અને લખ્યું કે "મેં મારે હાથે વાવેલા ઝાડોનાં આ ફળો છે. તેથી જો આપ ચાર પાંચ તેમાંથી ખાશો તો મને ઘણો આનંદ થશે." એ કેરીઓમાંથી એક કેરી લઈ તેના કકડા કરી તે બધા કકડા એક રકાબીમાં મુકી ખાવા આપ્યા. ભોજન થયા પછી રકાબી હાથમાં લીધી અને તે કકડાઓમાંથી એક કકડો ખાધો અને કેરી ઘણી સ્વાદિષ્ટ છે એમ વખાણ કરી કહ્યું કે "તમે ખાઓ અને નોકર લોકને પણ આપજો, હો. એમ કહી રકાબીમાંથી બીજો એક કકડો લઈ રકાબી ખસેડી મુકી. એ જોઈ મને ઘણી નવાઈ

લાગી અને મેં કહ્યું "ભોજનમાં પીઠલું અને ફળોમાં કેરી એ બે ચીજો કોઈને ગમતી નહિ હોય, એમ નહિ હશે. ભાગ્યેજ એવો કોઈ એકાદો નિકળશે." ત્યારે "પોતે" કહ્યું "કોને ગમતી નથી? સારી ચીજ હોય તો તે બધાને ગમે. મેં પણ કેરીના કટકા ખાધા નથી કે?"

ત્યારે મેં કહ્યું "તેનીજ મને નવાઇ લાગે છે; કેરી જેવી ચીજ પચવામાં અઘરી નથી. તબીયત પણ આ સમયે સારી છે; વળી કેરીઓ પણ ઉત્તમ છે અને મિત્રને ત્યાંથી આવેલી છે. એ બધું છતાં આપે બેજ કટકા કેમ ખાધા વારૂ! આ બધા કટકા એકજ કેરીના છે. આજ એ બધા કટકા તમો ખાત તો કેટલું સારૂં થાત! મેં જ્યારે કાપીને થોડી ચાખી જોઇ ત્યારે મારા મનમાં આવ્યું કે આજની કેરી ઘણી સારી છે તથા તે ઘણી ગમશે અને કદાચિત્ વધારે માગી પણ લેશે."

ત્યારે કહ્યું, "ફળ ખરેખર ઘણું સારૂં છે. માટેજ મેં મુદ્દામ થોડું રાખી મુક્યું છે, તું ખા અને છોકરાંઓને આપ. મારી જો ઇચ્છા હોત તો એક બે કટકા વધારે મારાથી ખવાત; પણ આજે મેં મારી જીભની પરીક્ષા જોઇ લીધી. એ વિષે એક વાત મને યાદ આવી, તે કહું છું. નાનપણમાં અમે મુંબઈમાં શિખતા હતા, ત્યારે ફણસવાડીમાં ડીમોંટેની ચાલમાં રહેતા હતા. અમારી પાડોસના ઓરડામાં માયદેવ નામે એક મિત્ર તથા તેની મા રહેતાં હતાં. એમનું કુટુંબ પહેલાં ઘણી સંપત્તિવાળું હતું. તે લોકો ખાધેલ પિધેલ હતાં, પણ હવે તે કાળ રહ્યો નહોતો. માયદેવનો બાપ મરી ગયા પછી તેમનું

ઇનામ ખાલસા થયું હતું તેથી એમને ઘણી તંગાસ પડતી હતી અને તે મા દીકરાને પચીસ ત્રીસ રૂપીઆની સ્કોલરશીપ પર પોતાની જીંદગી ગુજારવી પડતી. આ બાઇએ પહેલાં સારા દિવસ જોયલા હતા, તેથી આ દિવસો તે બાઇને ઘણા કષ્ટમય ભાસ્યા. જો કોઈ દિવસ તેનો દીકરો શાક ન લાવે તો તે ઘણી ગુસ્સે થતી, અને અમારા દેખતાં મોટેથી બોલતી કે મારી જીભ ઘણી મસ્ત થઈ ગઇ છે. હું એને ઘણું કહું છુ કે સાત આઠ શાક, સાત આઠ રાઇતાં, તથા બે ત્રણ પકવાનોથી પિરસેલી થાળીઓ તથા તેની સાથે ઘી, ખીર, મઠા વિગેરેથી ભરપુર વાડકાઓ જે દિવસે મળતા તે દિવસ હવે જતા રહ્યા છે. ! તે યાદ કરવાથી શું ફાયદો ! પણ ચાર પાંચ ચીજો બનાવ્યા વગર એને ચાલતું નથી, મને આ છોકરાને તો શાક લાવવાનો પણ કંટાળો ? એને શાક વગર ચાલેછે પણ મારે ચાલતું નથી. એમ બોલતી, તેપરથી જો જીભને આપણા તાબામાં ન રાખીયે તો તે મસ્ત બની જાય છે અને નબળા દિવસમાં તે આપણું માનતી નથી. માટે માણસે હમેશાં ગમે તે સ્થિતિમાં ચાલે, એવીજ ટેવો રાખવી. એટલે કોઈ પણ સ્થિતિ ભારે લાગતી નથી. નહિ તો દરેક માણસ જેમ જેમ વૃધ્ધ થતું જાય તથા સમજ શક્તિ વધતી જાય તેમ આપણા માંની પશુ વૃત્તિ કમી કરવા તરફ તથા દૈવી ગુણ વધારવા તરફ આપણું લક્ષ રાખવું. સારી વાત સાધ્ય કરવા ઘણાં કષ્ટો પડેછે, તેથી તેને મદદ કરવા સારૂ આપણે થોડા ઘણા નિયમ રાખવા જોઈએ." ત્યારે મેં કહ્યુ જો આપણે નાનો સરખો

નિયમ કરવા જઈયે તો એ વાત જગત્ પ્રસિદ્ધ થઇ જાયછે. એટલે "પોતે" બોલ્યા. "તમો સ્ત્રીઓ, લોકોને ખબર પાડવા સારુ ને ભૂષણ સારૂ ચાતુર્માસમાં નિયમ પાળો છો. આ વાતો કરવા સારુ અમુકજ નિયમ શા સારુ જોઇયે? મનમાં આવે ત્યારે કાંઇ ન બોલતાં એ વાતો આપણાથી બની શકે છે કે કેમ તે કરીજોવું. આ વાતો ખરેખર લોકોને ખબર પાડ્યા વિના છાના માના બની શકે છે. જો આપણે ખરા દિલથી નિશ્ચય કરીયે કે આ વાત સાધ્ય કરવી છે. તો તે થોડા ઘણા પ્રમાણમાં થોડા દિવસમાં આપણે સાધ્ય કરી શકિએ. દૈવી ગુણ વધારનારી અને મનને ઉન્નતિ આપનારી વાતો આખરે દરેક જણને કલ્યાણકારકજ થઇ પડશે. જો બીજાની આ પ્રકારની વાતો આપણા જાણ્યામાં આવે તો આપણે તે વાત જ્યાં ત્યાં કરવી નહિ; જોઇએ તો એક બાજુએ લઈ જઇ પુછવું. આવી વાતો બધાના દેખતાં તથા હંમેશ બોલવાની હોતી નથી. આખો દિવસ કામ કીધા પછી સુતી વખતે આજે આપણા હાથથી કેટલાં સત્કર્મો થયા, તેમજ દુષ્કર્મો કેટલાં થયાં, તેનો તાળો મેળવવો. સારાં કામો વધારવા તરફ આપણા દિલની પ્રવૃતિ રાખવી અને દુષ્કર્મો ન કરવા વિષે મનમાં પક્કો નિશ્ચય કરી ઇશ્વરની સહાય માંગવી. શરૂઆતમાં આ વાતો ઘણી અઘરી લાગે છે ને કેમે કરી ત્યાં આપણું મન ખુશીથી જતું નથી; પણ દૃઢતાથી ઍટેવ પાડીએ એટલે આગળ જતાં એ વાત મનને ગમે છે.

આપણે ઇશ્વરના અંશ છીયે એમ આપણે કહીયે છીયે તો પછી તેના ગુણ દિવસે દિવસે આપણામાં આવવા જોઇએ,

એમ તને નથી લાગતું ? જે ભાગ્યવાન પુરૂષો અધિકારી છે, તેઓ સખ્ત નિયમો પાળેછે તથા યોગસાધન કરે છે; પણ અમે તેટલા ભાગ્યવાન નથી. અમો તો હજારો વ્યવસાયમાં નિમગ્ન થઈ રહેલા છીયે, તેમાં વળી કાને તથા આંખે નબળાઈ તેથી એમના જેટલું અમને સાધ્ય થશે નહિ, તો પણ આપણા સ્વલ્પ સામર્થ્ય પ્રમાણે થોડું ઘણું જે કાંઈ બને તે કરવું એટલે બસ. એમાં તે શું પુછવાનું ?" મેં કહ્યું, "આ બધું સાંભળી મને કેટલો આનંદ થયો; પણ હમેશ પ્રમાણે બીજી વાતે ચડાવી મેં જે પ્રશ્ન પુછ્યો તેનો જવાબ તો આપ્યો નહિજ. ફિકર નહિ; ચાના ઘુંટડાવિશે જેમ મેં જાણ્યું તેમ જમવા વિશે પણ શોધી કાઢીશ. જરા વધારે લક્ષ આપીશ એટલે બસ. એતો મારાજ હાથમાં છેને ?"

ત્યારે "પોતે" બોલ્યા, "પણ હું જે તને પુછું છું તે કહે. તમે નાની મોટી બધી સ્ત્રીઓ ઘરમાં ધંધા વગરની છો કે કેમ ? શું ખાઓ છો, શું પીઓછો, કેટલા વખત સુધી ઉંઘો છો, કોઈ આવે તો તેની સાથે કેમ તથા શું બોલોછો તે બધા વિશે અમે કોઈ દિવસ તલ્લાસ કરી છે કે ? તો પછી અમો પુરૂષોને તમે હંમેશાં શા સારૂ પુછો છો ? અમે શું ખાઇએ છીયે, શું પીયે છીયે, ચા કેટલી પીયે છીયે, લોકો સાથે શું વાત કરીયે છીયે, કેમ બોલીયે છીયે, રાત્રે બિછાનાપર ઉંઘ લઇયે છીયે કે વિચાર કરીયે છીયે, એ બધાની પુછપર તમારે શા સારૂ જોઇએ ? પુરુષોને ગમે તે કરવાદો. તે તરફ બને ત્યાં સુધી લક્ષ આપવું નહિ, એમ પહેલાંની સ્ત્રીઓનો રિવાજ હતો; પણ

તારૂં બધું તેથી ઊલટું છે. મારે એમ કહેવું પડેછે કે મારી દરેક હીલ ચાલ પર તું એક છુપી પોલીસ બની બેઠી છે !" એ પ્રમાણે બોલવું થયા પછી અમે અમારે કામે લાગ્યાં. પણ બીજા દિવસથી મને "પોતે" જ્યારે જમતા હોય ત્યારે એમના કોળીયા ગણવાની ટેવ પડી ગઈ. કેટલાક દિવસ ગયા પછી નિયમસર બરાબર બત્રીસ કોળીયા જમે છે, વધારે જરા પણ જમતા નથી એમ મારા ધ્યાનમાં આવ્યું. આ બધી વાતો ઉપલક જોનારના ધ્યાનમાં કદી આવત નહિ. જો કોઇ ખાસ લક્ષ આપી જુએ તોજ તેના લક્ષમાં આવે એવી આ બધી વાતો હતી.

ઈ. સ. ૧૯૦૦ ની સાલના મે મહિનામાં અમે મહાબલેશ્વર ગયાં નહિ, પણ લોનાવલામાં રહ્યાં. ત્યાં સવાર સાંજ બહારથી ફરી આવતાં ઘણું મોડું થતું, અને શરીરે ઘણો પસીનો થતો. તેમાં વળી ઘેર આવતાંજ અંદર જઇ કપડાં બદલી ફરી તાબડતોબ ઓટલે વાંચતા અથવા કોઈ વાંચે તે સાંભળતા, અને જમવાનો વખત થાય ત્યાં સુધી બેસતા. જુન મહિનાની શરૂઆતમા વરસાદ પડયો તોપણ "પોતાના" નિત્યક્રમ પ્રમાણે સવાર સાંજ ફરવા જતા અને પછી ઓટલે બેસતા. પહેલેથીજ પવન થંડો પડી ગયેલો હોવાથી તે પવન પસીનાવાળા શરીર પર લાગવાથી કિડની મંદવાડ થયો. તેથા અમે તાબડતોબ મુંબાઈ નિકળી આવ્યાં. ઔષધોપચાર તથા શેક કર્યા પછી મંદવાડનું જોર કમી થયું; પણ એ સમયે તેમાં વધારો થવાથી મંદવાડે ઉથલો ખાધો, અને તેથી ઘણા

દિવસ તેની ઇજા ભોગવવી પડી. જુન મહિનાની આખરે એક રવિવારે સવારથી સાંજ સુધીનો બધો વખત કોરટનું કાંઇ કામ કરતા હતા તથા તેને લગતા કાયદાની ચોપડીઓ જોઇ તેમાં નિશાનીઓ કરવામાં બધો વખત ગયો. બપોરે ભોજન થયા પછી મને બોલાવીને કહ્યું કે, "આજે હું એક જરુરના કામમાં રોકાયલોછું, જો કોઇ મને મળવા આવે તો ચોપદારને કહે કે હું કામમાં છું', એમ તેને કહે, અને તું છોકરાં-ઓને આજે અહીઆં આવવા દેતી નહિ." એમ કહી ફરી કામ કરવાનો આરંભ કિધો. મેં તે પ્રમાણે ચોપદારને કહ્યું તેમજ જો કાંઈ કામ પડે તો તે કામ સારૂ તમારામાંથી એક જણ "પોતાની" પાસે રહેજો એમ પણ કહ્યું. હું બીજી બાજુના ઓરડામાં છોકરાંઓને લઈ જાઉં છું'. જો મને બોલાવે ને તે મારા સાંભળવામાં ન આવે, માટે કહી રાખું છું. એમ એમ કહી હું બીજી મેડીપર બચ્ચાંઓને લઇને જઇ બેઠી. આસરે ત્રણ સાડા ત્રણ વાગે એક રકાબીમાં ફળના કટકા તથા દ્રાક્ષો મુકી "પોતાની" પાસે લઇ ગઈ, અને ધીમેથી પાસે મુકી ચા લઈ આવું કે એમ પૂછ્યું.

એ વખતે ઘણાજ એકાગ્ર ચિત્તથી લખતા હતા, તેથી ઊંચું જોયા વગરજ મને કહ્યું, "હવે મારી સાથે એક શબ્દ પણ બોલતી નહી, કેમકે હું કામમાં છું. મારૂં કામ પુરૂં થશે એટલે હું તને બોલાવવા મોકલીશ." એ સાંભળી હું તાબડતોબ બહાર નિકળી ગઇ. આશરે કલાક પોણા કલાક પછી મને બોલાવી કહ્યું "હવે તું જે ફરાળ ચાહ પાણી

વગેરે લાવવાની હતી તે બધું લઈ આવ." એમ કહી મોં તથા હાથ ધોઈ "પોતે" બહાર જવાનાં કપડાં પેહેરવાની શરૂઆત કરી. હું ચાહ તથા બીજી ચીજો ઊપર લઇ આવી એટલામાં પ્રાર્થના સમાજનો શિવરામ પટાવાલો આવ્યો ને કહેવા લાગ્યો કે મને સેક્રેટરીએ કહ્યું છે કે આજે આપ ધર્મોપદેશ કરનાર છો. એ સાંભળી મને થોડો ગુસ્સો આવ્યો તેથી મેં કહ્યું, "કહ્યું છે એમ કહેવાને બદલે હુકમ કીધો છે એમ કહીશ તો તે વધારે શોભશે!! શું એમણે ચિઠ્ઠી પણ લખી નહી ને તારી સાથે કહાવી મોકલ્યું ને તે પણ પાંચ વાગે?!"

બિચારો શિવરામ શું બોલે? છાનો માનો ઉભો રહ્યો. પણ "પોતે" બોલ્યા, "તે બિચારો શું કરે, હુકમ બજાવવાનુ એનું કામ તે બિચારાપર ગુસ્સો કરવાથી શું ફાયદો? શિવરામ તું જા, અને હું આવું છુ' એમ કહે."

એમ કહી મારી પાસે "પ્રાર્થનાસંગીત" માગ્યું. ત્યારે ચોપડી આપી. મેં જરા ગુસ્સાથી કહ્યું, "મને માલમજ હતું કે ખાવા પીવાની વખતેજ ઊતાવળ થાય છે. આટલીવાર સુધી કોરટનું કામ કર્યું; હવે સમાજનું ધર્મનું કામ આવ્યું. એક તરફથી કપડાં પહેરો છો, અને મારા હાથમાં ચાહ તથા ફરાળ છે તે બધો ટહાડો થાય છે, પણ તે તરફ જોવાનો વખત મળતો નથી."

એ સાંભળી કપડાં પહેરવાનું બંધ કર્યું અને મારા હાથ માંથી ફરાળનું હતું તેમાંથી થોડુંક લઈ ચાહ પીધી, તથા થોડું ખાધું. ત્યારે મેં પુછ્યું કે, "આજે પાંચ સાત કલાક

સુધી કામ કરવું પડયું તો, તે કામ ઘણું ભારે હશે નહિ વારૂ"? ત્યારે કહ્યું "હવે તું મારી સાથે પ્રાર્થનાસમાજમાં આવે છે ને! એટલે ગાડીમાં કહીશ."

મેં હા પાડી અને હુ અંદર ગઈ અને છોકરાંઓને કપડાં પેહેરાવી સિપાઈ સાથે ફરવા મોકલી દીધાં. અને હું ગાડીમાં આવી બેઠી. થોડીવાર સુધી "પોતે" પ્રાર્થના સંગીત જોઈ રહ્યા અને પછી મારી તરફ જોઇ કહ્યું, "થોડા વખત પહેલાં તું મને આજના મારા કામ વિષે પુછતી હતી. આજનો કેસ ઘણો મહત્વનો છે. અમો જડજોમાં પાંચ છ દિવસ સુધી મતભેદ પડયો, તો પણ આખર અમારો બધાનો એકમત થયો નહિ; તથાપિ કાલે તેનો ચુકાદો આપવાનો છે અને તે મારેજ લખવો એમ મારા જોડીદાર જડજોએ કાલે સાંજે મને ચિઠ્ઠી લખી. તેથી આજ સવારે તથા બપોરે મારે વધારે વખત બેસવું પડયું. એ ખુનનો મુકરદમો છે. અને તેમાં ધારવાડ તરફના છ બ્રાહ્મણો આરોપીમાં છે." એમ અમે વાત કરતાં હતાં, એટલામાં અમારી ગાડી પ્રાર્થના સમાજની પાસે આવી ઊભી રહી, ને અમે નીચે ઊતરી સમાજમાં જઈ બેઠાં. સવારથી આખો દિવસ કામ કરી જો કે થાકી ગયા હતા તો પણ તે દિવસે ધર્મોપદેશ તથા પ્રાર્થના હમેશ પ્રમાણે અતિ પ્રેમાળ તથા ભક્તિ પુરઃસર રીતે કર્યાં.

ત્યાંથી પાછા આવતી વખતે ગાડીમાંજ પેટમાં ચુંક આવી, થોડું દુખવા માંડયું અને કદાચિત તાવ આવશે, એમ દેખાવા લાગ્યું. વાળુ કરી રહ્યા પછી હમેશ પ્રમાણે વંચાવ્યું નહિ,

અને મને કહ્યું કે મને ટહાડ વાય છે, ને શરીર દુખે છે માટે થોડું દાબ, એટલે મટશે તેથી હું શરીર દાબતી બેઠી. આશરે એક કલાક પછી અંગમાં ઘણોજ તાવ ભરાયો, અને પાંચ પાંચ મિનિટે વારંવાર ઊઠવું પડયું. તેથી ઘઉંનું પોટીશ તથા ગરમ પાણીથી ભરેલી રબરની કોથળીનો શેક પેટ પાસે તથા પીઠ પાસે કિડનીના ભાગપર કરવા લાગી; પણ ઉપર કહ્યા મુજબ વારંવાર ઊઠવું પડતું હતું, તેથી ઊંઘ જરા પણ આવી નહિ.

બીજે દિવસે મેં પુછ્યું, "હાલ દસ બાર દિવસથી તમારી તબીઅતને આરામ હતો, છતાં આ પ્રમાણે એકદમ શાથી થયું? પેટપર તથા પીઠપર વધારે વખત પવન લાગ્યો કે?" ત્યારે કહ્યું, "ના, પવન લાગ્યો નથી. પણ મને લાગે છે કે મેં બહાર જઈ આવવાનું આળસ કીધું, તે મોટી ભૂલ થઇ. બપોરે જજમેન્ટ લખતો બેઠો હતો, ત્યારે કામની વચ્ચે અડચણ ન આવે, તથા બધું એકદમ લખી કાઢું એવા વિચારથી વચમાં હું ઊઠયો નહિ, ને બહાર ગયો નહિ. પણ આ બધું લખાણ પુરૂં કરતાં ચાર કલાક લાગ્યા, અને તે વખતે મને તે સમજાયું નહિ, તેથી આમ બન્યું છે."

મેં કહ્યું, "હાલ એજ પ્રકારનો થોડો વિકાર થયલો જણાયછે. તેમાં વળી બેદરકારી થાય તો તેમાં વધારેજ થાય તો. જજમેન્ટ લખવાનું હતું તો તેમાં શું થયું? આવે સમયે પણ ઉઠી જવું નહિ? થોડી બેદરકારીને માટે હવે કેટલું દુઃખ ખમવુ પડે છે? કાલે આખો દિવસ ઘણું કામ કર્યું. સાંજે

પણ વિશ્રાન્તિ મળી નહિ. સમાજનું કામપણ કરવું પડયું. વળી રાત્રે જો ઊંઘ સારી આવી હોત તો થાક કમી થઇ જાત અને સવારે હોંશિઆરી આવત તેમ પણ બન્યું નહિ, વળી કાલે તથા આજે કોરટનું કામ હોવાને લીધે વિશ્રાન્તિ મલી નહિ. આજે પણ કોર્ટ છે. જો શરીરને આટલી બધી તકલીફ આપો તો તે બિચારૂં કેમ નભે, મન હમેશાં તાબામાંજ છે અને તે જોઇએ તેમ રહેશે; પણ તેથી શરીરને માત્ર દુઃખ પડે છે, તેથી તે થાકી જાય છે."

મારૂં આ બધું બોલવું શાન્તતાથી સાંભળી લીધું. કોઈ આવેશથી કે ગુસ્સાથી બોલતું હોય તો તે બધું બોલવું સ્મિત કરી શાંતતાથી સાંભળી લેતા, અને તેનું બોલવું પુરૂં થયા પછી એવો ઉત્તર આપતા કે તે સાંભળતાંજ પ્રશ્ન પુછનારને પોતાનો દોષ દેખાઈ આવતો તથા ઘણી શરમ લાગતી. હું ઉપર કહ્યા મુજબ બોલી ગયા પછી ઘણી વારે મને કહ્યું કે, "મારે તને કાંઈ પુછવું છે તેનો બરાબર જવાબ આપજે."

મેં કહ્યું, "મને કાંઈ પુછતા નહી, અને હું જબાબ આપવાની નથી. યુક્તિઓ કરી બીજાથી જવાબ ન અપાય એવા પ્રશ્નો પુછવાની આપને ટેવજ પડી ગઇ છે."

મારા બોલવા તરફ લક્ષ ન આપતાં એકદમ બોલ્યા, "એમ ઘેલી જેવું તું બોલે છે? હું કહું છું તે સાંભળી તો લે! જો તને એમ માલમ હોય કે થોડો શ્રમ લેવાથી બીજાનો જીવ બચતો હોય તો તું પણ આ કરતાં એ વધારે ઈજા ખમવાને તૈયાર નહિ થાય?"

મેં કહ્યું, "હુંજ કેવળ નહિં પણ બીજા કોઈ પણ ઈજા ખમવા ઘણા આનંદથી તૈયાર થશે."

ત્યારે "પોતે" કહ્યું, "જો એમ હોય તો પછી થોડા વખત પહેલાં વિચાર કીધા વગર કેમ ગુસ્સે થઇ વારૂ? માંદા પડવાની કોઇને હોંસ થતી નથી. સદાસર્વદા દરેક વાત હું વિચાર કરીનેજ કરૂંછું, એ તને ખબર છે, છતાં અમથો ત્રાસ શા સારૂ કરે છે? પરમ દિવસના મુકરદમામાં મારા જોડીદારે ફાંશીની સજા ઠરાવી છે. મારો મત માત્ર જુદો પડયો તેથી કાલનું જજમેંટ લખતી વખતે લખતાં મોડું થયું અને વધારે શ્રમ લેવો પડયો. મનમાં જો વિચાર ગોઠવતા હોઇએ અને કાગળ ઉપર તે લખતા પહેલાં જો વચમાંજ ઉઠું અથવા કોઈની સાથે બોલવાથી હરકત આવે તો તે વિચારો વિખેરાઈ જાય છે અને ફરી ગોઠવવાનું મુશ્કેલ પડે છે; તેથી જો કે મને વચમાં ઉઠવાની ઈચ્છા થતી હતી, તો પણ ઉઠવાનું મેં આળસ કીધું" એમ કહી નિત્યક્રમનો આરંભ કર્યો અને રાત્રે જો કે તાવ આવ્યો હતો, તોપણ જમીને તરતજ કોરટમાં ગયા. સાંજે પાછા ઘેર આવ્યા ત્યારે મને કહ્યું "આજે બે જણાનો જીવ બચ્યો. એમને ફાંસીની શિક્ષા થઈ હતી. તે જગ્યાએ કાળાપાણીની શિક્ષા થઇ."

આ જુન મહિનાના આસરે ત્રણ અઠવાડીયામાં થોડા દિવસ સારી પ્રકૃતિના અને થોડા દિવસ નબળી પ્રકૃતિના ગયા. પછી ૨૦ મી જુલાઈ સુધી એટલે આસરે એક મહિના સુધી "પોતા" ની પ્રકૃતિ ઘણી સારી રહી. આ મહિનામાં અવશ્ય

તે આખર સુધી રહ્યો. વાંદરામાં જ્યારે આ મંદવાડ શરૂ થયો ત્યારે "પોતાને" માત્ર એ મંદવાડ વિશે સંશય આવ્યો તથા આ મંદવાડ કઇ સ્થિતિએ જઇ પહોંચશે તે સમજી લેવા સારૂ અહોરાત્ર વિવંચના પડી. રોજ જુદે જુદે વખતે બે ત્રણ ડાકટરો આવતા અને ઔષધો આપતા. તેઓને ઘણી વખતે "પોતે" પુછતા કે "તમે મને રોજ દવા આપો છો અને હું તે દવા પીઉં છું; પણ ગુણ કાંઈ લાગતો નથી. મારા મંદવાડ પર તમારી દવા કાંઈ અસર કરતી નથી. તે માટે તમો બધા ડાકટરો એક જગ્યાએ બેસી આ મંદવાડની ચિકિત્સા કરો અને પછી મને શું ઓસડ આપવાનું તે નક્કી કરો."

એ પ્રમાણે ત્રણે જણના મત પ્રમાણે ઠેરવેલું ઓસડ એક મહિના સુધી લીધું, તોપણ ગુણ લાગ્યો નહિ, તેમજ મંદવાડના નિમેલા વખતમાં તથા સ્વરૂપમાં જરાપણ ફેરફાર પડયો નહિં. તેથી "પોતે" વધારે ફિકર કરવા લાગ્યા. જો સાચી રીતે કહું તો તો આ ઐહિક વાત વિષે ફિકર દિવસે દિવસે કમી થવા લાગી અને તેને ઠેકાણે ઉદાસી વધવા લાગી. પહેલેથીજ આ વર્ષે નાની મોટી વ્યવહારીક બાબતોમાં થોડી ઘણી ઉદાસીનતા આવી હતીજ અને હવે તો દરેક વાતમાં વધારે ઉદાસ થવા લાગ્યા. કોરટના કામ શિવાયનો બાકીનો બધો વખત વાંચવામાંજ ગાળતા; પણ બધો વખત તેમાં લક્ષ હોય એમ જણાતું નહતું. કારણ કે વાંચનારો છોકરો જો વાંચતી વખતે ભૂલ કરે તો તે લક્ષમાં આવતું નહિ. તેથી વાંચન ચાલતી વખતે વૃત્તિ બીજી તરફ દોડતી હતી એમ મારા લક્ષમાં ચોખ્ખું આવી ગયું.

ઘરના કામ વિશે "પોતા"ની પાસે જો કાંઈ પુછવા જાઉં તો કહેતા કે, "સંસાર વિષે તથા ઘર વિષે કાંઇ પણ પુછી મને ત્રાસ આપતી નહિ. એ કામો તમારાં છે અને તેની સંભાળ તમે રાખો." એવુંજ કાંઇ બોલતા.

---

# ભાગ ૨૨ મો.

## ઈ. સ. ૧૯૦૦–સપટેમબર મહિનો.

ઑગસ્ટ મહિનામાં અમે જ્યારે વાંદરે હતાં ત્યારે જે નવો મંદવાડ લાગુ પડ્યાનું ઉપર લખ્યું છે તેપર ડૉકટરોના ઔષધોપચાર ચાલુ હતા તથા તેઓએ એક પ્રકારનું તેલ આપ્યું હતું. તે રોજ રાત્રે ચામડી ચુસી લે ત્યાં સુધી ચોળવું એમ કહ્યું હતુ. તે પ્રમાણે રોજ રાત્રે વાળુ થયા પછી હું તથા છોકરીઓ અને કોઇ કોઇ વખતે નણંદ પણ તેલ ચોળવા બેસતાં. તે વખતે ચી. સખુ, તારા, નાનુ અને શાન્તા ત્યાંજ રમતાં તથા વાતો કરતાં બેસતાં, અને સાસુજી વગેરે બીજા લોકો એ વખતે દિવાનખાનામાં આવી બેસતાં. એક બાજુ તેલ ચોળવાનું કામ, એક બાજુ આખો દિવસ શું કામ કીધાં તેની પુછપરછ અને પછી તેનાપર ટીકા કરવાની બુદ્ધિથી "પોતાનું" મશ્કરી તથા વિનોદનું ભાષણ, અને આ ચારે છોકરાંઓ આસપાસ રમતાં ત્યારે તેમ્ને લાડ લડાવ-

વામાં, દસ સાડા દસ વાગી જતા. વડીલ સ્ત્રીઓ જે દિવસે કાંઈ કામમાં રોકાઈ હોય તે દિવસે અમે શેત્રંજ રમતાં. કોઈ દિવસ બચ્ચાંઓ સુઇ ગયાં હોય તો હું છોકરીઓ તથા નણંદ વારા ફરતી ગીત ગાતાં. અમારા બધામાં નણંદનો અવાજ ઘણો સારો તથા મધુર હતો; તથા એમને ભગવદ્ ભક્તોનાં પ્રેમાળ તથા ભક્તિવાળાં ગીતો તેમજ મીરાંબાઇ અને કબીરનાં પદો ઘણાં આવડતાં હતાં. એમનાં ગાયનને નવીન શિક્ષણનો કાંઈ સંસ્કાર ન હોવાને લીધે તેઓ જુની તથા સાદી ઢબથી પણ ઘણી સારી રીતે ગાતાં હતાં. એમનાં ગીતોમાંથી "પોતા" ને રંગાબાઈ, કાન્હુપાત્રા હ્માતારી, ચિંધી, આઢી, ગાંઠોડે, એ ગીતો ઘણાં ગમતાં અને તેજ ગીતો ગાવાનું નણંદને હમેશાં કહેતા. આબા દીએરજીની દીકરી શાન્તા કે જે બધાં છોકરાંઓમાં નાની હતી તે ઘણીજ બોલકણી ને રમતીઆળ હતી. તે ઘણુંજ પ્રીય અને નાજુક બોલતી. અને એનો સ્વભાવ મોહક અને મીઠો હતો. તે બધા સાથે ઘણું વહાલ કરતી. અને તેના પર પણ દરેકનો પ્રેમ હતો. પણ અમારા બધાં કરતાં "પોતા" ને તે ઘણીજ વહાલી લાગતી અને તેને પણ પોતાના મા બાપ કરતાં "પોતે" વધારે વહાલા લાગતા. તેને ચાળા પાડતાં ઘણા સારા આવડતા હતા. અને ગમે તેના આબેહુબ ચાળા પાડી અમને બધાને હસાવતી. તેને એકવાર જો "પોતે" પાસે લઇ કહે કે ફલાણા માણસના ચાળા પાડી બતાવ તો તે શરૂ કરતી. પછી તો બજાબાથી તે સાસુજી સુધી બધાના આ બેહુબ ચાળા પાડતી. અને

"પોતા" ને તથા અમને ઘણું હસાવતી. વળી નાનાં ત્રણ છોકરાંઓના પણ ચાળા પાડી તેમની મશ્કરી કરતી.

એ પ્રમાણે થોડો વખત રમત ગમત, વાર્તાઓ ગીત વગેરેમાં જમ્યા પછી દસ સાડા દસ વાગ્યા સુધી વખત ગાળતા વિચાર એ કે દસ તથા સાડા દસના દરમીઆનમાં છાતીમાં જે વિકાર થતો હતો તે ઓરગેનિક નથી પણ માત્ર નર્વસનેસનો છે એમ ડૉકટરનું કહેવું હતું, તેથી અમુક વખતેજ મને આ વિકાર થવાનો છે એ વિચાર તથા તેને લગતી ધાસ્તી "પોતા" ના મનમાં હમેશ રહેવાને લીધેજ આ વિકાર નિમેલેજ વખતે થાય છે એમ અમને લાગતું, તેથી બીજી કાંઇ પણ વાતમાં "પોતા" નું મન ગુંચવી તે સમય ચુકવવો, એટલોજ માત્ર અમારો વિચાર હતો. એ પ્રમાણે મન ગુંચવવા પ્રયત્ન કીધા છતાં પણ તે મંદવાડનો વખત ચુક્યો નહિ. દસ સાડા દસ વાગે છાતીમાં ગોળો ચડતો અને તેથી જીવને ગભરામણ થતી અને હાથે પગે ખાલી આવતી ને જોરથી ચસ્કા મારતા. પછી કાંઇ ઉગ્રવાસ સુંઘ્યા પછી ઘણીવારે બેચાર હેડકી આવતી અને બગાસાં આવતાં અને તાબડતોબ આરામ થઇ જતો; પણ આ શ્રમથી શરીર થાકી જતું અને તાબડતોબ બિછાનામાં જઈ સુઇ જતા. એ પ્રમાણે નિત્ય ચાલતું હતું.

મારે વિષે ઘણી હકીકત લખવી નહિ એમ પહેલેથીજ મનમાં વિચાર રાખ્યો છે, પણ ચમત્કાર એ છે કે સંસારમાં પતિ સાથે પત્નિનો સંબંધ છાયા પેઠે હોવાને લીધે તે ટાળવા કેટલો પણ

પ્રયત્ન કીધો તો પણ તેમ બની શકતું નથી. તેથી "પોતા"ની વાત અગર મારા મનની સ્થિતિ બરાબર સમજવા માટેજ જ્યા મારો સબંધ આવ્યો છે ત્યાં લખ્યા વગર ચાલે નહિ, તે સારૂ લખવું પડયું છે. મારો જુનો મંદવાડ આ વખતે શરૂ હતોજ, એમ કહેવાને બદલે તે મંદવાડ વધી ગયો હતો એમ કહું તો ઠીક પડશે. આ મંદવાડ ક્યારે શરૂ થશે અને ક્યારે તેનો છેડો આવશે તેનો નિયમ ન હોતો. આ વરસના જુન મહિનાની આખરથી "પોતા"ની પ્રકૃતિ બધો વખત સારી રહેતી નહોતી. જુન મહિનામાં જે કિડનીનો મંદવાડ થયો તે વખતે અહોરાત્ર "પોતા"ના બિછાના પાસે આઠ દિવસ સુધી મારે ઊભા રહેવું પડયું, એમ કહીશ તો કાંઈ હરકત નથી. કોઈ કોઇ વખતે હું પલંગ પાસે ખુરશીપર બેસી રહેતી હતી; એ પ્રમાણે મારે દસ પંદર દિવસ આખો દિવસ કામ પડવાથી અઢાર ઓગણીસ વરસનો મારો જુનો મંદવાડ કે જે વધવા માંગતો હતો તેને હવે અનાયાસે કારણ મળી, તે વધી ગયો. એક દિવસે હમેશ પ્રમાણે હું તેલ લગાડવા "પોતા"ની પાસે ગઈ અને નીચી નમી તેલ લગાડવા જતી હતી એટલામાં મારા પેટમાં જોરથી એકદમ આંકડી આવી, તેથી મને એકદમ નીચે બેસી જવું પડયું. હાથ પગની બધી નસો ખેંચાઇ જવાથી મને ત્યાંજ બેસી રહેવું પડયું. હાલ હું મિસ બેનસનની દવા લેતી હતી; પણ બીજે દિવસે જ્યારે તેણે મારી પ્રકૃતિ જોઈ ત્યારે સાફ કહ્યું કે આ મંદવાડ ઘણો જુનો છે. ફકત દવાથી સારો થશે નહિં. ઑપરેશન કીધાથીજ સારો

થશે. એ સાંભળી "પોતે" કહ્યું, "તમે તમારી દવા તો શરૂ કરો. ઑપરેશન કરાવવાની મારી હિમત ચાલતી નથી. મને લાગે છે કે ઑપરેશન કીધા વગર જેટલા દિવસ ચાલશે તેટલો વખત ઠીક છે; એમ દવા કર્યાથી જો કાંઈ ફાયદો નહિ થાય તો આગળ જોઈશું'."

પછી મિસ બેનસને મને તાકીદ આપી કે જોઈએ તો મેડી ઉપરજ ફરજો, પણ દાદરે ચડ ઉતર કદી કરતાં નહિ. તે પ્રમાણે હું મેડીપરજ હરતી ફરતી. પાંચ છ દિવસ પછી મારી તબીયત ઘણી સુધરી તેથી હું પાછી "પોતા" ની પાસે તેલ ચોળવા ગઈ; તે જોઇ "પોતે" બોલ્યા "ના રહેવા દે. તું તેલ લગાડતી નહિ. ફરી તે દિવસની માફક થાય તો તને દુઃખ થાય. એમ અમને ધાસ્તી લાગે છે. તે કરતાં તું સ્વસ્થ બેસી તારી પોતાની પ્રકૃતિ સંભાળ એટલે બસ."

એ સાંભળી મને ઘણું ખોટું લાગ્યું અને ખેદ ઉત્પન્ન થયો કે હાલ "પોતા" ની તબીયત ઠીક નથી અને જે વખતે ખરેખર મારી મદદની જરૂર છે, તે વખતેજ આ મંદવાડ મારી પાછળ ક્યાંથી લાગ્યો? મારો મંદવાડ શું આજ કાલનો નવો છે આ અઢાર વર્ષ સુધી મેં તેને થોડા ઘણા પ્રમાણમાં વેઠયો; પણ હજુ સુધી તેણે મને કોઇ દિવસ અડચણમાં મુકી નહોતી. હવે કોણ જાણે કેમ તે એવો ઘેલો થયો! જો હમેશાં માંદીને માંદી રહેવાનો વખત આવી પડયો તો જીવતર શું કામનું? ઑપરેશનથી બ્હીક લાગે છે તે હું સારી થઇ કે નહિ એજ કેની?

પ્રયત્ન કીધો તો પણ તેમ બની શકતું નથી. તેથી "પોતા"ની વાત અગર મારા મનની સ્થિતિ બરાબર સમજવા માટેજ જ્યાં મારો સબંધ આવ્યો છે ત્યાં લખ્યા વગર ચાલે નહિ, તે સારૂ લખવું પડયું છે. મારો જુનો મંદવાડ આ વખતે શરૂ હતોજ, એમ કહેવાને બદલે તે મંદવાડ વધી ગયો હતો એમ કહું તો ઠીક પડશે. આ મંદવાડ ક્યારે શરૂ થશે અને ક્યારે તેનો છેડો આવશે તેનો નિયમ ન હોતો. આ વરસના જુન મહિનાની આખરથી "પોતા"ની પ્રકૃતિ બધો વખત સારી રહેતી નહોતી. જુન મહિનામાં જે કિડનીનો મંદવાડ થયો તે વખતે અહોરાત્ર "પોતા"ના બિછાના પાસે આઠ દિવસ સુધી મારે ઊભા રહેવું પડયું, એમ કહીશ તો કાંઈ હરકત નથી. કોઈ કોઇ વખતે હું પલંગ પાસે ખુરશીપર બેસી રહેતી હતી; એ પ્રમાણે મારે દસ પંદર દિવસ આખો દિવસ કામ પડવાથી અઢાર ઓગણીસ વરસનો મારો જુનો મંદવાડ કે જે વધવા માંગતો હતો તેને હવે અનાયાસે કારણ મળી, તે વધી ગયો. એક દિવસે હમેશ પ્રમાણે હું તેલ લગાડવા "પોતા"ની પાસે ગઈ અને નીચી નમી તેલ લગાડવા જતી હતી એટલામાં મારા પેટમાં જોરથી એકદમ આંકડી આવી, તેથી મને એકદમ નીચે બેસી જવું પડયું. હાથ પગની બધી નસો ખેંચાઇ જવાથી મને ત્યાંજ બેસી રહેવું પડયું. હાલ હું મિસ બેનસનની દવા લેતી હતી; પણ બીજે દિવસે જ્યારે તેણે મારી પ્રકૃતિ જોઈ ત્યારે સાફ કહ્યું કે આ મંદવાડ ઘણો જુનો છે. ફક્ત દવાથી સારો થશે નહિં. ઑપરેશન કીધાથીજ સારો

તથા બ્હીક લાગે છે, તો હવે શું કરવું ? એમનો સ્વભાવ ઘણોજ માયાળુ તથા પોચો છે. તેમાં વળી હાલ માંદા રહે છે તો તારા મંદવાડની ફિકર અમથી શા સારૂ ઉત્પન્ન કરવી ?"

એ સાંભળી હું કાંઈ જવાબ આપી શકી નહિ. પણ મન શાંત થયું નહિ. એવી નિરૂપયોગી બની જીવતી રહીશ તો શું કામની ? એવા એવા વિચારોથી તે રાત્રે મને સારી ઊંઘ આવી નહિ. ને મારૂં મન ઘણું અસ્વસ્થ થયું.

બીજે દિવસે સવારે દસ વાગે જમવા સારૂ "પોતે" નીચે ગયા અને અગિઆર વાગે જમી હાઇ કોર્ટમાં જતા રહ્યા. મને ડૉકટરે મેડીપરથી નીચે ઉતરચડ કરવાની ના કહી હતી, તેથી હું મેડીપરજ જમી. આસરે બાર વાગે હમેશ પ્રમાણે મિસ બેનસન આવ્યાં અને મને ઉપચાર કરવા લાગ્યાં. એટલામાં કોણ જાણે શું થયું કે મારો મંદવાડ એકદમ વધી ગયો અને હાથ પગ ખેંચાઈ જઇ ફુલવા માંડ્યા, પંદર વીસ મિનિટમાં હાથમાંની બંગડીઓ એટલી ટાઈટ થવા લાગી કે તે ભાગી નાંખવી પડી. હું ખરેખર શુદ્ધિમાં હતી તથા મને શું થાય છે તે કહેતાં આવડતું હતું. અરેબીયન નાઇટસમાંની પુતલાંની વાત પ્રમાણે મારા પગથી કમર સુધીનું બધું અંગ કડક થવા લાગ્યું, અને કડક થયલો બધો ભાગ બેહેર મારી જઈ સ્પર્શ થાય તોપણ તે માલમ નહિ પડે એવો થયો. તેમજ જીભને પણ ખાલી આવવા લાગી. એ બધી સ્થિતિ જોઇ મિસ બેનસન પણ ઘણાંજ ગભરાઈ ગયાં, તથા એમણે હાઇ કોર્ટમાં

જો હું સારી થાઉં ને મારા હાથથી "પોતા" ની સેવા થાય, ને મંદવાડ વખતે હું ઉપયોગી થઈ પડું તોજ મારા જીવનનું સાર્થક છે; નહિ તો જીવતા રહી આમ બેસી રહેવા કરતાં તથા ખેદ પામવા કરતાં મરી જવું બહેતર છે. મને તો આ સ્થિતિ કરતાં મરણ પસંદ છે. એવા વિચારો મારા મનમાં આવી હું ઘણી દુ:ખી થઈ અને કેમે કર્યું મને ચેન પડયું નહિ. તેથી મેં નણંદને ઉપર બોલાવી પુછયું, "કાલે મિસ-બેનસને શું કહ્યું તે તમે જાણો છો? તેઓ કહે છે કે ઑપરેશન કર્યા વગર આ રોગ સારો થશે નહિ. તે વિના કોઈ દિવસ માંદી ને કોઇ દિવસ સાજી રહેવાની અને મિસ બેનસનને તો "પોતે" કહ્યું કે, ઑપરેશન કરાવવા હું ખુશી નથી, મને બ્હીક લાગે છે, તમારા હાથથી તમે બને તેટલા ઔષધોપચાર કરો.' આ મારો મંદવડ કાંઈ નવો છે? તે વિશે એટલી બધી ફિકર શા સારૂ કરવી જોઇએ? હું કાંઇ અશક્ત થયેલી નથી. તથા હું ઑપરેશન ખમી શકીશ. તમો બધા વ્યર્થ ફિકર શા સારૂ કરો છો? આ મંદવાડને લીધે બીછાના-માં એક ઠેકાણે પડી રહેતાં મને ઘણી શરમ લાગે છે. ઈસ્પિ-ટાલમાં હજારો લોકો ઑપરેશન કરાવે છે તે શું બધા મરી જાય છે? વિનાકારણ "પોતે" ઑપરેશન કરવાથી બ્હીએ છે."

ત્યારે તેમણે કહ્યું કે, "જો તમને ખરેખર બ્હીક લાગતી ન હોય તો પછી ઑપરેશન કરાવો. હું એ બાબતમાં કાંઈ જાણતી નથી. પણ મોટા ભાઇને એ વિષે વધારે ફિકર

તથા બ્હીક લાગે છે, તો હવે શું કરવું ? એમનો સ્વભાવ ઘણોજ માયાળુ તથા પોચો છે. તેમાં વળી હાલ માંદા રહે છે તો તારા મંદવાડની ફિકર અમથી શા સારૂ ઉત્પન્ન કરવી ? ”

એ સાંભળી હું કાંઈ જવાબ આપી શકી નહિ. પણ મન શાંત થયું નહિ. એવી નિરૂપયોગી બની જીવતી રહીશ તો શું કામની ? એવા એવા વિચારોથી તે રાત્રે મને સારી ઊંઘ આવી નહિ. ને મારૂં મન ઘણું અસ્વસ્થ થયું.

બીજે દિવસે સવારે દસ વાગે જમવા સારૂ “ પોતે ” નીચે ગયા અને અગિઆર વાગે જમી હાઇ કોર્ટમાં જતા રહ્યા. મને ડૉકટરે મેડીપરથી નીચે ઉતરચડ કરવાની ના કહી હતી, તેથી હું મેડીપરજ જમી. આસરે બાર વાગે હમેશ પ્રમાણે મિસ બેનસન આવ્યાં અને મને ઉપચાર કરવા લાગ્યાં. એટલામાં કોણ જાણે શું થયું કે મારો મંદવાડ એકદમ વધી ગયો અને હાથ પગ ખેંચાઈ જઇ ફુલવા માંડ્યા, પંદર વીસ મિનિટમાં હાથમાંની બંગડીઓ એટલી ટાઈટ થવા લાગી કે તે ભાગી નાંખવી પડી. હું ખરેખર શુદ્ધિમાં હતી તથા મને શું થાય છે તે કહેતાં આવડતું હતું. અરેબીયન નાઇટસમાંની પુતલાંની વાત પ્રમાણે મારા પગથી કમર સુધીનું બધું અંગ કડક થવા લાગ્યું, અને કડક થયલો બધો ભાગ બેહેર મારી જઈ સ્પર્શ થાય તોપણ તે માલમ નહિ પડે એવો થયો. તેમજ જીભને પણ ખાલી આવવા લાગી. એ બધી સ્થિતિ જોઇ મિસ બેનસન પણ ઘણાંજ ગભરાઈ ગયાં, તથા એમણે હાઇ કોર્ટમાં

એક ચિઠ્ઠી લખી મોકલાવી " કે મિસિસ. રાનડેની તબીએત એકાએક ઘણી બગડી ગઈ છે, માટે આપ એકદમ ઘેર પાછા આવો." એ ચિઠ્ઠી "પોતા" ને મળતાંજ ઉઠીને ઘેર આવવા નીકળ્યા ને આવતાં આવતાં એક બે ડાકટરને સાથે લેતા આવ્યા.

એ સમય ચાર વાગવાનો હતો, અને ત્રણ વાગવા પહેલાં મને થોડો આરામ પડવા લાગ્યો હતો. હવે ઘણી બ્હીક નથી એમ જોઈ ત્રણ વાગે મિસ બેનસન પાછાં પોતાને ઘેર ગયાં. જે ડૉકટરને " પોતે " સાથે તેડી આવ્યા હતા તે ડૉકટરોએ અંદર આવી મારી નાડી તપાસી જોઇ, અને મંદવાડની બધી હકીકત સાંભળી લીધા પછી બન્ને ડોકરને "પોતા"ને કહ્યું કે ઑપરેશન કરાવવું એ સૌથી સારો માર્ગ છે, નહિ તો આ મંદવાડને લીધે કોઈ વાર ધનુર્વા ઉત્પન્ન થશે. એ સાંભળી "પોતા" ને ઘણીજ ફિકર તથા બીક લાગી અને તાબડતોબ મિસ બેનશનને ચિઠ્ઠી લખી કે, "કાલે સવારે તમે ડૉકટર ડિમકને તથા બીજા કોઈ અનુભવી ડૉકટરને લઇ નવ વાગે અત્રે આવો, પછી આપણે ચારે જણ મળી વિચાર કરી બધું નક્કી ઠરાવશું."

સિપાઇને ચીઠી આપ્યા પછી રાત્રે જમવાનો વખત થયો ત્યાં સુધી મારા પલંગ પાસે "પોતે" બેસી રહ્યા. તે દિવસે રોજનું વાંચન તેમજ સવારના ટપાલના જવાબ લખવા વગેરેનું કામ કર્યું નહિ. મારો હાથ હાથમાં લઈ વિચાર કરતા બેઠા તે જોઇ મને સારૂં લાગ્યું નહિ. તેથી હું જાણી જોઇને એમને

બોલાવવા સારૂ કાંઈ પુછવા લાગી. કારણ કે જો બોલવા માંડશે તો મારા મંદવાડની ફિકર કમતી થસે, અને કદાચ ભુલી પણ જશે. પણ હું પુછતી તેનો જવાબ માત્ર હા કે ના કહી આપતા બીજું કાંઈ બોલતા નહિ. સામેના દિવાનખાનામાં સખુ, નાનુ તથા તારા એક બીજા સાથે આસ્તે આસ્તે વાતો કરી રમતાં હતાં તે સાંભળી મેં શાન્તાને બોલાવી. અને તેની સાથે બોલાવા જતી, હતી એટલામાં "પોતે" મને કહ્યું કે "તું આજે બોલવાનો શ્રમ કરતી નહિ. તું જો બોલીશ તો હું છોકરાંઓને બહાર મોકલાવીશ. હું આટલી વારથી તારી પાસે બેઠેલો છું, પણ બોલવાનું હોત તો હું તારી સાથે વાત નહિ કરત? પણ તારે બોલવું ન જોઈએ; છાના માના સુઈ રહી વિશ્રાન્તીજ લેવી જોઈએ; માટેજ હું અહિં મુદ્દામ બેસી રહ્યો છું."

આસરે આઠ સાડા આઠ વાગે બજાબા જમવાનું તૈયાર છે એમ કહેવા ઊપર આવ્યો, ત્યારે તેને "પોતે" કહ્યુ "તું પહેલાં એની થાળી પિરસી ઉપર લાવવા છોકરીઓને કહે. એ જમી રહેશે પછી હું નીચે આવીશ." તે પ્રમાણે મારૂં વાળુ થયા પછી "પોતે" નીચે જમવાસારૂ ગયા. જમીને તરતજ ઉપર મારી પાસે આવીને બેઠા. તેથી મેં જાણ્યું કે આજે મને ઉંઘ આવ્યા વગર મારી પાસેથી ઉઠવું નહિં, એવો "પોતે" વિચાર કર્યો હોય એમ દેખાય છે. તેથી હું મુદ્દલ હાલ ચાલ કર્યા વગર છાની માની પડી રહી. આસરે અડધા કલાક પછી મને ઊંઘ લાગી છે એમ

સમજી "પોતે" ધીમેથી ઉઠી દિવાનખાનામાં ગયા. તે રાત્રે વાંચન પણ કર્યું નહિ તેમજ અંગપર તેલ વિગેરે કાંઈ ચોળાવ્યું નહિ. રોજનો ઉંઘવાનો વખત થયો ત્યાં સુધી એક કોચ ઉપર છાના માના બેસી વિચાર કરતા હતા. ઊંઘવાનો વખત થતાંજ ઉઠી પોતાના બિછાના ઉપર સુઈ ગયા. હું જ્યાં સુતેલી હતી તેજ હોલમાં વચ્ચોવચ એક લાકડાનો પડદો હતો. તેની બીજી બાજુએ "પોતાનો" પલંગ હતો. તેથી જરાએ હીલ ચાલ થાય તો તે મારા સાંભલવામાં આવતી. રોજના વખતસર બિછાના પર જઇ સુતા હતા ખરા, પણ તે રાત્રે સુદલ ઊંઘ આવી નહિ. હમેશની ટેવ પ્રમાણે પાસુ બદલતા તે વખતે "રામ રામ" એ શબ્દો બોલાતા મારા સાભળવામાં આવતા વળી તે રાત્રે મારા પલંગ પાસે ધીમેથી ચાર પાંચ વખત આવી મને ઉંઘ આવી છે કે નહી તે જોઇ ગયા. પહેલીવાર જ્યારે મારા બિછાના પાસે "પોતે" આવ્યા ત્યારે "કેમ આવ્યા હજી ઊંઘ નથી આવતી કે, એ શબ્દો મારા ઓઠ સુધી આવી પહોચ્યા. અને હું બોલવાની હતી એટલામાં મારા મનમાં આવ્યું કે જો હું એ પ્રમાણે બોલીશ તો કદાચિત "પોતાને" લાગશે કે મને હજુ ઉંઘ આવીજ નથી. અને તેથી મારી પાસેજ બેશી રહેશે. તે માટે મારે બોલવુંજ નહિ એ ઠીક, એમ વિચાર કરી છાની માની પડી રહી. "પોતે" નિચા વળી બરાબર જોઇ લીધું અને પછી પગનો અવાજ ન થાય એમ ધીમે ધીમે પાછા ગયા. એ પ્રમાણે આખી રાત અમો બન્ને એ જાગરણમાં ગુજારી. સવારે ઉઠ્યા પછી મને પુછ્યું કેમ રાત્રે

ઉંઘ સારી આવી હતી કે? હવે થાક ઉતરી ગયો ને? મેં કહ્યું "હા થાક ઉતરી ગયો ઊંઘ પણ સારી આવી હતી." એ સાંભળી કહ્યું "હું કામ કરવા બહાર જઈ બેસું છું. તું શાંતિથી સુઈ છોકરાઓની સાથે અથવા બીજા કોઇની સાથે વાત કરતી નહિ." મેં હા પાડી. ત્યારે "પોતે" બહારના દીવાનખાનામાં જઇકામ કરવા શરૂઆત કરી. આશરે નવ વાગે મિસ બેનસન તથા બે ડૉકટરો કે જેને બોલાવ્યા હતા તે આવી પહોંચ્યા. તેઓને અંદર લઇ આવ્યા ને મારી પ્રકૃતિ બતાવી. અને હવે આપણે બહાર જઇ બેશશું અને વાતો કરશું, એમ કહી ત્રણે જણને બહાર તેડી ગયા.

બહાર જઈ આ બધાઓએ શું વાત કરી તે કોણ જાણે પણ બીજે દિવસે ઑપરેશન કરવાનું નક્કી થયેલું હોવુ જોઇએ. કારણકે "પોતાનો" ચેહેરો છેક ઉતરી ગયો હતો. અને મન ફિકરથી છેક ઉદ્વિગ્ન થયું હોય એમ જણાતું હતું. તો પણ તે કોરટનો દિવસ હોવાને લીધે સ્નાન તથા ભોજન કરી કોરટમાં ગયા. કોરટનું કામ પુરૂં થતાંજ તે દિવસે પગે ન ચાલતાં ગાડીમાં બેસી તુરતજ ઘેર આવ્યા. મેડીપર આવતાંજ દીવાનખાનામાં કપડાં કાઢવા સારુ પણ ન થોભતાં મારા પલંગ પાસે ખુરસી પર આવી બેઠા. પોશાક કાઢી નાખ્યા પછી મારી પ્રકૃતિ વિશે પુછપાછ કરી અને પછી જરાવાર થોભીને મને કહ્યું કે, "ત્યારે પછી ઓપરેશન કરવાનું કે? ડૉકટરો તું સારી થઇશ એમ ખાત્રી આપી શકતા નથી. તેથી

ઑપરેશન કરવાની એકદમ પરવાનગી આપવાનું મારૂં મન કબૂલ કરતું નથી." એ શબ્દો બોલતાં બોલતાં અવાજ ઘણો ધીમો પડી ગયો અને મનને ઘણા જોરથી દાબી રાખ્યું હોય એમ જણાયું. પણ બોલતી વખતે ગળગળો અવાજ મારા કાન પર પડતાંજ મને તે વિષે કાંઈ બીક લાગતી નથી એમ બતાવવા સારૂ તથા "પોતા"ને ધિરજ આપવા સારૂ મેં કિંચિત્ સ્મિત કર્યું, અને હિંમત ભર્યા અવાજે કહ્યું કે, "તેમાં વળી શું છે? આપ એટલા બધા શા સારૂ બીહોછો? મને ક્લૉરોફૉર્મ આપશે અને ઑપરેશન કરશે. એટલે ઑપરેશનનું મને કાંઇ દુઃખ જણાશે નહિ. જો આપને લાગતું હોય કે આપરેશન આપનાથી જોવાશે નહિ તો જરા મન સખત કરી દિવાનખાનામાં બેસી રહેજો. એટલે બસ. નહિ તો આપરેશન થાય તે ઓરડામાં કોઇ આવતાંજ નહિ એટલે પત્યું. આજે સવારેજ મેં મિસ બેનસન પાસેથી વચન લીધું છે કે આપરેશનના ઓરડામાં કોઇને આવવા દેતા નહી. તેથી મિસ બેનસન વગર ત્યાં કોઈ બીજું આવશે નહિ. ગમે તે થાય તો પણ આપરેશન તો કરવું પડશેજ. હું જરાએ બીતી નથી, માટે આપ પણ વગર કારણે ફિકર કરતા નહી. મારા હાથથી જો કાંઇ બને તો મારે જીવ્યાનું સાર્થક છે, કારણ કે શ્રીમંતોના જનાનખાનામાં વસ્ત્રાલંકારોથી મંડિત એવી પાંગળી સ્ત્રીઓ માંદી પડેલી હોય છે; તથા તેમની સેવા કરવા સારૂ ચાર પાંચ નોકરો રાખવા પડે છે, એવો વૈભવ મારે જોઈતો નથી. તે કરતાં મુદ્દલ સાજી ન થાઉં તો પણ હરકત નથી."

ત્યાર કહ્યું, "એવા ઘેલા જેવા વિચાર મનમાં આણી પોતાનાં જીવને શા સારૂ તકલીફ આપે છે? પોતાનીજ હઠ શા સારૂ લઇ બેસે છે? આપણે જો કાંઇ બોલશું તો તેની અસર બીજાના મનપર શું થશે તેનો વિચાર રાખવો. જો છાના એક ઠેકાણે બેસી રહેવાથી ઓપરેશન કર્યા વગર ચાલે તો તે ઠીક નહિ કે? ઘરમાં હરીફરી જો તારા હાથથી કામ નહિ થાય તો એક ઠેકાણે બેસી મરજી પ્રમાણે કામ કરાવી લેતાં નહિ આવડે? વળી તને લખતાં વાચતાં આવડે છે તેથી તેમાં તારો ઘણો વખત જશે. ખુરશીપર બેસાડી તે ખુરશી બે માણસો ઊપાડી નીચે લઈ જશે તો ગાડીમાં બેસીને ફરવાનું પણ તને મળશે. તેથી મને તો એજ વધારે પસંદ છે. બરાબર વિચાર કર, તો હું જે કહું છું તે સત્ય છે એવી તારી ખાત્રી થશે. અમથી હઠ લઈ બેસી તારો જીવ જોખમમાં શા સારૂ નાંખે છે?"

એ બધું બોલતા હતા તે વખતે હું ફકત મોઢા તરફ જોઇ રહી હતી, તેથી દરેક વાક્ય બોલતી વખતે "પોતા" ની મનની સ્થિતિ કેવી થતી હતી, તે આબેહુબ મારી નજર સામે હોવાને લીધે મારૂં અંતઃકરણ ભરાઈ આવ્યું, આંખમાં આસું પણ આવ્યાં, અને હું તરતજ કાંઈ બોલવા જતી હતી. એટલામાં ચોપદારે ઊપર આવી "પોતા" ને કહ્યું કે, "ડૉકટર બેનસન નિચે આવ્યાં છે અને તે "પોતા"ની સાથે વાત કરવા માંગે છે."

ત્યારે "પોતે" કહ્યું, "એમને ઉપર બોલાવ, હું બહાર આવું છું." એમ કહી ઊઠતી વખતે મને કહ્યું, "હું જરા

ઑપરેશન કરવાની એકદમ પરવાનગી આપવાનું મારૂં મન કબૂલ કરતું નથી." એ શબ્દો બોલતાં બોલતાં અવાજ ઘણો ધીમો પડી ગયો અને મનને ઘણા જોરથી દાબી રાખ્યું હોય એમ જણાયું. પણ બોલતી વખતે ગળગળો અવાજ મારા કાન પર પડતાંજ મને તે વિષે કાંઈ બીક લાગતી નથી એમ બતાવવા સારૂ તથા "પોતા"ને ધિરજ આપવા સારૂ મેં કિંચિત્ સ્મિત કર્યું, અને હિમત ભર્યા અવાજે કહ્યું કે, "તેમાં વળી શું છે? આપ એટલા બધા શા સારુ બીહોછો? મને ક્લૉરોફૉર્મ આપશે અને ઑપરેશન કરશે. એટલે ઑપરેશનનું મને કાંઇ દુઃખ જણાશે નહિ. જો આપને લાગતું હોય કે આપરેશન આપનાથી જોવાશે નહિ તો જરા મન સખત કરી દિવાનખાનામાં બેસી રહેજો. એટલે બસ. નહિ તો ઓપરેશન થાય તે ઓરડામાં કોઇ આવતાંજ નહિ એટલે પત્યું. આજે સવારેજ મેં મિસ બેનસન પાસેથી વચન લીધું છે કે આપરેશનના ઓરડામાં કોઇને આવવા દેતા નહી. તેથી મિસ બેનસન વગર ત્યાં કોઇ બીજું આવશે નહિ. ગમે તે થાય તો પણ ઓપરેશન તો કરવું પડશેજ. હું જરાએ બીતી નથી, માટે આપ પણ વગર કારણે ફિકર કરતા નહી. મારા હાથથી જો કાંઇ બને તો મારે જીવ્યાનું સાર્થક છે, કારણ કે શ્રીમંતોના જનાનખાનામાં વસ્ત્રાલંકારોથી મંડિત એવી પાંગળી સ્ત્રીઓ માંદી પડેલી હોય છે; તથા તેમની સેવા કરવા સારૂ ચાર પાંચ નોકરો રાખવા પડે છે, એવો વૈભવ મારે જોઈતો નથી. તે કરતાં મુદ્દલ સાજી ન થાઉં તો પણ હરકત નથી."

ત્યાર કહ્યું, "એવા ઘેલા જેવા વિચાર મનમાં આણી પોતાનાં જીવને શા સારૂ તકલીફ આપે છે? પોતાનીજ હઠ શા સારૂ લઇ બેસે છે? આપણે જો કાંઇ બોલશું તો તેની અસર બીજાના મનપર શું થશે તેનો વિચાર રાખવો. જો છાના એક ઠેકાણે બેસી રહેવાથી ઓપરેશન કર્યા વગર ચાલે તો તે ઠીક નહિ કે? ઘરમાં હરીફરી જો તારા હાથથી કામ નહિ થાય તો એક ઠેકાણે બેસી મરજી પ્રમાણે કામ કરાવી લેતાં નહિ આવડે? વળી તને લખતાં વાચતાં આવડે છે તેથી તેમાં તારો ઘણો વખત જશે. ખુરશીપર બેસાડી તે ખુરશી બે માંણસો ઊપાડી નીચે લઈ જશે તો ગાડીમાં બેસીને ફરવાનું પણ તને મળશે. તેથી મને તો એજ વધારે પસંદ છે. બરાબર વિચાર કર, તો હું જે કહું છું તે સત્ય છે એવી તારી ખાત્રી થશે. અમથી હઠ લઈ બેસી તારો જીવ જોખમમાં શા સારૂ નાંખે છે?"

એ બધું બોલતા હતા તે વખતે હું ફક્ત મોઢા તરફ જોઇ રહી હતી, તેથી દરેક વાક્ય બોલતી વખતે "પોતા" ની મનની સ્થિતિ કેવી થતી હતી, તે આબેહુબ મારી નજર સામે હોવાને લીધે મારૂં અંતઃકરણ ભરાઈ આવ્યું, આંખમાં આસું પણ આવ્યાં, અને હું તરતજ કાંઈ બોલવા જતી હતી. એટલામાં ચોપદારે ઊપર આવી "પોતા" ને કહ્યું કે, "ડૉકટર બેનસન નિચે આવ્યાં છે અને તે "પોતા"ની સાથે વાત કરવા માંગે છે."

ત્યારે "પોતે" કહ્યું, "એમને ઉપર બોલાવ, હું બહાર આવું છું." એમ કહી ઊઠતી વખતે મને કહ્યું, "હું જરા

બહાર જઇ આવું છું, તું શાંત ચિત્તથી બરાબર વિચાર કરી રાખ."

બહાર ગયા પછી મિસ બેનસન સાથે ઘણીવાર સુધી વાતચિત કરી. નણંદનો વિચાર લેવા સારૂ એમને પણ ઉપર બોલાવ્યાં હતાં; પણ કોણ જાણે તેઓ વચ્ચે શું વાત થઈ તેની મને ખબર પડી નહિ. પણ આખરે ઑપરેશન કરવાનું નક્કી થયું. કારણ કે વાત પુરી થયા પછી મિસ બેનસન અંદર આવ્યાં અને મને પિવા સારૂં કાંઇ દવા આપી અને કહ્યું કે "આજે રાત્રે તમે કાંઇ જમતાં નહિ. જોઇએ તો થોડું દુધ પીજો, પણ સવારે કાંઇ દુધ કે ચા મુદ્દલ પીતાં નહિ."

મેં હા પાડીને દવા પીધી. અને મિસ બેનસન જતાં રહ્યાં.

મિસ બેનસન ગયા પછી "પોતે" ફરીથી મારી પાસે આવી બેઠા; પણ અમો એક બીજા સાથે કાંઈ બોલ્યાં નહિ. જમવાનો વખત થયો છે એમ સંદેશો આવતાંજ એક મોટો નિશાસો નાંખી નીચે જમવા ગયા, કારણ કે એમને માલમ હતું કે આજે મારાથી જમાય તેમ ન હોતું. જમ્યા પછી પણ મારી પાસે આવી બેઠા. મારો હાથ પોતાના હાથમાં પકડી કાંઈ વિચાર કરતા હતા તથા નજર બીજી બાજુ તરફ હતી. એ પ્રમાણે ઘણો વખત ગયો, પણ તે વખતે તે અમને બન્નેને કાંઇ જણાયું નહિ; પણ અગિઆર વાગ્યાના ટકોરા વાગ્યા ત્યારે કેટલા વાગ્યા એમ "પોતે" પુછ્યું. અગિઆર વાગ્યા, એમ સાંભળતાંજ કહ્યું "એમ કે? આજે ઘડીઆળ આગળ હોય એમ લાગે છે. કેમકે આજે રોજનો

સાડા દસ વાગ્યાનો વખત કેમ ચાલ્યો ગયો ?" ત્યારે અમો બધાને પણ એ વાત વિશે ઘણો ચમત્કાર લાગ્યો. તે પરથી "પોતાને" હમેશાં સાડાદસ વાગે જે મંદવાડ થાય છે તે ઓરગેનીક નથી પણ ડૉકટર કહે છે તેમ નર્વસનેસનો ખચીત છે; આજે "પોતાનું" ધ્યાન ઠેકાણે ન હોવાથી, વખત વીતી ગયા છતાં રોજનો મંદવાડ થઈ આવ્યો નહિ એમ મારા મનમાં આવી મને તો ઘણો આનંદ થયો. હજુ થોડા વખત સુધી વાટ જોઈને પછી "પોતે" બિછાનાપર જઈ સુતા.

આજ પણ આગલી રાત્રી પ્રમાણે સારી ઉંઘ આવી નહિ. ફક્ત આ પડખેથી તે પડખે ચળવળ કરી રહ્યા હતા. અને હમેશ પ્રમાણે પણ આજે વધારે ઉદાસીથી "રામ રામ" એવા શબ્દો ઉચ્ચારેલા કાનપર પડ્યા. તે સાંભળી તથા બે ચાર દિવસથી "પોતા"ને થયેલી ઉદ્વિગ્ન સ્થિતિનું તથા આજે સાંજે મારી સાથે વાત કરતાં દુઃખથી પણ ધીમેથી ઉચ્ચારેલા શબ્દો મને યાદ આવ્યા અને મારૂં હૈયું ભરાઈ આવ્યું. અને એટલા જોરથી રડવું આવ્યું કે હું તે રોકી નહિ. કાલે જો હું મરી જઈશ તો "પોતા" ને અસહ્ય દુઃખ થશે, મન અત્યંત ઉદાસ તથા ખિન્ન થશે, આજ સુધી "પોતે" પોતાનું કામ કોઈ દિવસ કરેલું નથી. આજ સુધી કઇ વખતે કઇ ચીજ જોઇશે તે યાદ રાખી તે પ્રમાણે હું કરતી, તે હવે કોણ કરશે? રાત્રે જો કાંઈ પીડા થશે તો તે કોણ જાણશે ? ઘરના બધા માણસોને "પોતા"ને વિષે પ્રેમ તથા ફિકર છે; પણ "પોતે"

આજે મને ઠીક નથી એમ જ્યારે કહેશે ત્યારેજ તે વાત તેમને માલમ પડશે ને? "પોતે" ઘણા શરમાળ છે, તેથી હમેશાં પીડા પામશે. હમેશ કરતાં જો જરા વધારે માંદા હોય તો જમવાનું ઓસાડપાણી માથું તથા અંગ દાબવું વિગેરે ઉપચાર મારા શિવાય બીજા કોઈ પાસે કરાવતા નથી અને કોઈ કરે તો તે પસંદ પડતું નથી. તો પછી હવે શું થશે? આજ ત્રણ ચાર મહિનાથી તો હમેશ "પોતા" ની તબીયત સારી રહેતી નથી. બાકી આવે સમયે જો હું મરી જાઉં તો શું ખરાબ થશે? આટલું સુખ તથા વૈભવ ભોગવ્યા તેનું સાર્થક થશે. અને લોકો મારા ધન્યવાદ ગાશે. પરમેશ્વર પાસે તો આજ સુધી હું એજ માગતી હતી! ને સંસારમાંના મુખ્ય સુખનો ભાગ જે અપત્ય તે તો અમને મુદલ થયેલાંજ નથી. તો પણ અમો બન્નેને ઈશ્વરે જે સ્થિતિમાં રાખેલાં છે તે સ્થિતિમાં આનંદથી રહીએ છીએ. કોઇ દિવસ ઉદાસ રહ્યા નથી કે નિશાસા પણ નાંખ્યા નથી. ઉલટું તે ખોટ પુરી પાડવા સારૂ અમે તજવીજ કરી છે. તો પછી હવે અમારી આ સ્થિતિમાં કાંઈ ફેરફાર ન કરતાં પરમેશ્વર હવે મને પહેલા ઉપાડી લેવુ એવી પ્રાર્થના હું કરતીજ આવેલી છું ને! કારણ કે મારામાં કુલીન કુલ શિવાય "પોતા" ની સાથે સંબંધ થવા લાયક રૂપ રંગ ગુણ તેમજ વિદ્યા વિગેરે કાંઇ નથી અને ખરેખર ફક્ત પરમેશ્વરની કૃપા પ્રસાદથી મારો જન્મનો છેડો "પોતા" ની સાથે બંધાયો, અને તેથીજ મારૂં જીવિત ધન્ય થયું. એ જન્મનો સંબંધ તેજ કાયમ રાખશે

એવો મારો પુર્ણ ભરોસો છે. એ પ્રમાણે હું જ્યારે મારા મનમાં વિચા કરતી હતી ત્યારે આગલે દિવસે સાંજે મારી સાથે વાત કરતી વખતે "પોતા"ના મોઢામાંથી "બીજાના મન વિષે થોડો તો વિચાર રાખવો" એ વાક્ય સંભાળથી તથા ધીમેથી નિકળ્યું હતું, તે વાત મને યાદ આવી અને તે વખતે ગળગળા થયેલા અવાજની તથા ખિન્ન થયેલા મોઢાની સ્થિતિ મને યાદ આવી અને તે શુધ્ધ વિચારની તથા મારા થયેલા આ ઉલટા વિચારની મેં જ્યારે તુલના કરી ત્યારે મને ઘણી નવાઈ લાગી અને મારે પોતાને વિષે મને થોડો તિરસ્કાર પણ આવ્યો. મારા મરણ પછી "પોતા" ની જે સ્થિતિ થશે, તેનું ભાન થતાંજ હું ઘણી દુઃખી થઈ, અને મને લાગ્યું કે અમારા બંનેમાંથી એક જણે દુઃખ સહન કરવું જોઇએ એમ જો પરમેશ્વરની ઇચ્છા હોય તો હું "પોતા"ના સુખ માટે ગમે તેટલું દુઃખ સહન કરીશ, પણ મારે સારૂ "પોતા"ને કાંઇ પણ દુઃખ પડવા નહિ દઈશ. તે નાજુક મનથી કાંઇ સહન થશે નહિ. સ્ત્રીઓનું ખરૂં વ્રત એ છે કે પોતાને લીધે પોતાના પ્રિય પતિને જરા પણ દુઃખ સહન કરવું ન પડે અને એજ એમની હમેશાં ઇચ્છા હોવી જોઇએ તથા નાની મોટી બાબતમાં એજ પ્રમાણે વર્તવા એમણે પ્રયત્ન કરવો જોઇએ. એજ સ્ત્રીનું ખરૂં સૌભાગ્ય અને એજ એનું વ્રત. જે સ્ત્રી પતિનું અંતઃકરણ સારી રીતે ઓળખે છે, તથા જે તેનો અખંડિત પ્રેમ જાણે છે તેને એવા એકલપેટા વિચારોથી કેમ સમાધાન થશે? એમ કહી હું મનમાં ઈશ્વર ચિંતન કરી છાનીમાની પડી રહી.

"પોતે" ઉંઘીને ઊઠ્યા ત્યારે મારા પલંગ પાસે આવીને બેઠા, તથા રાત્રે ઉંઘ કેવી આવી હતી એમ પુછયું. મેં પણ ઘણી સારી આવી હતી એમ શાંતિથી ઉત્તર આપ્યો. "પોતે" અડધો કલાક સુધી ત્યાં બેસી રહ્યા. પણ ઑપરેશન વિષે તેમજ મારા મંદવાડ વિષે કાંઈ બોલ્યા નહિ. તેમજ મારા દેખતાં નિશાસો પણ મુકવો નહિ એવો નિશ્ચય કર્યો હોય, એમ મને જણાયું. મન દાબી રાખી જે સ્થિતિ ધારણ કરી હતી તે ઘણીવાર સુધી ટકી નહિ અને તેથીજ મને લાગે છે કે એકદમ ઉઠી જતા રહ્યા એ જોઈ મને પણ જરા ઠીક લાગ્યું; કારણ કે જો કે મેં પહેલાં શાંત રહેવાનો નિશ્ચય કર્યો હતો તોપણ "પોતે" મારા બિછાના પાસે આવી બેસતાંજ તે નિશ્ચય જતો રહ્યો તથા મારા અંતઃકરણમાં કોલાહલ શરૂ થયો. ઉઠી ગયા પછી આસરે દશ પંદર મિનિટ મોઢાપર પિછોડી લઈ હું શાંતિથી પડી રહી. એ પ્રમાણે મારા દીલને થોડી છુટ મળવાથી મને સમાધાન થયું. ખરૂં જોતાં ઑપરેશન કરાવવાની પહેલેથીજ "પોતા" ની ઈચ્છા નહોતી, એમ છતાં મેં કાલાવાલા કરી પરવાનગી લીધી અને હવે મારૂં મન શા સારૂ બ્હીવા લાગ્યું તે મને ખબર પડી નહિ. પ્રાતર્વિધિ પુરી કર્યા પછી "પોતે" ફરી મારી પાસે આવી બેઠા. પછી ચહા પણ સાંજ પીધી. અમે એક બીજા તરફ જોયું, પણ કાંઇ બોલ્યા નહીં. તેમ બીજું પણ કાંઈ કીધું નહી. "પોતે" માત્ર કાંઇ બોલવાનો વિચાર કરતા હોય એમ જણાયા પણ બોલાયું નહિ. એટલામાં પુણેથી રાધેપંત

નગરકર આવ્યા છે એમ ચોપદારે આવી કહ્યું. તે સાંભળી છાનામાના બહાર ચાલ્યા ગયા ઑપરેશન કરવાનુ નક્કી થયા પછી "પોતાની" સાથે બોલવા તથા બેસવા સારૂ મિત્રોમાંથી કોઇ પાસે હોય તો ઠીક એમ જાણી નણંદે રાઘોપંત નગરકરને મુંબાઈ આવવાનું લખ્યું હતું, તેથી તેઓ સારે નશીબે તેજ દિવસે આવી પહોંચ્યા. દશ સાડા દસે ઑપરેશનની તૈયારી કરવા બે માણસો આવી પહોંચ્યાં તથા મિસ બેનસન્ તથા બીજી બે સ્ત્રી ડૉકટરો બાર વાગે આપી પહોંચશે એમ તેમણે કહ્યું. એ સંદેશો સાંભળી "પોતે" સ્નાન તથા ભોજન પુરૂં કરી લેવા સારૂ નીચે ગયા. એ બધા નિચે જમવા બેઠા હતા ત્યારે મિસ બેનસન આવી પહોંચ્યા. તેમને મેં મારી પાસે બોલાવીને કહ્યું કે, "નીચે બધાં જમવાં બેઠા છે અને તે લોકો ઉપર આવતાં પહેલાંજ મને કલોરોફોર્મ આપી ઑપરેશન કરવાનું શરૂ કરો." ત્યારે મિસ બેનસને કહ્યું કે, "એમની પરવાનગી લીધા વગર હું કેમ શરૂ કરૂં. ગુસ્સે થાય તો?"

ત્યારે મેં કહ્યું, "આવે સમયે જો ન પુછો તો શા સારૂ નથી પુછ્યું તે "પોતાના" લક્ષમાં આવશે નહિ. અને ગુસ્સે થશે નહિ. તે સારૂ હું કહુંછું તે કરો અને બને તેટલી ઉતાવળ કરો. "પોતે" ઉપર આવશે તો અમે બન્નેમાંથી કોઇને ઑપરેશન કરાવવાનું ધૈર્ય રહેશે નહિ. અને ઘણો વખત સુધી નિશ્ચય ન થવાથી તમારો વખત નકામો જશે માટે જલદી ખલાસ કરો. "પોતે" કાંઈ કહે તો મેં આગ્રહ

કીધો એમ કહેજો અને મારૂં નામ આપજો પછી તો કાંઈ હરકત નથી ને ?"

એ સાંભળતાંજ તેઓએ કલૉરોફોર્મની તૈયારી કરવા કહ્યું. કલૉરોફોર્મ દેનારી બે સ્ત્રીઓ તેઓ સાથે લાવ્યા હતા. તેઓએ થોડા વખતમાં તૈયારી છે એમ કહેતાંજ મિસ બેનસને મને ટેબલપર સુઈ જવા કહ્યું. મેં મનમાંને મનમાં "પોતા" ને તથા ઈશ્વરને નમસ્કાર કીધા ને ટેબલપર જઇ સુતી અને તે બન્ને બાઇઓએ મને કલૉરોફોર્મ આપ્યું. ડૉકટર કૃષ્ણાબાઇ કેળકર તે વખતે પાસ થયેલાં નહોતાં. તો પણ છેલ્લા વરસનાં વિદ્યાર્થી હોવાને લીધે ડોકટર બેનસનની સાથે તેમની મદદ માટે ઉભાં હતાં. કલૉરોફાર્મનો અમલ થઈ હું બેશુદ્ધ થઈ તે પહેલાં મારા મનમાં આવ્યું કે આજ જો કાંઇ માઠું પરિણામ આવે તો "પોતા"ની આશિષ લીધા વગર અને પુછ્યા વગર મેજ ઉપર હું સુતી એ વાત મારા મનમાં રહી જશે. અને તેમ બને તો પણ મારા મનમાં જે વાત આવે છે તે વાત તેઓ ખચિત જાણશે, જાણ્યાવગર કદી રહેશે નહિ. વિગેરે વિચાર હું કરતી હતી એટલામાં બેશુદ્ધ થઇ ગઇ, અને આશરે પોણાબે કલાક પછી ઑપરેશન પુરૂં થયા બાદ આ ત્રણ ચાર સ્ત્રીઓ મને મારા પલંગ પર સુવાડતી હતી તે વખતે મને શુદ્ધિ પણ આવી અને મેં "પોતા" ને બોલાવવાનું પણ કહ્યું. તે પ્રમાણે "પોતે" આવ્યા અને થોડી વાર મારી પાસે બેઠા પછી મને ધીરજ આપી કહેવા લાગ્યા કે, "હવે બ્હીતી નહિ, ઑપરેશન પુરૂં

થયું છે હું તારાથી દૂર જતો નથી. અહિં બેસીશ" એમ કહી મારા પલંગપર બેઠા. મેં પોતાના બંને હાથ મારા હાથમાં મજબુતીથી પકડી રાખ્યા હતા; પણ અર્ધ શુદ્ધિમાં હોવાને લીધે બોલવાનું ભાન ન હોતું. થોડા કલાક પછી મને આરામ જણાયો અને હું સારી પેઠે શુદ્ધિમાં આવી અને મને દુધ પાઈ "પોતે" દીવાનખાનામાં ગયા. પછી હું ત્રણ અઠવાડીઆં સુધી બીછાનામાંજ પડી રહી હતી. પલંગપર તથા ખુરશીપર બેસવું નહિ એમ મિસ બેનસને કહી રાખ્યું હતું.

આ ઠેકાણે મારે કહેવું જોઇએ કે જુલાઈ મહીનાથી "પોતા"ને રોજ રાત્રે દસ સાડા દસના દરમ્યાનમાં 'સ્પેઝ્મ' આવતી હતી તે મારૂં ઑપરેશન થયું ત્યારથી ત્રણ અઠવાડીઆં સુધી મુદ્દલ આવી નહિ, તેથી અમો બંનેને તથા ઘરમાંના બધા લોકોને ઘણો આનંદ થયો; પણ આ આનંદ એક અઠવાડીયું પણ ટક્યો નહિ. આ વખતે દિવાળીની રજા હોવાને લીધે મને માથેરાન તેડી જવાનો "પોતે" નિશ્ચય કીધો સર સામાન, રસોઈઓ અને નોકરોને આગળ મોકલાવી આપી બીજે દિવસે મિસ બેનસન આવ્યાં ત્યારે તેમને "પોતે" કહ્યું કે, "કાલથી અમને ત્રણ અઠવાડીયાની રજા છે. તે રજામાં આને માથેરાન લઇ જવાનો મેં વિચાર કર્યો છે. સાથે જે દવાઓ લઇ જવા લાયક હોય તે લખી આપો અને તે ક્યારે વાપરવાની તે એને કહી રાખો."

ત્યારે તેઓએ કહ્યું, "હજી પંદર દિવસ સુધી એમને કાંઇ ઠેકાણે ન લઈ જાઓ તો ઠીક. આજ સુધી ચાલુ ઉપાય રાખ્યા છે તેજ રાખવા જોઇએ" એ સાંભળી "પોતા"ને ઘણી નિરાશા થઈ. તે જોઈ મને પણ ઘણું ખરાબ લાગ્યું, પણ કાંઇ ઉપાય ચાલે તેમ નહતું.

"માણસો તથા સામાન આગલે દિવસે આગળ મોકલેલા હોવાથી હવે તેને પાછા બોલાવવાં તે સારૂં દેખાશે નહિ તે માટે આપ પહેલા જાઓ અને હું દશ બાર દિવસ પછી પાછળથી આવીશ. ગયા મહિનાના પંદર દિવસ સુધી ઉજાગરા તથા ફિકરથી આપ થાકી ગયેલા છો તેથી મારી ખાત્રી છે કે માથેરાનની સારી હવાથી આપની તબીયત સુધરશે. માટે હમણાંજ આપ જાઓ. હું પાછળથી બને તેમ જલદીથી આવીશ." એમ મેં ઘણો આગ્રહ કર્યો તેથી જવાનું કબુલ કર્યું. અને બીજે દિવસે બપોરે દીઅરજીને સાથે લઈ પોતે માથેરાન ગયા.

આ વાતને આઠ દસ દિવસ થયા. હમેશાં ખુશાલીના કાગળો આવતા તથા જતા હતા. ત્રણ ચાર દિવસે એક કાગળ આવ્યો તેમાં લખ્યું હતું કે, "આગળની માફક ફરી "સ્પૅઝ્મ" આવવા માંડી છે, બરાબર તેજ વખતપર આવે છે. ને પંદર વીસ મિનિટ ટકે છે." એ વાંચી અમને બધાને ઘણી ફિકર થઈ, અને બને તેટલી જલદીથી છોકરાંઓને સાથે લઇને જવું, કારણ કે તેમના વગર પોતાને ચહેન પડતું નહિ હોય, એવો મેં નિશ્ચય કર્યો. પછી મિસ બેનસન મારી પાસે આવતાંજ મેં તેમને કહ્યું "પોતા" ની તબીયત બગડી

છે. આજ મહિના સુધી જે મંદવાડ બંધ થઈ ગયો હતો તે પાછો શરૂ થયો છે, તેથી મારાથી હવે અહિં રહેવાય તેમ નથી. મને થોડી કસર રહે તેની કાંઈ હરકત નથી. હું પાછી આવીશ ત્યારે દવા લઈશ, પણ હવે મને છોકરાંઓને લઈ એકદમ જવું જોઈએજ. કાંઇ ગોળીઓ અથવા પડીકાંઓ કે જે લીધા વગર ચાલેજ નહિ એમ હોય તે મને આપો. નહિ તો હાલ કાંઈ જરૂર નથી મારૂં મન સ્વસ્થ નથી, તેથી મેં કાલે જવાનો વિચાર કર્યો છે." એ પ્રમાણે નણંદ તથા સાસુજીને પુછી હું બન્ને છોકરાંઓને લઇ બીજે દિવસે માથેરાન ગઇ. તો પણ પહેલાં પ્રમાણે "સ્પેઝમ" આવવાની શરુઆત થઇ હતી તે ચાલુ રહી; પણ મારા કહેવા પ્રમાણે સખુ તથા નાનુને જોઇ "પોતાને" ઘણો આનંદ થયો તથા એમની સાથે રમવામાં ઘણો વખત જવા લાગ્યો. ચી. નાનુ પાંચ છ વરસનો નાનો છોકરો હતો. અને સખુને અગિઆરમું વરસ પુરૂં થયું હતું. તે એલેકઝાન્ડ્રા હાઇસ્કુલમાં અંગ્રેજી ત્રીજી ચોપડી શિખતી હતી. તેનો બધો મરાઠી અભ્યાસ ઘેર માસ્તર રાખી કરાવ્યો હતો. તે ઘણી બુદ્ધિમાન, હોંશિઆર છે, તેમજ રૂપાળી અને વિનયશીલ છે એમ "પોતે" હમેશાં તેનાં વખાણ કરતા અને "પોતા" ને તે ઘણી વહાલી લાગતી. તેના ગરીબ સ્વભાવને લીધે હમેશાં તેનો પક્ષ કરતા. જો હું તેને વઢું તો ઉલટા મને "પોતે" વઢતા. ચી. નાનુનો સ્વભાવ રમતીઆળ, ધિરજવાન, ગુસ્સાવાળો પણ પક્કા નિશ્ચય વાળો તથા અભિમાની હતો, તથા તે ઘણોજ ચાલાક

હોવાને લીધે તેની ચાર વરસની ઉમરે તેને લખતાં વાંચતાં આવડયું. તેજ પ્રમાણે તે કવિતા પણ સારી બોલતો. તેને બધામાં વાતો સાંભળવાનું તથા કહેવાનું ઘણું ગમતું. એક-વાર સાંભળેલી વાત તે સારી રીતે કહી જતો. ઘરમાં જો કોઇ છોકરીઓ કે છોકરાઓ મેમાન આવે તો વાત કહો એમ કહી તેની પાછળ લાગતો; તેમજ નાનપણથી તેની એવી મહત્વાકાંક્ષા હતી કે બધી વાતો બીજા કરતાં આપણી સારી છે. બીજા છોકરાઓની પાસે જો કાંઈ સારી અને નવી વસ્તુ હોય અને પોતાની પાસેની તે વસ્તુ જુની હોય તોપણ તે ચીડવાતો નહિ. પણ ઉલટું બીજા છોકરાઓને મારૂં સારૂં છે ને તારૂં નઠારૂં છે એમ કહી ચીડવતો ને હસતો. એ તેનો સ્વભાવ જોઈ "પોતાને" ઘણી રમુજ લાગતી.

રોજ જમ્યા પછી બન્ને વખતે કલાક બે કલાક આ છોક-રાંઓને "પોતે" લઇ બેસતા. સખુની પાસે અંગ્રેજી તથા મરાઠી વંચાવતા, તેને કાંઇ વાક્યો પુછતા, તેની પાસે ગીતો ગવડાવતા, તેજ પ્રમાણે નાનું પાસે કવિતા બોલાવી વાતો કહેવડાવતા. એ પ્રમાણે "પોતા"ને ઘણો વખત જતો સાંજની ચહા તથા ખાવાનું સખુની પાસે તૈયાર કરાવતા અને તેણેજ બનાવ્યું છે કે, એમ પુછી, જો તેણે બનાવ્યું હોય તો ઘણું સારૂં બનાવ્યું છે એમ કહી તેની પીઠ થાબડતા. તે છોકરી મોટી થશે ત્યારે ઘણાજ સારા સ્વભાવની થશે, તું આખો દિવસ એને વઢે છે પણ એ જ્યારે મોટી થશે ત્યારે તનેજ શિખવશે, એમ મને "પોતે" કહેતા. એ પ્રમાણે

બન્ને છોકરાંઓના સહવાસમાં "પોતા"નો વખત જતો. વળી મુંબઈથી ચોપડીઓ લાવ્યા હતા તેમાંથી દીએરજી વાંચી બતાવતા. એ પ્રમાણે રજાના દિવસ માથેરાનમાં પુરા કરી અમે પાછાં મુંબાઈ આવ્યાં. માથેરાનમાં જ્યાં સુધી અમે હતાં ત્યાં સુધી "પોતા"ના મનને જે હુશિઆરી દેખાતી હતી તે મુંબઇ પાછા આવ્યા પછી ગઈ. અને આ મંદવાડ પાછો શાથી શરૂ થયો એ વિશે ડાકટરોને સ્પષ્ટ પુછવું જોઇએ નહિ તો તે ક્યાંથી ઉત્પન્ન થયો છે તે મારી મેળે હુંજ શોધી કાઢીશ, એમ "પોતે" નિશ્ચય કીધો. "પોતે" બે ત્રણ ડાકટરોને જુદે જુદે વખતે પુછયું કે, મારા મંદવાડનું નામ તમે શું પાડો છો? પણ તેમણે બરાબર જવાબ આપ્યો નહિ. ત્યારે હવે કોઈને મારો મંદવાડ શું છે એ ન પુછતાં હું પોતે શોધી કાઢીશ એમ નિશ્ચય કરી મેડીકલ કોલેજમાંથી ચોપડીઓ મંગાવી તે બધી વાંચી જોઈ.

એક દિવસે સાંજના મુદ્દામ મને બોલાવી અહિં તહિંની વાતો ન કરતાં વિષ્ણુપંત રાનડે નામના પોતાના એક જુના મિત્રની નીચે લખ્યા મુજબની વાત મને કહી. "આસરે પાંત્રીસ વરસ પહેલાં વિષ્ણુપંત રાનડે નામના અમારા જુના મિત્ર અહિંજ રહેતા હતા. તેમનો સ્વભાવ ઘણો શાંત, સારો તથા ઉદ્દાર બુદ્ધિવાળો હતો. તેમજ તેઓનું શરીર કદ્દાવર તથા મજબુત હતું. તેમને કોઈપણ જાતનું વ્યસન નહોતૂં. એકવાર ઘોડાપ રથી તેઓ નીચે પડયા અને તેથી તેમને Augina Pectoris નામે મંદવાડ થયો. તેઓ ત્રણ વરસ મંદવાડ થયા પછી જીવ્યા હતા,

પણ કયે વખત શું થશે તેનો કાંઇ નિશ્ચય નથી માટે બને તેમ ઘરમાંને ઘરમાં બિછાનાપર પડી વખત ગાળવો, વાંચન થોડો વખત કરવું, પણ એકદમ જે વાતથી શ્રમ થાય તે વાત કરવી નહિ એમ ડોકટરે એમને કહી મુકેલું હતું. તેથી ઘણો ખરો વખત તેઓ ઘરમાંજ બેસીને ગાળતા, બહાર ક્યાંય પણ જતા નહિ. જરૂરના વખત શિવાય તેઓને કોઈ એકલા મુકતું નહિ. કોઇને કોઈ એમની પાસે રહેતુંજ. જો કે તેઓને એટલી બધી સંભાળથી રાખ્યા હતા તો પણ આખરે એક વાર દિશા પાણીએ ગયા હતા, ત્યાંજ એમનો અંત થયો. એ પ્રકારે મનુષ્યનો કઇ વખતે કાળ થશે એનો નિયમ નથી."

એ સાંભળી મને ઠીક લાગ્યું નહિ, અને મેં કહ્યું, "મને આ વાત આપે શા સારૂ કહી? આપના મંદવાડને આ વાત સાથે શો સંબંધ છે?"

ત્યારે "પોતે" કહ્યું, "ઘેલા જેવા વિચાર કરી શું પુછે છે? સંબંધ તે શાનો હોય? બોલતાં બોલતાં મને એ વાત યાદ આવી તેથી તને કહિ અને પુછે છે શા સારૂ કહી? મને એ વાત યાદ આવી અને તું તે વાત જાણે તો ઠીક એમ મને લાગ્યું તેથી તે વાત તને કહી. દિવસે દિવસે તું ઘણી વહેમી થતી જાય છે તેથી કોઈ પણ વાત તને કહેવાની બ્હીક લાગે છે."

મેં કહ્યું, "હું કાંઈ બધી વાતમાં વહેમ ખાતી નથી. આજ સુધી "પોતા"ને મંદવાડ થોડા આવ્યા છે? વરસે બે વરસે ઘણાજ ભયંકર મંદવાડ થએલા છે. એમ છતાં આજ વખતના મંદવાડ વિશે એટલી બધી ફીકર શા સારૂ કરોછો?

કોણ જાણે દરેક વાતમાં નિરાશાના ઉદ્ગાર તથા ઉદાસીનતા જોઈ મને કેમ ભલા ઠીક લાગે ? ને ઠીક લાગવાનું એક બાજુએ રહેવા દો પણ રાત્રે તથા દિવસે એજ વાતના વિચારો કરવાથી તેની અસર "પોતાની" પ્રકૃતિ પર નહિ થાય ? પહેલાં પ્લેગને વરસે આ મંદવાડ કરતાં પણ વધારે ધાસ્તી ભરેલા મંદવાડ આવ્યો હતો તે વખતે તો મારો જીવ ઘણોજ બ્હી ગયો હતો. બે મહિના સુધી અન્નની રૂચી નહોતી ને ઉંઘ પણ આવતી નહોતી તો પણ મહાબલેશ્વર આપણે ગયાં ત્યારે એકદમ પ્રકૃતિને આરામ પડયો. તે કરતાં હાલનો મંદવાડ કાંઈ વધારે નથી. તમારા મનમાં એ બાબતનો કાંઈ ડર પેશી ગયો છે. તેથી ડૉકટર કહે તે પણ સાચું લાગતું નથી તો હું શું કરૂં."

એ બોલવું શાંતિથી સાંભળી લીધું અને પછી કહ્યું કે, "એવી કાંઇ વાત નથી, મનમાં ડર શાનો પેસી જાય ? આજે બપોરે ચોપડીમાં આ મંદવાડ વિશે વાંચતો હતો, ત્યારે આ વાત યાદ આવી તે મેં તને કહી. આજે સવારે મને વર્તમાન પત્ર વાંચવાનો વખત મળ્યો નહિ. તો તું તે વાંચી રાખ અને જમતી વખતે તેમાંની હકીકત મને કહે." એ કહેવાનો હેતુ શું હતો તે હું સમજી, અને એવી વાતોની ચર્ચા વધારે ન થાય તો ઠીક એમ મનમાં આણી "પોતાના" કહેવા મુજબ વર્તમાનપત્ર હાથમાં લઇ બીજા દિવાનખાનામાં જતી રહી.

બીજે દિવસે બપોરે ડૉકટર રાવ તથા નાયક આવ્યા. તે મને "પોતે" કહ્યું, "આજ સુધી તમો બે ત્રણ જણા જે

જે ઔષધો મને આપો છો તે હું લેતોજ આવ્યો છું; પણ મારો મંદવાડ શું છે તેની બરાબર પરીક્ષા કીધા પછી ઓસડની બરાબર યોજના કરી છે ને? તમારા મનમાં જો આ મંદવાડનું નામ મને કહેવું નહોય તો મારો તેમ આગ્રહ નથી; પણ જે ઓસડ મને પીવા આપો છો તે આ મંદવાડને લગતું હોય તો બસ છે. આ દવાનો ગુણ મારા મંદવાડ પર થશે કે નહિ, તેનો વિચાર કોઈ કરતું નથી. તેમજ એ વાતો કોઈના હાથમાંની નથી. તમારી સમજ પ્રમાણે તમે રોગની પરીક્ષા કીધા પછી કયું ઓસડ લાગુ પડશે તેનો વિચાર કરો છો અને પછી તે કાગળ ઉપર લખી આપો છો તે હું છાનોમાનો પી જાઉં છું, એટલુંજ કરવાનું તમારા અને અમારા હાથમાં છે. ઓસડ પીધું નહી. આળસ કીધું. એમ અમારા લોકો ન કહે માટે હું દવા લઉં છું, બીજું શું?"

એટલું બધું કહ્યું તોપણ ડોકટર કાંઈ બોલ્યા નહિ. છાના માના બેસી રહ્યા. એ જોઇ "પોતે" કહ્યું તમે જો નામ ન કહેતા હો તો હું તમને કહીશ. મારા મંદવાડનું નામ Angina Pectoris છે, કેમ નહિ? એ વિષે ગયા પાંચ છ દિવસમાં મેં ઘણી ચોપડી વાંચી જોઇ, અને તેમાં લખેલાં લક્ષણો મારા વિકાર સાથે મેં મેળવી જોયાં, તે ઉપરથી મારા મંદવાડનું એજ નામ છે, એવી મારી ખાત્રી થઇ છે. એ મંદવાડ મારા એક મિત્રને થયો હતો."

એ સાંભળી ડોકટર રાવ એક બે મિનિટ મુંઝાયલા હોય તેમ જણાયા. પણ તે બહાર ન દેખાડતાં એકદમ બોલી

ઉઠયા, "આપે જે લક્ષણો મેળવી જોયાં તે પરથી Angina Pectoris આપનો મંદવાડ છે એમ જો કે આપને લાગે છે, તો પણ તે સાચું નથી. ફક્ત આપની કલ્પનાથી તે મંદવાડનો ભાસ થાય છે. આ મંદવાડનું સાચું નામ Pseudo Angina Pectoris છે. આ મંદવાડ રોગીને ફક્ત કલ્પના પ્રમાણે ખરા મંદવાડ જેવો ભાસે છે, અને બધાં લક્ષણો મળી આવે છે તોપણ ખરેખરી રીતે જોતાં તેમાં કાંઈ હોતું નથી. આ પ્રકારના ઘણા રોગ છે, કે જે જોકે સાચા હોતા નથી, તોપણ દરદીના મન પર મોઠી અસર કરેછે. તેમાંનો આ એક છે, અને તેને લીધેજ તે ઉપર કહ્યા મુજબ Pseudo Angina Pectoris એ નામથી ઓળખાયછે." એમનું એ બોલવું સાંભળી "પોતે" કહ્યું, "એમાં થોડે અંશે તો Pseudo છે ખરૂં, નહિ તો મને સમજ પાડવા સારૂ તમારો એ Pseudo છે એમ કહેવું જોઇએ."

---

# ભાગ છેલ્લો.



## આખરનું વરસ લાહોરની કોંગ્રેસ.

ઈ. સ. ૧૯૦૦ માં "પોતા"ની પ્રકૃતિ સારી ન હોવાને લીધે કોંગ્રેસમાં જવા સારૂ ડોકટર પરવાનગી આપશે કે નહિ એ વિષે બીક લાગતી હતી. તથાપિ "પોતા"ને કોંગ્રેસમાં જવાની ઘણીજ હોંસ હતી. જોકે આ વખતે માંદા હતા તો

પણ દર સાલ મુજબ સોશિયલ કૉન્ફરંસનો રિપોર્ટ મંગાવવાનું, લાંબા લાંબા કાગળો લખવાનું અને જે કાગળો આવ્યા હોય તેના ઉત્તરો લખવાનું કામ દરરોજ નિત્યનિયમ સર ચાલતું હતુંજ; એમાં અંતર પડતો નહિ. જુદી જુદી સંસ્થામાંથી જે રિપોર્ટ આવ્યા હતા, તેનો સારાંશ કાઢવાનું કામ શરૂ હતુંજ. આ કામ કરવામાં ઘણા કલાક વીતી જવા માંડ્યા. કૉન્ફરંસમાં વાંચવા સારૂ "વશિષ્ટ અને વિશ્વામિત્ર" એ લેખ લખવામાં પાંચ છ દિવસ સુધી આખો દિવસ બેસી રહેવું પડયું. કામ કર્યા પછી જે વખત બાકી રહેતો તે વખતે લાહોર જવાની તૈયારીની વાતો તથા કાર્યક્રમ નક્કી કરવામાં ગાળતા. જવાને બે ત્રણ દિવસ બાકી રહ્યા. "હું આ વર્ષે સાથે આવવાની છું, "પોતા"ની પ્રકૃતિ સારી નથી ને આવે વખતે જો આપ એકલા જાઓ તો મને મુદ્દલ ચેન પડશે નહિ. હું સાથે આવવાનીજ," એમ એકવાર "પોતા"ને કહી, પછી મારી બધી તૈયારી કરી "પોતા"ની સાથે લાહોર જવું એવો મેં નિશ્ચય કર્યો. પણ મેં "પોતા"ને એ બાબત વિનંતી કર્યાની આગમચ તું આ વર્ષે મારી સાથે ચાલ એમ મને "પોતે" એ કહ્યું, તે સાંભળી મારો જીવ હેઠો બેઠો, અને મેં ઘણી ઉત્સુકતાથી જવાની તૈયારી કરી. તેમજ "પોતા"ને કેટલાં કપડાંની તથા ચીજોની જરૂર પડશે તે બરાબર યાદ કરી ભેગાં કર્યાં અને બાંધ્યા. તે વખતે સાસુજી, નણંદ, સૌ. ગંગાબાઇ, સૌ. લક્ષ્મીબાઈ, આબા સાહેબ તથા એમનાં બચ્ચાંઓ મુંબઈમાંજ હોવાને લીધે લાહોર

જતી વખતે ચી. સખુને તથા નાનુને સાથે લઈ ન જતાં ફકત હમે બે જણેજ જવું એમ નક્કી કર્યું હતું; પણ પછી શું લાગ્યું તે કોણ જાણે સુતી વખતે મને ફરી કહ્યું, "બધી તૈયારી પુરી કરી છે ને? સખુને સાથે લઈ જવાનો મેં વિચાર કર્યો છે. તેનાં કપડાં બાંધ. કાલે પુનેથી બધા લોકો આવશે ત્યારે એમને સીટસ રિઝર્વ્ડ કરવા કહીશ. ત્યાં ઠંડી ઘણી પડે છે માટે ગરમ કપડાં વધારે લેજે. સખુ માટે પણ વધારે કપડાં રાખજે. મે કહ્યું "નાનુને અહિઆં પાછળ રાખી એકલી સખુને સાથે લઇ જઈશું તો સારૂં નહિ દેખાય, લોકો અમથી ચર્ચા કરશે. લઈ જવાં હોય તો બન્નેને સાથે લઇ જઈએ, નહિ તો બન્નેને અહિઆંજ રહેવા દેઈએ કે કોઇ કાંઈ કહે નહિ."

ત્યારે કહ્યું "એ પંચાતમાં તું પડતી નહીં. હું કહું છું તેમ કર. જે વાત કરવાની હોય તે વિષે ચર્ચા કરવાની જરૂર નથી. હું કહું છું તેમ કર. નાનુને પણ સાથે લીધો હોત પણ ત્યાં ટાઢ ઘણી છે. આપણે આપણી સાથે બેજ નોકર લઇ જઇએ છીએ. એ નાનો હોવાને લીધે એક નોકર એનાજ કામમાં રોકાશે. વળી તારો પણ ઘણો ખરો વખત એનું કામ કરવામાં જશે તેથી બધી વ્યવસ્થા અને ખટપટ તારે એકલીનેજ કરવી પડશે, અને મારા મંદવાડને લીધે તે તારાથી બનશે નહિ. તે સારૂ એને અહિઆંજ રાખો, સખુ હવે ઘણી ડાહી થઇ છે. તેથી તેનો હવે તને ત્રાસ પડશે નહિ. તેને જો સાથે લઈશું તો તેની તને ઘણી મદદ તથા સોબત થશે. તેથી

એને આહુચ્આં રાખવા કરતાં સાથે લેવી તે ઠીક એમ મને લાગે છે, માટે એની તૈયારી કર."

મેં હા કહી અને બીજે દિવસે સવારના ઉઠીને તેની બધી તૈયારી કરી. સખુને એ વિશે માલમ પડયું, ત્યારે તેને ઘણોજ આનંદ થયો. પણ નાનુને એકલો મુકી જવું પડશે એમ જ્યારે મારા મનમાં આવ્યું, ત્યારે મને ઘણું ખરાબ લાગ્યું. આ વિચાર જે નક્કી થયો હતો તે વિષે બહાર મેં કોઇને કહ્યું નાહ. નિકળવાની વખત સુધી કાંઈ બોલવું નહિ, એમ મેં નિશ્ચય કર્યો હતો. અમે ફક્ત બેજ જણ જવાનાં છીએ તથા છોકરાંઓને સાથે લઇ જવાનાં નથી, એટલીજ માત્ર બધાઓને ખબર પડવાને લીધે બધા લોકો સખુને ચીડવતા હતા. અને તેથી તે દર ઘડીએ રોતી, અને જ્યારે જ્યારે વખત મળતો ત્યારે "પોતા"ની પાસે જઇ યાચના કરતી કે મને સાથે તેડી જાઓ. મને પણ એને પાછળ મુકી જવાનું જરા પણ ગમતું નહોતું પણ એકલા નાનુને કેમ મુકી જાઉં, એમ લાગ્યું તેથી હું સખુને પણ પાછળ મુકી જવા તૈયાર થઈ. નાનુ ન્હાનો હોવાને લીધે તે આ બાબતમાં કાંઇ સમજતો નહોતો. ઘરમાંના લોકો જ્યારે એને ચીડવવા લાગ્યા ત્યારે હું પણ તારી સાથે આવું છું એમ એક બે વાર એણે મને કહ્યું. પણ એક નાના પાકીટમાં પાંચ રૂપીઆ મુકી "આ પૈસાના તું રમકડાં લેજે, આ પાકીટ તું તારી પાસે રાખ, કોઇને આપતો નહિ," એમ મેં એને કહ્યું ત્યારે તે એકદમ આનંદથી કુદવા લાગ્યો.

પુનેથી કોંગ્રેસમાં જવા સારૂ નગરકર, ભીડે, ગોખલે વિગેરે લોકો સવારની ગાડીએ આવ્યા. બપોરે અમારે માટે સીટસ રિઝર્ડ કરાવા સારૂ દીયરજીને "પોતે" કહ્યું. તે પ્રમાણે તેઓ સ્ટેશન પર જઇ સીટસ રિઝર્ડ કરાવી આવ્યા, અને કાલે સાંજે નિકળવાનું છે એમ એમણે કહ્યું. સવારથી તે રાત સુધી, તે આખો દિવસ "પોતે" બધો વખત બેસી કામ કરવામાં તથા પુનેથી આવેલા લોકો સાથે વાતચીત કરવામાં ગાળ્યો. બપોરે દસ પંદર મિનિટ ઉંઘી વિશ્રાન્તી પણ લીધી નહિ. તેથી તે રાત્રે હમેશ માફક જે Spasm આવતી હતી તે વધારે જોરથી આવીને વધારે વખત ટકી તેથી હમેશ કરતાં આજે વધારે થાકી ગયા. બિછાના પર પડ્યા, પછી કલાક દોઢ કલાક થયો તોપણ ઉંઘ આવી નહિ. ગયા આખા અઠવાડીઆમાં લખવાનું ઘણું કામ કર્યું અને તેથી મગજને ત્રાસ થયો હશે એમ મને લાગ્યું અને તેથી હું એકદમ ઉઠી અને નિચે જઈ માખણ લીધું અને ઉપર આવતી વખતે પેહેરાવાળાને કહ્યું કે બગીચામાં જઈ એરંડાના પાંચ છ કુમળાં પાંદડાં તોડી લાવ. તે પ્રમાણે તેણે પાંતરાં આણી આપ્યાં. પછી હું ઉપર ગઇ અને "પોતા"ના માથાપર તથા કપાળપર ઘણીવાર માખણ ચોળ્યું, અને એરંડાના પાંદડાં તાળવાં પર મુક્યાં, અને કોઇ પણ રીતે ઉંઘ આવે તે સારૂ પગને તળીયે માખણ ચોળવા બેઠી. "પોતે" શાંતિથી પડી રહી ઉંઘવાનો પ્રયત્ન કર્યો, પણ ઉંઘ આવી નહિ. એક વાગતે, ઉંઘ આવવાનું તો એક બાજુએ રહ્યું ને

ઉલટું છાતીમાં દુખવા માંડયું. હજુ સુધી ઉંઘ આવી ન હોતી. તોપણ બિછાનામાં પડી રહી વિશ્રાન્તી લેતા હતા. હવે તે પણ બંધ પડી ગયું. છાતીમાં ચસ્કા મારવા લાગ્યા તેથી પડખે સુઈ શક્યા નહીં. પલંગપર બેસી એક તકીયો લઇ તેને અઠીંગીને બેસવું પડયું. એ પ્રમાણે ઉઠી બેઠા પછી મેં નીચે જઈ ચુલો સળગાવ્યો ને પાણી ગરમ કરી તે રબરની થેલીમાં ભરી ઉપર લઇ આવી, અને બજાબાને જગાડીને કહ્યું કે "તું બીજું પાણી ગરમ કરીને બીજી થેલીમાં ભરી ઉપર લઈ આવ." પછી હું મેડીપર ગઈ અને જે ભાગ પર દુખતું હતું તે ભાગની પછવાડે એટલે પીઠપર ગરમ પાણીની થેલી મુકી; અને છાતી પર રાઈની પટ્ટી લગાડી. તોપણ ચસ્કા જરાએ બંધ પડ્યા નહિ. સવારે છ વાગે ચસ્કા બંધ પડ્યા અને સાત સાડાસાત સુધી સારી ઉંઘ આવી.

ચસ્કા બંધ થઈ ઉંઘ આવતાંજ મેં ડોકટર ભાલ્ચંદ્રને બોલાવવા મોકલ્યા. નગરકર, ગોખલે વિગેરેને આ હકીકત કહી. હવે લાહોર જવા વિષે શું કરવું એ ફીકરમાં અમે પડયાં. સાડા સાત વાગે "પોતા"ની ઉંઘ પુરી થઇ અને પ્રાતર્વિધિ પુરી કરી આઠ વાગે દિવાનખાનામાં આવ્યા. ત્યારે "ગત્રે છાતીમાં દુખતું હતું કે? ઉંઘ આવી નહિ કે?" એમ પુનાના લોકોએ પુછયું; ત્યારે એકદમ કહ્યું કે "ના, ના, મને આ પ્રમાણે હમેશાં થાય છે, એ વિષે ફીકર કરવાની કાંઇ જરૂર નથી. મને એવોજ કાંઇ વિકાર થયેલો છે તેથી કોઇ કોઈવાર એમ થાય છે." એમ બોલતા હતા,

એટલામાં ડૉક્ટર ભાલચંદ્ર આવી પહોંચ્યા અને "પોતા"ની પ્રકૃતિ જોઇ તથા હકીકત સાંભળી કહ્યું કે "ગમે તેમ થાય તો પણ આટલો દુરનો પ્રવાસ કરવા સારૂ હું મુદ્દલ સલાહ આપતો નથી; એટલુંજ નહિ પણ આપ આ વર્ષે જતા નહિ એવી હું આપને આગ્રહ પૂર્વક સલાહ આપું છું."

એ સાંભળી "પોતા"ને ઘણુંજ ખરાબ લાગ્યું. ડોકટર ગયા પછી ઘણીવાર સુધી કોઈની સાથે ન બોલતાં વિચાર કરતા બેઠા હતા. ત્યાર પછી ગોખલે તરફ જોઇ કહ્યું "તો પછી હવે કોંગ્રેસમાં જવા સારૂ ગમે તેમ ઠરાવો." ત્યારે ગોખલે બોલ્યા "આપની પ્રકૃતિ વિષે અમારાથી શું કહેવાય? ડોક્ટર ભાટવડેકર કહે છે તેમ કરો તો ઠીક, ત્યાં જઇ શું કરવાનું તે જો આપ મને કહો તો આપના કહેવા મુજબ હું તે બધું બરોબર કરીશ."

ત્યારે કહ્યું "તમે કરશોજ. હવે આ બધું કામ તમારા માથાપરજ પડવાનું છે; પણ આ વખતે મારે જવું નહિ એમ જો તમને બધાને લાગતું હોય તો સારે એક તાર તો કરવો જોઇએ." આ વર્ષે જવું નહિ એ ઠીક, એમ બધાએ કહ્યા પછી ખડીયો, કલમ તથા કાગળ લઈ તાર લખ્યો અને તે બધા લોકોને વાંચી બતાવી કહ્યું કે "આજ અઢાર વર્ષ સુધી હું હમેશાં દર વર્ષે જતો હતો તે નિયમ આજ તુટયો છે." એમ કહેતાં છાતી ભરાઈ આવી અને આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. એ પ્રમાણે લાહોર જવાનો વિચાર ભાગી પડયો, કોન્ફરન્સમાં વાંચવા સારૂ જે

લેખ લખ્યો હતો તે ગોખલેને આપ્યો અને ચી. આબા સાહેબને આ લોકો સાથે લાહોર મોકલાવ્યા.

તે દિવસે સાંજે બધા લોકો જતા રહ્યા અને અમે પણ લોનાવલા ગયા. લોનાવલા ગયા પછી પુનાના બધા મિત્રો મળવા આવ્યા. તેઓએ "પોતા"ને પુને રહી ઓસડ કરવા બાબતમાં ઘણો આગ્રહ કર્યો; ત્યારે કહ્યું "હું હાલ મુંબઈ માંજ રહી દવા લઈ જોવાનો છું. ત્યાં ઠીક થશે પછી પુના આવવાનો વિચાર કરીશ."

ત્રણ ચાર દિવસ પછી લાહોરની કોંગ્રેસમાં ગયેલા બધા લોક પાછા આવ્યા. તે લોકોએ કોંગ્રેસ તથા કોન્ફરન્સની બધી હકીકત કહી ને બીજે દિવસે બધા પુના જતા રહ્યા. તે હકીકત સાંભળી મનનો ભાર થોડો કમતી થયો હોય તથા સમાધાન થયું હોય એમ જણાયું. પછી આ સભાની હકીકત ટાઇમ્સ, ઍડવોકેટ, સોશ્યલ રિફોર્મર, પંજાબી વિગેરે પત્રોમાં ખુલ્લી રીતે આવી હતી તેમાંથી ગોખલે તથા ચંદાવરકરનાં ભાષણો વાંચી "હવે પછી આ ભાર ખમવા તમે બન્ને યોગ્ય છો એ જોઈ મને ઘણો આનંદ થયો; અને આજ સુધી એ વિષે જે ફીકર મને લાગતી હતી તે હવે કમી થઈ છે" વિગેરે મજકુરના બન્નેને કાગળો પોતાના હાથેથી લખ્યા.

આ વખતે લોનાવલામાં ફકત દસ દિવસ સુધી અમારો મુકામ રહ્યો. તેટલા વખતમાં "પોતા"ની તબીઅત સુધરી નહિજ, પણ ઉલટા નાના નાના વિકારો વધી પડયા. તેજ પ્રમાણે મન ઘણુંજ ઉદાસ બની ગયું હતું. મારી સાથે અથવા

નણંદ સાથે વાત કરતા ત્યારે હમેશાં એમ કહેતા કે અમુક ખરચ હવે વધારે થાય છે તે કમતી કરો, તેમજ બગીચાનો ખરચ કમતી કરો, ઢોર કમતી કરો, મુંબાઇનો પથારો અથવા જ્યાં ત્યાં બધું પડયું હોય તે એક બાજુએ એકઠું કરી લ્યો, કારણ કે હું છ મહિનાની રજા લેવાનો છું અને તે પુરી થતાંજ તેને જોડીને પેન્શન લેવાનો છું, તેથી આપણે પાછા મુંબઈ વહેલા આવશું એમ લાગતું નથી, તેથી મુંબઈમાં જે સામાન છે તે બધો પુને લઈ જવો આ વખતો વખત કાઢેલા ઉદ્ગારો સાંભળી તથા "પોતાની" વિરકત થયેલી વૃત્તિ જોઈ મને ઘણુંજ ખરાબ લાગતું તથા દુઃખ થતું; તોપણ તે બહાર દેખાડવું નહિ એવો નિશ્ચય કરેલો હોવાથી મારે તે દાબી રાખવું પડતું.

રજા પુરી થતાંજ અમે લોનાવલાથી મુંબાઇ પાછાં આવ્યાં અને તા. ૮ મી એ છ મહિનાની રજા માગવાની હાઇકોર્ટમાં અરજ કરી. તે વખતે મને મુકામ ઉપર બોલાવીને કહ્યું, "આજે મેં છ મહિનાની રજાની અરજી લખી છે, અને રજા પુરી થતાંજ તાબડતોબ પેન્શન લેવાનો છું. તેથી પેન્શન શિવાય સાતસો આઠસો રૂપીઆની આપણી આવક રહેશે, તો તેમાં આપણો અહિંઆંનો તથા પુનાનો ખર્ચ ચલાવતાં આવડશે?" મેં કહ્યું "મુંબઈમાં જ્યાં સુધી આપણે ઘર ખરીદ કર્યું નથી ત્યાં સુધી અડચણ પડશે. અહિઆં ઘર ભાડાના દર મહિને ત્રણસો સાડા ત્રણસો રૂપીઆ આપવા

પડે છે. માટેજ હાલ પુનાનું ઘર ઉપાડી નાંખી આપણે બધા એક ઠેકાણે રહીશું તો ઠીક પડશે."

ત્યારે "પોતે" કહ્યું "તેમ તો નહિ બને, પુનાનું ઘર ઉપાડવું નહિ. તેમ ત્યાંના માણસો અહિં લાવવાં પણ નહિ. એમની આજ સુધીની ટેવ પ્રમાણે કથા, કીર્તન, પુરાણ વિગેરેની વાતો એમના મન ગમતી ત્યાં બનશે, અને તેથી એમને વધારે આનંદ થશે. મારા મનમાં હવે મુંબઈમાંજ રહેવાનું છે, માટે બન્ને ખરચ એટલામાં પહોંચી શકશે ને? એટલુંજ પુછવા સારૂ મેં તને બોલાવી." ત્યારે મેં કહ્યું હા પુરૂં પડશે, શા સારૂ નહિ પડે. અમુક એક ચીજ વગર મારૂં અટકી પડે એવી મને ટેવ નથી. વિનાકારણ જેટલો ખર્ચ થાય છે તે કમી કરવો તે બને તેમ છે. સદા ચાલે એમજ કરવું, એમ આપ હમેશાં કહો છો અને મને તે ટેવ પડી છે એટલે થોડા પૈસા કમી હશે તો પણ મને અઘરૂં પડશે નહિ. જે રકમ આપણને મળવાની છે તે કાંઈ કમતી નથી. તો પણ બને તેમ કરી જલદી ઘર વેચાતું લો તો ઠીક, અહિંઆં ઘર ભાડામાં ઘણો ખરચ થાય છે." એ સાંભળી "પોતે" બોલ્યા "હું પણ ઘર લેવાના વિચારમાં છું, પણ ઘાટ બેસે ત્યારે બને. આજ સુધીમાં પાંચ છ ઘર મેં જોયાં અને તે કાંઈ ખરાબ નહોતાં. તને જુનું ઘર ગમતું નથી, સગવડવાળું ઘર સારી વસ્તીમાં મળવું જોઈએ અને તે તને પસંદ પડવું જોઇએ. બન્ને વાતનો યોગ મળી આવશે ત્યારેજ ઘર લેવાશે." એટલું બોલવું થયા પછી રજા માટે કરેલી અરજી મોકલી દીધી.

બીજે દિવસે ના. ચીફ જસ્ટિસે રજા મંજુર કર્યાનો કાગળ આવ્યો. તે વાંચી જોયા પછી મને કહ્યું. "હવે આપણી તેહેનાતમાં જેટલા સિપાઈ તથા ચોપદાર છે એ બધાને કાંઇ ઇનામ આપી રજા આપી દે. અને એમને કહે કે આજે કોર્ટમાં જઇ હાજર થજો. રજા લીધા પછી સરકારી સિપાઈ આપણી તેહેનાતમાં જોઈતા નથી." મેં હા પાડી અને તાબડતોબ સિપાઇઓને ઉપર બોલાવ્યા. અને એમને કાંઈ ઈનામ આપી કહ્યું, "આજે તમને ચારે જણાને તૈયાર થઈ કોર્ટમાં હાજર રહેવા કહ્યું છે." એ સાંભળતાંજ એ બીચારાઓનાં મોઢાં ઉતરી ગયાં. ચોપદારનું તો હૈયું ભરાઈ આવ્યું અને તે મને કેહેવા લાગ્યો "બાઇસાહેબ, સાહેબે રજા લીધી માટે શું થયું? અમારામાંથી બે જણને કોર્ટમાં મોકલી આપશો, તો અમો બે જણ તેહેનાતમાં રહીશું. રજા લે તો પણ સિપાઇને તેહેનાતમાં રાખવાનો રિવાજ છે. ફકત સાહેબ જરા ચિઠ્ઠી લખી મોકલે એટલે બસ." મેં કહ્યું "કોર્ટનો એવો ચાલ હશે, પણ અમારો નથી. માટે તમે એ વિષે "પોતા" ને કાંઇ પુછતા નહીં. અને જે તમને હુકમ મળ્યો છે તે મુજબ કોર્ટમાં હાજર થાઓ. તમારી જો જરૂર પડશે તો તમને બોલાવી લઈશું." એ સાંભળી તેઓ બીચારા વધારે શું બોલે? આંખમાં આંસુ લાવી મારે પગે પડ્યા અને પછી મોટા દીવાનખાનામાં જ્યાં "પોતે" બેઠા હતા ત્યાં "પોતા"ને પગે પડવા સારૂ ગયા. અને એક પછી એક બધા "પોતા"ના પગપર માંથું મુકી પગે લાગ્યા. બધાના પછી ચોપદાર પગે પડતી

પડે છે. માટેજ હાલ પુનાનું ઘર ઉપાડી નાંખી આપણે બધા એક ઠેકાણે રહીશું તો ઠીક પડશે."

ત્યારે "પોતે" કહ્યું "તેમ તો નહિ બને, પુનાનું ઘર ઉપાડવું નહિ. તેમ ત્યાંના માણસો અહિં લાવવાં પણ નહિ. એમની આજ સુધીની ટેવ પ્રમાણે કથા, કીર્તન, પુરાણ વિગેરેની વાતો એમના મન ગમતી ત્યાં બનશે, અને તેથી એમને વધારે આનંદ થશે. મારા મનમાં હવે મુંબઈમાંજ રહેવાનું છે, માટે બન્ને ખરચ એટલામાં પહોંચી શકશે ને? એટલુંજ પુછવા સારૂ મેં તને બોલાવી." ત્યારે મેં કહ્યું હા પુરૂં પડશે, શા સારૂ નહિ પડે. અમુક એક ચીજ વગર મારૂં અટકી પડે એવી મને ટેવ નથી. વિનાકારણ જેટલો ખર્ચ થાય છે તે કમી કરવો તે બને તેમ છે. સદા ચાલે એમજ કરવું, એમ આપ હમેશાં કહો છો અને મને તે ટેવ પડી છે એટલે થોડા પૈસા કમી હશે તો પણ મને અઘરૂં પડશે નહિ. જે રકમ આપણને મળવાની છે તે કાંઈ કમતી નથી. તો પણ બને તેમ કરી જલદી ઘર વેચાતું લો તો ઠીક, અહિંઆં ઘર ભાડામાં ઘણો ખરચ થાય છે." એ સાંભળી "પોતે" બોલ્યા "હું પણ ઘર લેવાના વિચારમાં છું, પણ ઘાટ બેસે ત્યારે બને. આજ સુધીમાં પાંચ છ ઘર મેં જોયાં અને તે કાંઈ ખરાબ નહોતાં. તને જુનું ઘર ગમતું નથી, સગવડવાળું ઘર સારી વસ્તીમાં મળવું જોઈએ અને તે તને પસંદ પડવું જોઇએ. બન્ને વાતનો યોગ મળી આવશે ત્યારેજ ઘર લેવાશે." એટલું બોલવું થયા પછી રજા માટે કરેલી અરજી મોકલી દીધી.

બીજે દિવસે ના. ચીફ જસ્ટિસે રજા મંજુર કર્યાનો કાગળ આવ્યો. તે વાંચી જોયા પછી મને કહ્યું. "હવે આપણી તેહેનાતમાં જેટલા સિપાઈ તથા ચોપદાર છે એ બધાને કાંઇ ઇનામ આપી રજા આપી દે. અને એમને કહે કે આજે કોર્ટમાં જઇ હાજર થજો. રજા લીધા પછી સરકારી સિપાઈ આપણી તેહેનાતમાં જોઈતા નથી." મેં હા પાડી અને તાબડતોબ સિપાઇઓને ઉપર બોલાવ્યા. અને એમને કાંઈ ઈનામ આપી કહ્યું, "આજે તમને ચારે જણાને તૈયાર થઈ કોર્ટમાં હાજર રહેવા કહ્યું છે." એ સાંભળતાંજ એ બીચારાઓનાં મોઢાં ઉતરી ગયાં. ચોપદારનું તો હૈયું ભરાઈ આવ્યું અને તે મને કેહેવા લાગ્યો "બાઇસાહેબ, સાહેબે રજા લીધી માટે શું થયું? અમારામાંથી બે જણને કોર્ટમાં મોકલી આપશો, તો અમો બે જણ તેહેનાતમાં રહીશું. રજા લે તો પણ સિપાઇને તેહેનાતમાં રાખવાનો રિવાજ છે. ફકત સાહેબ જરા ચિઠ્ઠી લખી મોકલે એટલે બસ." મેં કહ્યું "કોર્ટનો એવો ચાલ હશે, પણ અમારો નથી. માટે તમે એ વિષે "પોતા" ને કાંઇ પુછતા નહીં. અને જે તમને હુકમ મળ્યો છે તે મુજબ કોર્ટમાં હાજર થાઓ. તમારી જો જરૂર પડશે તો તમને બોલાવી લઈશું." એ સાંભળી તેઓ બીચારા વધારે શું બોલે? આંખમાં આંસુ લાવી મારે પગે પડ્યા અને પછી મોટા દીવાનખાનામાં જ્યાં "પોતે" બેઠા હતા ત્યાં "પોતા"ને પગે પડવા સારૂ ગયા. અને એક પછી એક બધા "પોતા" ના પગપર માંથું મુકી પગે લાગ્યા. બધાના પછી ચોપદાર પગે પડતી

પડે છે. માટેજ હાલ પુનાનું ઘર ઉપાડી નાંખી આપણે બધા એક ઠેકાણે રહીશું તો ઠીક પડશે."

ત્યારે "પોતે" કહ્યું "તેમ તો નહિ બને, પુનાનું ઘર ઉપાડવું નહિ. તેમ ત્યાંના માણસો અહિ લાવવાં પણ નહિ. એમની આજ સુધીની ટેવ પ્રમાણે કથા, કીર્તન, પુરાણ વિગેરેની વાતો એમના મન ગમતી ત્યાં બનશે, અને તેથી એમને વધારે આનંદ થશે. મારા મનમાં હવે મુંબઈમાંજ રહેવાનું છે, માટે બન્ને ખરચ એટલામાં પહોંચી શકશે ને? એટલુંજ પુછવા સારૂ મેં તને બોલાવી." ત્યારે મેં કહ્યું હા પુરૂં પડશે, શા સારૂ નહિ પડે. અમુક એક ચીજ વગર મારૂં અટકી પડે એવી મને ટેવ નથી. વિનાકારણ જેટલો ખર્ચ થાય છે તે કમી કરવો તે બને તેમ છે. સદા ચાલે એમજ કરવું, એમ આપ હમેશાં કહો છો અને મને તે ટેવ પડી છે એટલે થોડા પૈસા કમી હશે તો પણ મને અઘરૂં પડશે નહિ. જે રકમ આપણને મળવાની છે તે કાંઈ કમતી નથી. તો પણ બને તેમ કરી જલદી ઘર વેચાતું લો તો ઠીક, અહિઆં ઘર ભાડામાં ઘણો ખરચ થાય છે." એ સાંભળી "પોતે" બોલ્યા "હું પણ ઘર લેવાના વિચારમાં છું, પણ ઘાટ બેસે ત્યારે બને. આજ સુધીમાં પાંચ છ ઘર મેં જોયાં અને તે કાંઈ ખરાબ નહોતાં. તને જુનું ઘર ગમતું નથી, સગવડવાળું ઘર સારી વસ્તીમાં મળવું જોઈએ અને તે તને પસંદ પડવું જોઇએ. બન્ને વાતનો યોગ મળી આવશે ત્યારેજ ઘર લેવાશે." એટલું બોલવું થયા પછી રજા માટે કરેલી અરજી મોકલી દીધી.

બીજે દિવસે ના. ચીફ જસ્ટિસે રજા મંજુર કર્યાનો કાગળ આવ્યો. તે વાંચી જોયા પછી મને કહ્યું. "હવે આપણી તેહેનાતમાં જેટલા સિપાઈ તથા ચોપદાર છે એ બધાને કાંઇ ઇનામ આપી રજા આપી દે. અને એમને કહે કે આજે કોર્ટમાં જઇ હાજર થજો. રજા લીધા પછી સરકારી સિપાઈ આપણી તેહેનાતમાં જોઈતા નથી." મેં હા પાડી અને તાબ-ડતોબ સિપાઇઓને ઉપર બોલાવ્યા. અને એમને કાંઈ ઇનામ આપી કહ્યું, "આજે તમને ચારે જણાને તૈયાર થઈ કોર્ટમાં હાજર રહેવા કહ્યું છે." એ સાંભળતાંજ એ બીચારા-ઓનાં મોઢાં ઉતરી ગયાં. ચોપદારનું તો હૈયું ભરાઈ આવ્યું અને તે મને કેહેવા લાગ્યો "બાઇસાહેબ, સાહેબે રજા લીધી માટે શું થયું? અમારામાંથી બે જણને કોર્ટમાં મોકલી આપશો, તો અમો બે જણ તેહેનાતમાં રહીશું. રજા લે તો પણ સિપાઇને તેહેનાતમાં રાખવાનો રિવાજ છે. ફકત સાહેબ જરા ચિઠ્ઠી લખી મોકલે એટલે બસ." મેં કહ્યું "કોર્ટનો એવો ચાલ હશે, પણ અમારો નથી. માટે તમે એ વિષે "પોતા" ને કાંઇ પુછતા નહીં. અને જે તમને હુકમ મળ્યો છે તે મુજબ કોર્ટમાં હાજર થાઓ. તમારી જો જરૂર પડશે તો તમને બોલાવી લઈશું." એ સાંભળી તેઓ બીચારા વધારે શું બોલે? આંખમાં આંસુ લાવી મારે પગે પડ્યા અને પછી મોટા દીવાનખાનામાં જ્યાં "પોતે" બેઠા હતા ત્યાં "પોતા"ને પગે પડવા સારૂ ગયા. અને એક પછી એક બધા "પોતા" ના પગપર માંથું મુકી પગે લાગ્યા. બધાના પછી ચોપદાર પગે પડતી

વખતે માત્ર તેનું હૈયું ભરાઈ આવ્યું અને તે રોવા લાગ્યો. આ ચોપદાર ઘણો સારો માણસ હતો. તે હમેશાં "પોતા"ની તેહેનાતમાં રહેતો. અને તેની "પોતા"ના ઉપર ઘણી ભક્તિ હતી. તેણે કહ્યું "આજ આપના હુકમ પ્રમાણે કોર્ટમાં હાજર થાઉં છું; પણ અમને આપના પગ પાસે જલદી મંગાવી લેજો." એટલું કહ્યા પછી તેનાથી વધારે બોલાયું નહિ. તે બીજી તરફ મોં કરી રોવા લાગ્યો. એ જોઈ "પોતા"નું અંતઃકરણ ભરાઈ આવ્યું હોય તેમ દેખાયું. આંખમાં આંસુ લાવી તેની તરફ ફક્ત જોયું, પણ કાંઈ બોલ્યા નહિ. "પોતે" જે કોચપર બેઠા હતા તે કોચપાસે હું ઉભી હતી. અહિંથી જલદી જાઓ એમ મેં ચોપદાર તથા સિપાઈને ઇશારત કરી, તે જોઇ તે લોકો ભારે પગ લઈ અમારા તરફ જોતા જોતા ચાલ્યા ગયા. એ વખતે મારૂં હૈયું ભરાઇ આવ્યું હતું અને મારાથી ઉભાં રહેવાયું નહિ, તેથી હું એકદમ બીજી બાજુની ગૅલેરીમાં ગઇ અને અત્યાર સુધી જુલમથી પકડી રાખેલા મારા દીલને પ્રવાહ રૂપી છુટ આપી જરા હલકું કર્યું. પછી આંખોને ઘણું ટહાડું પાણી લગાડી તથા થોડો વખત અહિં તહિં ફરી પછી બન્ને છોકરાં તથા શાંતાને લઈ દીવાનખાનામાં ગઈ. તે વખતે "પોતા"નો ચેહેરો ઘણો ગંભીર થયો હતો, અને મન વિચારમાં ને વિચારમાં નિમગ્ન થઇ ગયું હોય, તેમ જણાતું હતું. શાંતાને હસતી તથા બોલતી તેડીને મને દિવાનખાનામાં આવેલી જોઈ તેને લેવા "પોતે" હાથ આગળ ધર્યા, અને તેને મારી પાસેથી

લઇ મને કહ્યું, તું અહિઆંજ કોચપર બેસ. અહિઆં ઉભી શું કામ રહે છે. એ સાંભળી હું કોચપર બેઠી. પણ મારા મનમાં આવ્યું કે જે વાત વિષે હું ફીકર કરતી હતી તે તો આવી પહોંચી છે. આ વખતે મારે મારૂં મન કઠણ રાખવું જોઈએ. "પોતે" છોકરાંઓની સાથે થોડીવાર વાત કર્યા પછી મારી સામું જોયું અને મને કહ્યું" જો, આજે આપણે સિપાઈઓને પાછા મોકલાવ્યા છે. માટે હવે તમારે સારૂ એક આઠ નવ રૂપીઆના પગારનો એક સિપાઈ રાખો." ત્યારે મેં કહ્યું "સિપાઈ શા સારૂ જોઇએ? નોકર, બ્રામણ, કોચમૅન, પેહેરાવાળો એ બધા નોકરો તો છેજ. પછી વળી જુદો સિપાઇ શા સારૂ રાખવો પડે."

ત્યારે જવાબ દીધો "એમ નહિં. સિપાઇ વગર વગર ચાલતું નથી એમ નથી. પણ તમને નાનપણથી સિપાઈ વગર બહાર જવા આવવાની ટેવ નથી. વળી છોકરાઓને પણ સિપાઇઓની વધારે ટેવ હોવાને લીધે હવે એમને અઘરૂં પડશે. માટેજ હું કહું છું કે એકાદો સિપાઈ રાખો તો બધાને ઠીક પડશે. ખરચ થાય તે માટે ત્રાસ ખમવાની કાંઇ જરૂર નથી."

એ બોલતી વખતે અવાજ ઘણો ધીમો થઈ ગયો હોય એમ મને લાગ્યું. તેથી મેં ધિરજવાળા અવાજથી જરા હસીને કહ્યું" વાહ ? "પોતા"ને સિપાઇની ગરજ નથી અને તેના વિના અટકતું પણ નથી. પછી અમારે સારૂ ને છોકરાંઓને સારૂ મુદ્દામ બીજો માણસ રાખવાનો કે ? અમને

પણ સિપાઇની કાંઈ ગરજ નથી. ગાડીમાં ફરવા જતી વખતે સાથે સિપાઇ જોઈએજ, એમ કાંઇ નથી. તે માટે આપ એટલા બધા દીલગીર થતા નહિ. છ મહિનાની અડચણ છે પછી ફરી સિપાઇઓ આવશેજ" આ પ્રમાણે હું જ્યારે બોલતી હતી ત્યારે "પોતા" ની વૃત્તિ" સદ્ગદિત થઈ હતી; પણ તે મારા લક્ષમાં ન આવે તે સારૂ શાંતીથી સાથે બોલતા હતા. મને પણ એજ જોઈતું હતું. "પોતા" ની તરફ મારૂં લક્ષ નથી એમ બતાવી હું પણ શાંતાની મશ્કરી કરી હસવા લાગી. જોકે અમે બન્ને બહારથી ધિરજ દર્શાવતાં હતાં, અને અમને મુદ્દલ ફિકર લાગતી નથી એમ પરસ્પરને દેખાડવા ઘણી મેહેનત લેતાં હતાં, તોપણ તે સ્થિતિ છાની રહેતી નહોતી. એવે પ્રકારે અડધો પોણો કલાક ગયા પછી જમવાનો વખત થયો તેથી "પોતે" સ્નાન કરવા ઉઠ્યા અને હું પણ નીચે ગઈ. સ્નાન થયા પછી જમતી વખતે નણંદ બોલ્યાં "રજા મંજુર થઈ ને? ઠીક થયું ત્યારે, હવે વિશ્રાંતી મળશે અને તેથી પ્રકૃતી સારી થશે. માત્ર હવે ડૉકટરોના ઓસડ કરતાં વૈદનું ઓસડ કરો તો ઠીક." ત્યારે "પોતે" કહ્યું "વૈદ ને ડાકટર શું કરે? ચાલેછે તેમ ચાલવા દો. હવે તમે બધો સામાન પુણે મોકલાવી દો ગાડીઘોડા ઢોર વિગેરેને હાલ પગ રસ્તે રવાને કરો, એટલે ઘણી તકલીફ કમ થશે. તેમજ ઘણો ખરો સામાન પણ પગ રસ્તે મોકલો એટલે ઢોર અને સામનની ગાડીઓ સાથે જશે."

બે ત્રણ દિવસ પછી બંગલાના માલીકને "પોતે" એક કાગળ લખ્યો કે મેં છ મહિનાની રજા લીધી છે અને તે દર-

ધ્યાન મારે બહાર ગામ જવું છે તે માટે આ મહિનાની આખરે બંગલો ખાલી કરવાનો મારો વિચાર છે. એ કાગળ વાંચી બંગલાનાં માલીકે બીજેજ દિવસે To Let પાટીયું માર્યું તે જોઈ "પોતાના" શિવાય અમો બધાને ખરાબ લાગ્યું. અમે જ્યાં સુધી બંગલામાં રહીએ છીયે, ત્યાં સુધી પાટીયું મારવુ ન હોતું કારણ કે આ મહિનાની આખર સુધીનું ભાડું અમે ભરવાના છીએજ. અમે ગયા પછી તેણે પાટીયું મારવું જોઈતું હતું, એમ મારા મનમાં આવ્યું, તેથી મને આ બધું અપમાનકારક લાગ્યું. તથાં ગુસ્સો આવ્યો. તેથી અમે બપોરે જમ્યા પછી વાતો કરતાં બેઠાં હતાં તે વખતે મેં "પોતા" ને "ઘરવાળાએ બંગલાપર To Let નું પાટિયું માર્યું છે" એમ કહ્યું. તે સાંભળી "પોતે" કહ્યું "તેમાં શું હરકત છે? તમે ઘર ખાલી કરવાનાં છોજ, તો પછી તેણે પાટીયું માર્યું તેમાં તમને શું હરકત છે? હવે એમને ભાડુત જલદી મળવાની ઇચ્છા ન હોય વારૂ? તેથી તેણે પાટીયું માર્યું હશે એ ખરેખર તેની હોંશિઆરી છે. એમાં તમારૂં શું ગયું?" એ સાંભળી મને ઠીક લાગ્યું નહિ, ઘણુંજ ખરાબ લાગ્યું. પણ હું કાંઇ બોલી નહિ. પણ નણંદે કહ્યું "તો પછી ઘર છોડવા વિશે ઘરવાળાને એટલામાં કાગળ શા સારૂ લખ્યો વારૂ? રજા પુરી થયા પછી જો પેન્શન લેવાનો વિચાર નક્કી થાય તો પછી આ બંગલો છોડજો; પણ હમણાથીજ છોડવામાં શું ફાયદો? આપણે જો બહારગામ જઈશું તો છ મહિના સારૂ આ સામન બામન ક્યાં બહાર સાથે લઈ

જવાના છીએ ?" છ મહિના જલદી પુરા થઇ જશે અને આ ઘર જો કોઇ ભાડે લઇ લેશે તો એના જેવું ઘર મળવું મુશ્કેલ થઈ પડશે.

પહેલાં "પોતે" એક વખત જવાબ આપ્યો નહિ. પણ ફરી ફરી જ્યારે અમે એ ઘર ન છોડવા વિશે આગ્રહ કીધો ત્યારે જરા ત્રાસ પામી બોલ્યા "જો કોઇ ગમે તેમ થાય તો પણ બોલવું નહી એમ નિશ્ચય કરે તો પણ તમે તેને ત્રાસ આપી બોલવાની ફરજ પાડો છો. તમે સમજો છો છતાં ઘેલાં જેવા શા સારૂ બોલો છો ? હું કહું છું તે છાનામાના સાંભળવાનું છોડી દઈ ઉલટાં પ્રશ્ન શા સારૂ પુછો છો? મારી પ્રકૃતિ કેવી બગડી ગઇ છે એ શું તમે જાણતાં નથી? આ રજા પુરી થયા પછી હું પાછો આવીશ એમ તમને લાગે છે?" ત્યારે મેં કહ્યું "આપે વિનાકારણના એવા કુતર્ક મનમાં શા સારૂં ધાર્યા છે કોણ જાણે ! સને ૧૮૯૭ ના સાલમાં આ કરતાં પણ વધારે તબીઅત બગડી ગઇ હતી તો પણ મહાબલેશ્વર ગયા પછી સાત આઠ દિવસમાં આરામ પડયો. તે વખતે પ્રકૃતિ ઉત્તમ થઈ ગઈ હતી, તેમજ આ વખતે પણ મહાબલેશ્વર જઈશું, એટલે પ્રકૃતિ જરૂર સુધરશે. એમ જો મનમાં લાવશો તો તેની અસર પ્રકૃતિપર જરૂર થશે. આ કામમાં ડૉકટર રાવ તેમજ ડોકટર ભાટવડેકરનું બોલવું સાચું લાગતું નથી તો પછી શો ઉપાય?"

એ સાંભળી કાંઇ પણ જવાબ દીધા વગર મેડીપર જતા રહ્યા. હું તથા નણંદ તેજ ઠેકાણે એક બીજા સાથે વાતો કરતાં

બેઠાં હતાં. પોતે એ પ્રમાણે સમજે છે, તેથીજ એમને રાતની વખતે જોરથી સ્પેઝ્રમ આવે છે ડાકટર લોકો હમેશાં કહે છે કે એ નર્વસ ડિઝીસ છે અને અમને પણ તેમજ લાગેછે પણ એ વિશે "પોતા" ને સમજણ કેવી રીતે પડશે એ બાબતનો વિચાર કરતાં અમે ઘણીવાર સુધી ત્યાંજ બેસી રહ્યાં હતાં.

"આ મંદવાડ ઘાતક નથી એ વિષે મારી ખાત્રી છે. અતિ-શય કામ તથા ત્રાસ પડવાને લીધે આટલો બધો વધી ગયો છે. મહાબલેશ્વર અથવા બીજી કોઇ જગાએ સારી હવામાં જઈશું અને કામનો બોજો હલકો થશે અને સારી વિશ્રાંતિ મળશે ત્યારે તબીઅત સુધરશે. સાચું કહીએ તો ફિકર કરવા જેવો કાંઇ મંદવાડ નથી. તાવ આવતો નથી, ખાંસી આવતી નથી, અને અન્નની અરૂચિ નથી, માત્ર રોજ રાત્રે નીમેલે વખતે ટાઢિયા તાવની માફક આ એક નવો મંદવાડ પછવાડે લાગ્યો છે એ શિવાય બીજું કાંઈ નથી. એ શાથી ઉત્પન્ન થયો છે તે વિષે "પોતા" ને કાંઈ ખબર પડી છે કે જેથી "પોતે" આટલી બધી ફિકર કરે છે. એ માત્ર મને માલમ નથી. પણ એ વિષે ખરેખર ફિકર કરવા લાયક કાંઇ નથીને ? એમ મેં બધા ડૉકટરોને એક બાજુપર લઈ જઈ પુછ્યું છે અને તેઓએ પણ મને ખાત્રીથી કહ્યું છે કે આ મંદવાડ ખરેખર બીક ઉત્પન્ન કરે તેવો નથી. "પોતા"ની કલ્પના છે, તે પ્રમાણે આ મંદવાડ કલેજાંનો નથી પણ ફકત શિરાગત છે. એ સત્ય છે એમ જો આપણે કહેવા જઇએ તો "પોતા" ની આ

ઉલટી સમજ પાકી કેમ થઇ તેની ખાત્રી કરી લીધા શિવાય એ પ્રકારે કોઇ દિવસ સમજ પડશે નહિ. તો પછી આ કોણ જાણે શું છે. ડૉકટર આપણ ને છેતરતા તો નહિ હોયને? એમ કાલથી મારા મનમાં આવે છે અને ચેન પડતું નથી. "પોતા"ની સાથે વાત કરતી વખતે કેટલી ધિરજ રાખી બોલું છું તો પણ આખો દિવસ છાતીમાં ધબકારા પડે છે. હવે શું કરવું તે સુઝ પડતું નથી?" પછી મારાથી વધારે બોલાયું નહિ. એ જોઈ નણંદને પણ ઘણું માઠું લાગ્યું. ઘણો વખત એ મુજબ ગયા પછી તેઓએ કહ્યું "ડૉકટર ગમે તેમ કહે તો પણ મંદવાડ ફિકર કરવા જોગ લાગે છે. ઇશ્વરને આપણી બધાની ફિકર છે અને તે સંભાળશે ખરો. ડૉકટર તથા વૈદ તેજ છે. બાકી ડૉકટરને વૈદ તો નામનાજ તેમના હાથમાં છે તેટલું તેઓ કરે છે. અંબાબાઈનું ધાર્યું થશે. એને બધી ફિકર છે. એનાપર વિશ્વાસ રાખી તું શાંત ચિત્તે રહે, આ પ્રમાણે ધિરજ છોડતી નહિ. ડૉકટર વિષે અમે કાંઇ જાણતા નથી પણ તું હોશિઆરીથી રહે એટલે તારા તરફ જોઈ અમને પણ ધિરજ રહે. તું એ પ્રમાણે ધિરજ નહિ છોડતી. બાઈ, ઘરનાં લક્ષ્મીએ વખતેવખતે આંખમાંથી આંસુ પાડવાં નહિ."

એટલું બોલવું થયા પછી ઓસડ આપવાનો વખત થયો તેથી હું ઉઠી ઉપર ગઈ. ઓસડ પાયું અને ઘણા વખત સુધી "પોતા"ની પાસે બેઠી, અહિં તહિંની વાતો કરી, અને તે સવારે જે કાગળો આવ્યા હતા તેના શું જવાબ લખું

એમ પુછ્યું. બહારથી આ બધું કરતી હતી, પણ ચિત્ત ઠેકાણે નહોતું આ રીતે "પોતાની" પાસે વાતો કરતી બેઠી હોઉં તો પણ કારણ વગર હૈયું ભરાઈ આવતું અને આંખમાંથી આંસું પડતાં.

આ સ્થિતિ હું ઘણી ધિરજથી છુપી રાખી કાંઈ પણ નિમિત્ત કરી બીજી તરફ જોતી અથવા ઉઠીને ગેલેરીમાં ચાલી જતી. એમ ન બનવા સારૂં હું ગમે તેટલો પ્રયત્ન કરતી હતી, તો પણ મારૂં મન કાંઇ વળતું નહિ. બનતાં સુધી આ સ્થિતિ "પોતા" ના મનમાં આવવા દેવી નહિ એટલીજ મારી અંતઃકરણપૂર્વક ઇચ્છા હોવાને લીધે તે ધોરણપર વર્ત્તવું એટલુંજ મારૂં કર્ત્તવ્ય હતું અને તે પ્રમાણે હું કરતી.

ગમે તે કહો પણ અકટોબર મહિનાથી "પોતા" ના મનની સ્થિતિ કાંઈ જુદાજ પ્રકારની બની ગઇ હતી. ઑાગસ્ટ, સપટેંબર, અકટોબર આ ત્રણ મહિનામાં પોતાના મંદવાડ વિષે "પોતા" ને જે ફિકર લાગતી હતી, આ મંદવાડ શાથી ઉદ્‌ભવ્યો હશે, કયા ઐાષધો લીધાથી આરામ થશે, એ વિષે "પોતાનું" અનુમાન શું છે, તથા ડોકટર શું કહે છે વિગેરે સંબંધી હમેશાં જ્યારે વાત ચિત થતી ત્યારે તેમાં ફિકર તથા તપાસનો આશય જણાતો. પણ ઉદાસી કે નિરાશા દેખાતી નહિ. એ વખતે પણ હમેશ પ્રમાણે કામકાજમાં વખત જતો; પણ મન જો કામમાં મગ્ન થયું હોય અને તે વખતે જો વસ્તું અગર બહારનું માણસ

આવે તો પણ કામ દુર કરી અથવા મુકી દઈ તેમની સાથે વાત કરવા બેસતા નહિ. લખવાનું કે વાચવાનું જે કાંઈ ચાલતું હોય તે ચાલુજ રહેતું. કામ કરતાં કરતાંજ એકવાર બેસો, હું સાંભળું છું, બોલો એવો અર્થ સમજાય તેવી રીતે તેના તરફ જોતા અગર વચમાંજ કોઈ વખતે પછી શું થયું એ આશયનું કાંઇને કાંઇ પણ બોલતા, એટલે કહેનારો ફરીથી શરૂઆત કરતો. એ પ્રમાણે બંને કામો ચાલતાં ઘરમાંનું જો કોઇ ઉપર જાયતો "કેમ આવ્યા, શું કામ છે ?" વિગેરે પુછપાછ કરતા, થોડું બોલતા, અને પાછી કામની શરૂઆત કરતા. પણ હવેતે બધું ફરી ગયું. હવે મંદવાડ વિષે "પોતે" ફિકરનો એક પણ ઉદ્ગાર કાઢતા નહિ. જો બીજો કોઇ મંદવાડ વિષે પુછે તો માત્ર એટલુંજ કહેતા કે "ઠીક છે, ચાલે છે. કોઇ દિવસ ખરાબ હોયજ, શરીર સાથે વ્યાધિતો હોયજ તેમાં શું ? જ્યાં સુધી કામ ધંધામાં મન લાગે છે ત્યાં સુધી તેની કાંઈ હરકત જણાતી નથી. ઓસડ ચાલુ છેજ થોડા દિવસમાં આરામ થશે."

હવે જે કાંઈ ઇજા થાય તે છાનામાના સહન કરવી, અને ત્યાં સુધી બીજાને તેની ખબર પડવા દેવી નહિ, એ પ્રમાણે નિશ્ચય કીધો હોય તેમ દેખાતું હતું. આખો દિવસ વાંચવાનુ તથા લખવાનું નિત્ય પ્રમાણે બીનચુક ચાલતું. બંને તેમ કરી વખત મુદ્દલ ન કાસો જવા દેતા નહિ. આખો દિવસ એક ઠેકાણે બેસવાને લીધે અથવા છાતીમાંના મંદવાડને લીધે સાંજના સમયે હાથ પગ દુખતા ને કમર ફાટ ફાટ થતી, તો

પણ વાંચવાનું બંધ પાડતા નહિ. જે ભાગ વધારે દુખતો હોય તે ભાગ દાબવાનું અથવા ચોળવાનું કહેતા. કોઇ દિવસ છાતીમાં ચસ્કા આવતા અને હાથ પગ ખેંચાતા તો પણ શરીરને આ ઇજા થતી હતી તે બહાર દેખાડતા નહિ. છાના માના સહન કરતા ને મન શાંત રાખતા. હું પગ અથવા પીઠ દાબતી પાસે બેઠી હોઉં અને પ્રકૃતિ વિષે જો કાંઇ પુછું અથવા તે વિષે જો કાંઇ વાતો કરૂં તો ઘણો વખત ગયા પછી વાત ઉડાવી દેતા અથવા મન આખો વખત ગંભીર તથા ઉંડા વિચારમાં મગ્ન થઈ ગયું હોય તેમ દેખાડતા. માનસિક સામર્થ્ય આગળ શારિરિક વ્યથાનું કાંઈ ચાલવા દેવું નહિ, એવો નિયમ કર્યો હોય એમ દેખાતું. બિછાનાપર પડતાંજ માત્ર આ નિશ્ચય ચાલતો નહિ. પછી આ પડખેથી તે પડખે ફરતી વખતે કણતા. અમુક ભાગ વધારે દુખે છે તો તે દાબ, ચોળ અથવા શેક એમ કહેતા. આ પ્રમાણે દાબવા તથા ચોળવાથી કોઈ કોઈ વખતે ઉંઘ આવતી. અને તે ત્રણ ચાર કલાક ટકતી. કોઇ કોઇ વખતે મુદલ ઉંઘ આવતી નહિ. તે વખતે માત્ર અમથા બિછાનાપર પડી રહી ઉંઘ આવી હોય એમ દેખાડતા. વિચાર એ કે પાસે જો કોઇ માણસ બેઠું હોય તો તેને ઊજાગરો ન થાય. મને ઊંઘ આવી છે એમ જો તે જાણશે તો કલાક બે કલાક તેને પણ ઉંઘવાનું મળશે એ પ્રમાણે ત્રણ અથવા ચાર કલાક બધી મળીને ઉંઘ આવતી. તે પણ સવારે ઉઠે કે પ્રાતર્વિધિ પુરો કરી તરતજ નિત્યક્રમની શરૂઆત થતી.

હાલ રજા લીધા પછી ગયા ચાર પાંચ દિવસથી બપોરનું જમવાનું પુરૂં થયા પછી કલાક બે કલાક સુધી અમો બધાં એક ઠેકાણે બેસી વાતો કરતાં. એ વખતે "પોતે" સેહેજ ઉચ્ચારેલા શબ્દો દ્વિઅર્થી હતા અને દરેક વાક્યમાંથી સાંભળનારને ઉપદેશજ થાય એવા હતા. હાલ ફિકરના તેમજ નિરાશાના શબ્દો મોઢામાંથી કાઢતા નહિ. ધિરજથી બોલતા, મંદવાડની મુદ્દલ બીક લાગતી નથી એમ દર્શાવતા, અને છોકરાંઓની સાથે વાત કરી હસતા એ પ્રમાણે જો કે બધું ચાલતું, તો પણ આ બધું ઉપલક છે અને અમને ધિરજ આપવા માટે કરે છે એમ મારા મનમાં આવતું અને તેથી મને ઠીક લાગતું નહિ. એ પ્રમાણે એકપછી એક દિવસો ચાલ્યા. તા. ૧૪ મી ની સવારે બંને પગને તળીએ ઘણો સોજો આવ્યો હોય તેમ જણાયું. હમેશ પ્રમાણે ત્રણે ડૉકટર આવી ગયા, તેમને બધાને આ સોજો કેમ આવ્યો તે મેં પુછયું. ત્યારે તેઓએ કહ્યું "સોજો આવ્યો છે તે વિષે કાંઇ ફિકર કરવાની જરૂર નથી. અશક્તિને લીધે લોહી બરાબર નીચે ઉતરતું નથી એટલુંજ." તો પણ તા. ૧૪ નો બધો દિવસ અમારો ફિકરમાં ગયો. રાત્રે વાળુ થયા પછી અર્ધો કલાક વાંચન કર્યું. હમેશ પ્રમાણે ઔષધી તેલ હું પોતાને અંગે ચોળતી હતી અને છોકરીઓ ગીત ગાતી હતી અને નણંદે પણ ભક્તિ બાબતનાં મીરાંના તથા કબીરનાં પદો ગાયાં એટલામાં સાડા દસનો ટકોરો થયો. અને હમેશની સ્પેઝમ આવવા શરૂઆત થઈ. પંદર વીસ મિનિટ થઈ, તો પણ અગાસ્સાં

અથવા છીંક આવી નહિ. બે ત્રણ માણસો જોરથી પંખો નાં-
ખતા હતા, પણ ચેન પડયું નહિ. જીવ વધારે ગભરાવા લાગ્યો.
આવે સમયે સુંઘવા સારૂ ડૉકટરે એક જાતની લાંબી ગોળીઓ
આપી રાખી હતી. તેમાથી એક એક ફોડી રૂમાલમાં નાંખી
સુંઘવા આપી. બે ત્રણ વખત સુંઘ્યા પછી આખરે એક છીંક
આવી અને બે ત્રણ બગાસાં આવ્યાં અને આ પીડા બંધ થઈ.
દરરોજ આ વખત વીતી જતો એટલે આજનો દિવસ પાર
પડયો એમ જાણી હું ઈશ્વરનો ઊપકાર માનતી. બાકી જેમ
"પોતા" ને આ મંદવાડ સંકટવાળો છે એમ લાગતું, તેમ
મને લાગતું નહિ. અંતરથી મારા મનને ધાસ્તી લાગતી, ત-
થાપિ ઈશ્વરનો પોતાના ભકતોને અત્યંત સંકટમાં નાંખ્યા
પછી તે દુર્ઘટ સંકટમાંથી તેનો છુટકો કરે છે. એવી ઈશ્વર
લીલાની વાતો જે હમેશાં આપણે સાંભળીએ છીએ તેવાજ
પ્રકારની વાતો આ કદાચ કેમ નહિ હશે? કરમાળામાં જ્યારે
"પોતે" માંદા થયા હતા તે વખતે તે ભયંકર મંદવાડમાંથી
તેણે બચાવ્યા, તે હવે કેમ ભુલી જશે? એમ કોઈ દિવસ
બનશે નહિ, એવી મારી દૃઢ સમજ હોવાને લીધે એવો ભયં-
કર પ્રસંગ તે મારાપર કોઈ દિવસ આવવા દેશે નહિ, તથા આ
મંદવાડ સારો થશે, એવી મને આખર સુધી આશા હતી.

તે રાત્રે ત્રણ સાડા ત્રણ વાગ્યા સુધી ઉંઘ આવી
નહિ. પછી "પોતા" ને ઉંઘ આવી તેથી હું પણ કલાક સુ-
વાના વિચારમાં હતી. એટલામાં નણંદ આવ્યા અને પુછવા
લાગ્યાં કે "કેમ કાંઇ ઉંઘ આવી હતી કે? રાત્રે વધારે ત્રાસ

થયો નહિ ને ?" મેં કહ્યું "ઘણો ત્રાસ થયો ન હતો; પણ રાત્રીની સ્પેઝમ રોજ કરતાં જોરથી આવી અને વધારે વખત ટકી તેથી ઘણા થાકી ગયા છે. ત્રણ સાડા ત્રણ વાગ્યા સુધી મુદ્દલ ઉંઘ આવી નહિ. આજે મોટો પંખો આખો વખત ચાલુ છે. આજે તે લોકોને પણ ઊંઘ મળી નથી. "પોતે" પણ અડધા કલાકથી ઉંઘ્યા છે." ત્યારે તેઓ બોલ્યા "હવે તું બેસતી નહિ. છોકરાંઓનાં પલંગ પર જઇ એક કલાક સુઈ જા. હું અહિઆંજ બેસી રહું છું. નિચે જઇશ નહિ. તું સ્વસ્થ દિલે તથા શાંત ચિત્તે ઉંઘી ઉઠ."

એ સાંભળી હું ઉઠીને પેલી કોર જઈ સુઈ ગઈ. પ્રથમ અડધો પોણો કલાક સુધી ઉંઘ આવી; પણ પછી મને કોઇએ બુમ પાડી એવો ભાસ થયો, તેથી હું એકદમ ઉઠી ત્યારે અજવાળું થયું હતું. માટે એકદમ ઉઠી પ્રાતર્વિધિ પુરો કીધો અને ઇશ્વરને નમસ્કાર કરી એકદમ "પોતા"ના પલંગ પાસે ગઈ, ત્યારે "પોતે" જાગ્યા હતા, અને આંખો ઉઘાડી હતી, અને મોઢેથી શ્લોક બોલતા હતા.મોં નિસ્તેજ દેખાતું હતું, અને તે પર વિલક્ષણ તરેહનો થાક દેખાતો હતો. તે જોઈ મારા પેટમાં ફાળ પડી તેથી હું પગ પાસે ગઇ અને ગોદડું કાઢવાને બાહાને બન્ને પગ તપાસ્યા. ત્યારે મને માલમ પડયું કે બે દિવસ કરતાં આજે બંને પગ પર વધારે સોજા આવ્યા હતા. એ જોઈ મારા અંતઃકરણે ધીરજ છોડી. હાથ પગ કંપાયમાન થયા. અને છાતી ધબકવા લાગી. તો પણ હું ત્યાં પીઠ પાસે બેઠી અને પીઠ અને પગ દાબ્યા. તેથી "પોતા"ને

જરા આરામ પડયો; અને ઉઠી પ્રાતર્વિધિ પુરો કરી દીવાનખાનામાં એકદમ જઇ જઇ બેઠા અને વાંચનારા છોકરાઓએ વાંચવાની શરૂઆત કરી. આશરે સાડા દસ વાગ્યા સૂધી આ કામ ચાલ્યું, અને પછી સ્નાન કરવા ઉઠ્યા. સ્નાન કરાવવા માટે હું હાજર હતીજ. "પોતા"ની નજર સેહેજ પગ તરફ ગઈ અને કહ્યું "આજે શું સોજો વધારે આવ્યો છે ?" મેં કહ્યું "ના ના ઘણી વખત સૂધી એક ઠેકાણે બેસવાથી સોજો ભરાઈ ગયો હશે."

જમવા બેઠા ત્યારે ફરી નણંદને કહ્યું કે આજે સોજો વધારે આવ્યો છે ત્યારે તેઓએ કહ્યું કે" હવે ડૅાકટરનું ઓસડ બંધ કરો. એમને નાડીજ્ઞાન હોતું નથી અને કાંઈ સમજતા નથી. ફકત શીશી લગાડે તેમાં શું સમજે ? તેમજ આ મંદવાડ છે, કામ જરા થોડું કરો. આખો દિવસ વાંચતાં કંટાળો પણ નથી આવતો ? થોડા વિસામો લઇ જુઓ."

આ પ્રમાણે નંણદનુ બોલવું સાંભળી થોડા વખત સૂધી કાંઈ જવાબ આપ્યો નહિ. જમતા હતા, પણ તેમાં પણ લક્ષ નહોતું. કોળિઆ મોઢામાં ન જતાં ઘણીવાર સુધી હાથમાંજ રમ્યાં કરતો. એકવાર ઉપાડતા, ફરી નીચે મુકતા, આ ચીજ લેતા અને પેલી દૂર મુકતા, આવામાંજ વખત ગાળતા હતા. મન કાંઇ ને કાંઈ પણ વિચારમાં નિમગ્ન હતું, એમાં સંશય નહિ. નણંદના લક્ષમાં પણ એવું આવ્યું અને કાંઈ પણ બો' જોઇએ એમ વિચારી તેઓએ કહ્યું "તો પછી હવે મહ

શ્વર જવું છે કે? ત્યાંજ ગયાથી આરામ પડશે; પણ કામ, વાંચન વિગેરે સાથે લેવું ન જોઇએ. ડૉકટર કહે છે તેમ શાંતિથી પડી વિશ્રાંતિ તો ઠીક લાગશે, અહીં પ્રમાણે જો ચલાવશો તો ગમે ત્યાં જાઓ તો પણ સરખુંજ છે."

એમ કહી તેઓ છાનાં બેઠાં ત્યારે "પોતે" કહ્યું "આવી તમારી સમજ કેમ થઈ, તે કોણ જાણે. મને તો બધા વખત એ વિષે આશ્ચર્ય લાગે છે, હું ફક્ત હઠથી તથા જાણી જોઇને આ મંદવાડ વધારૂં છું, એમ તમને લાગે છે? આ તમારો દોષ મારાપર રહે નહિ એ એક, અને બીજું આયુષ્ય હોય ત્યાં સૂધી મનુષ્યે પોતાનો ઉદ્યોગ કરતાં જવો તે સારૂ અહો રાત્ર જે ઔષધો આપો છો, તે હું પીઉં છું. બાકી ઔષધો તથાં ડૉકટરો શું કરશે? તીવ્ર ઇજા કમી કરનારા તેઓ સાધનો તથા યંત્રો છે એટલુંજ ખરૂં સમજવું, એ શું તમે જાણતાં નથી ? એ પણ હમેશાં એમ કહે છે કે વિશ્રાંતિ લો; વિશ્રાંતિ લો? વિશ્રાંતિ એટલે શું? જેમાં મન રમે છે, સમાધાન પામે છે અને જેથી કરીને નાની સરખી વેદનાઓ સેહેજમાં ભૂલી જવાય છે તે. એવી ટેવ તથા મન રંજન કરનારૂં વાંચન, છોડી દીધાથી શું વિશ્રાંતિ મળશે? જેઓ છાનામાના બેસવામાં વિશ્રાંતિને સુખ સમજે છે તે સુખ તેનેજ મળો. પોતાના હાથથી કાંઈ પણ કામ ન થતાં ફક્ત પડી રહી નિરર્થક આયુષ્ય ગાળવાનો વખત આવી પહોંચે, તો તે આજેજ પુરૂં થાય તો હરકત નહિ, એમ મનુષ્યને લાગશે." એમ કહી એક મોટો નિઃશ્વાસ મૂક્યો, અને બધાં જમી રહ્યાં કે નહિ તે જોયા પછી કહ્યું કે હવે તમે

ઉઠો. હું પણ જમી રહ્યો છું." એમ કહી મારા તરફ જોઇ જરા હાસ્ય વદન કરી કહ્યું 'આજે તમે બરોબર રસોઇ કરી નથી કે જેથી લોકો બરોબર જમે ને તેમાં વળી આજે મને સારી ભુખ પણ લાગી નથી.' મેં કાંઈ જવાબ આપ્યો નહિ. કારણ કે આટલી વાર સુધી જે બોલવું મેં સાંભળ્યુ હતું, અને તેમાં આખરના વચનોથી તો મારૂં મન અતિશય ઉદ્વિગ્ન થયું હતું. માત્ર "પોતે" જમતા હતા, તેથી હું મન ઉપર કાબુ રાખિ નિરૂપાયથી આટલી વાર ત્યાં ઉભી હતી પણ હવે ધીરજ રહી નહી. મુખશુદ્ધિનાં ફળો તથા સોપારી પાસે મુકી હું એકદમ ઊપર ચાલી ગઈ. ઉપર ગયા પછી દરવાજાને અંદરથી સાંકળ મારા એક પલંગપર સુતી. એટલે એકદમ મને જોરથી રોવું આવ્યું અને ઘણીવાર સૂધી હું તે અટકાવી શકી નહિ. ઘણી વાર થયા પછી તેનો વેગ કમી થયો, પણ મન ઘેલા જેવું થઈ ગયુ હતું, શું સંકટ છે ને આ હું શું કરૂં છું, તે મારાથી સમજાયું નહિ. વખત કે કવખત ધ્યાનમાં ન રાખતાં હું આ શું કરૂં છું, એમ જાણી મને મારાપર ગુસ્સો આવ્યો. અને મારા મનમાં મારો નિષેધ કરી, નીચે જતી રહી; પણ મને ચેન પડયું નહિ. બધો વખત બેચેની લાગવા માંડી ને વિનાકારણે હૈયું ભરાઇ આવી આંખમાંથી આસું પડતાં તેને કાંઈ વખત અથવા ઠેકાણાનો નિયમ રહેતો નહિ. અને એમ થાય એટલે તે સ્થિતિપર દાબ રાખવાનું મને ઘણું અઘરૂં પડતું. ઘડીમાં આશા અને ઘડીમાં નિરાશા અને તે પછી નવી નવી કલ્પના મારા મનમાં આવી તે ઉદાસ થઇ

જતું. રોજ જે કામો કરવા પડતાં તે બધાં હું હાથે કરતી. "પોતા"ની પાસે બેસતી, ઓસડ પાણી આપતી, બધું કરતી, પણ તે બધું ટેવને લીધેજ હતું મને કોઈ પણ વાતથી રંજન થતું નહિ. ઘણો વખત સૂધી એકની એક જગ્યાએ બેસાતું નહિ. થોડી વાર સૂધી એક બાજુ જઈને પડીશ તો મન થોડું શાંત થશે એમ ધારૂં તો પણ બિલકુલ ચેન પડતું નહિ. નીચે સ્ત્રીઓમાં જઈને બેસું તો ભુલ્યા જેવું થતું, અને ક્યારે ઉપર જાઉં એમ લાગતું, તેથી હુ એકદમ ઉઠતી ને દિવાનખાનામાં "પોતા"ની પાસે જઈ બેસતી, તોપણ મનની સ્થિતિ એની એજ. આપણા મન જેવું આ દુનીઆમાં આપણું બીજું કોઇ દુશ્મન નહિ હશે, એમ કહે છે તે બરાબર છે. એમ મને દરેક ક્ષણે લાગતું .મારા દુષ્ટ મને કાંઈ ખરાબ કલ્પના કરવી નહિ, એ બાબત હુ ઘણી સંભાળ લેતી. ને લાગતું કે મારૂં મન રહેતું નથી ત્યારે હું શો ઉપાય કરૂં ને કોને શરણે જાઉ? આ સંકટ કોણ નિવારણ કરશે? હે પ્રભુ તું મારી લાજ રાખજે, આજસૂધી ઘણા સંકટના મંદવાડ ગયા ત્યારે હમેશાં તું મારી મદદે દોડી આવ્યો, અને "પોતા"નું રક્ષણ કરી મને જે ભાગ્યને શિખરે ચઢાવી, તે આજે મને તે શિખરપરથી નીચે ફેંકી દઈશ? મને જે વખતથી સમજ પડવા લાગી તે વખતથી બધા મારા સુખ અને આનંદનું ઠેકાણું એકજ છે. તે તું જાણે છે, તું તે સંભાળી રાખ? હું તારી પાસે એટલીજ યાચના કરૂં છું. આ નાકારતાં બીજું મોટું સુખ મેં બીજા કશામાં માન્યુ નથી. સંસા-

રમાં મને છોકરાં છૈયાં નથી એવી ખોટ પણ મને કદી જ-ણાઇ નથી. એટલી બધી હું એમનાજ સહવાસમાં સંતુષ્ટ તથા ગરક થઈ ગઇ હતી. રાજરજવાડાની, સંસ્થાનિકોની તથા જાગીરદારોની સ્ત્રીઓ અધિકારથી તથા વૈભવથી ગમે તેટલી મોટી હોય તોપણ તેમનું સુખ મારા કરતાં વધારે નહિ હશે. "પોતા"ની જોડ મળવાથી મને આજે જે ધન્યતા તથા સમાધાન થાય છે તે અનુપમેય છે. હે ઇશ્વર! આ બધું મને તેંજ આપલું છે અને રક્ષણ કરનારો પણ તુંજ સમર્થ છે. એજ તરેહના વિચાર મારા મનમાં આવવાને લીધે મને જરા એ પણ ચેન પડયું નહિ. "પોતા"ની પણ એજ પ્રકારની સ્થિતિ થઈ ગઇ હશે એમ મને લાગે છે.

મનને સુખ દુઃખ કે આશા નિરાશા કાંઈ પણ લાગતી હોય તો પણ ચેહેરાપર એ વિકારોની છાયા દેખાડવી નહી એવો હમેશનો નિયમ હતો; અને હવે તો જાણી જોઇને બધી વાતો તેમજ માનસિક અને શારિરીક વેદના પણ પ્રકત સં-યમનને લીધે પકડી રાખ્યાં હશે, એમ મારા મનમાં આવવા લાગ્યું. મારે હમેશાં "પોતા"ની પાસે બેસવું, અહિં તહિં કાંઇ જવું નહિ એમ "પોતાને" લાગતું તો પણ દરેક ક્ષણે મારા મનની જે સ્થિતિ બદલાતી તે છુપાવવા સારૂ કાંઈ ને કાંઈ પણ બહાનું કાઢી મને થોડા વખત ઉઠી જવું પડતું. એ પ્રમાણે જો હું ઉઠી જવા માંગુ તો મારા હાથની આંગળી પકડી રાખતા અને કહેતા કે "નહિ જતી. હવે ક્યાં જાય છે, હમણાંજ મંદવાડમાંથી ઉઠી છે, નીચે અવ જાવ કેટલી

જતું. રોજ જે કામો કરવા પડતાં તે બધાં હું હાથે કરતી. "પોતા"ની પાસે બેસતી, ઓસડ પાણી આપતી, બધું કરતી, પણ તે બધું ટેવને લીધેજ હતું મને કોઇ પણ વાતથી રંજન થતું નહિ. ઘણો વખત સૂધી એકની એક જગ્યાએ બેસાતું નહિ. થોડી વાર સૂધી એક બાજુ જઈને પડીશ તો મન થોડું શાંત થશે એમ ધારૂં તો પણ બિલકુલ ચેન પડતું નહિ. નીચે સ્ત્રીઓમાં જઈને બેસું તો ભુલ્યા જેવું થતું, અને ક્યારે ઉપર જાઉં એમ લાગતું, તેથી હુ એકદમ ઉઠતી ને દિવાનખાનામાં "પોતા"ની પાસે જઈ બેસતી, તોપણ મનની સ્થિતિ એની એજ. આપણા મન જેવું આ દુનીઆમાં આપણું બીજું કોઇ દુશ્મન નહિ હશે, એમ કહે છે તે બરાબર છે. એમ મને દરેક ક્ષણે લાગતું .મારા દુષ્ટ મને કાંઇ ખરાબ કલ્પના કરવી નહિ, એ બાબત હુ ઘણી સંભાળ લેતી. ને લાગતું કે મારૂં મન રહેતું નથી ત્યારે હું શો ઉપાય કરૂં ને કોને શરણે જાઊ? આ સંકટ કોણ નિ-વારણ કરશે? હે પ્રભુ તું મારી લાજ રાખજે, આજસૂધી ઘણા સંકટના મંદવાડ ગયા ત્યારે હમેશાં તું મારી મદદે દોડી આવ્યો, અને "પોતા"નું રક્ષણ કરી મને જે ભાગ્યને શિખરે ચઢાવી, તે આજે મને તે શિખરપરથી નીચે ફેંકી દઈશ? મને જે વખતથી સમજ પડવા લાગી તે વખતથી બધા મારા સુખ અને આનંદનું ઠેકાણું એકજ છે. તે તું જાણે છે, તું તે સંભાળી રાખ? હું તારી પાસે એટલીજ યાચના કરૂ છું. આ નાકા-રતાં બીજું મોટું સુખ મેં બીજા કશામાં માન્યુ નથી. સંસા-

રમાં મને છોકરાં છૈયાં નથી એવી ખોટ પણ મને કદી જ-
ણાઇ નથી. એટલી બધી હું એમનાજ સહવાસમાં સંતુષ્ટ
તથા ગરક થઈ ગઇ હતી. રાજરજવાડાની, સંસ્થાનિકોની તથા
જાગીરદારોની સ્ત્રીઓ અધિકારથી તથા વૈભવથી ગમે તેટલી
મોટી હોય તોપણ તેમનું સુખ મારા કરતાં વધારે નહિ
હશે. "પોતા"ની જોડ મળવાથી મને આજે જે ધન્યતા તથા
સમાધાન થાય છે તે અનુપમેય છે. હે ઇશ્વર! આ બધું મને
તેંજ આપલું છે અને રક્ષણ કરનારો પણ તુંજ સમર્થ છે.
એજ તરેહના વિચાર મારા મનમાં આવવાને લીધે મને જરા
એ પણ ચેન પડયું નહિ. "પોતા"ની પણ એજ પ્રકારની
સ્થિતિ થઈ ગઇ હશે એમ મને લાગે છે.

મનને સુખ દુઃખ કે આશા નિરાશા કાંઈ પણ લાગતી
હોય તો પણ ચેહેરાપર એ વિકારોની છાયા દેખાડવી નહી
એવો હમેશનો નિયમ હતો; અને હવે તો જાણી જોઇને બધી
વાતો તેમજ માનસિક અને શારિરીક વેદના પણ ફકત સં-
યમનને લીધે પકડી રાખ્યાં હશે, એમ મારા મનમાં આવવા
લાગ્યું. મારે હમેશાં "પોતા"ની પાસે બેસવું, અહિં તહિં
કાંઇ જવું નહિ એમ "પોતાને" લાગતું તો પણ દરેક ક્ષણે
મારા મનની જે સ્થિતિ બદલાતી તે છુપાવવા સારૂ કાંઈ ને
કાંઈ પણ બહાનું કાઢી મને થોડા વખત ઉઠી જવું પડતું.
એ પ્રમાણે જો હું ઉઠી જવા માંગુ તો મારા હાથની આંગળી
પકડી રાખતા અને કહેતા કે "નહિ જતી. હવે ક્યાં જાય
છે, હમણાંજ મંદવાડમાંથી ઉઠી છે, નીચે અવ જાવ કેટલી

વખત કરવાની, જે કાંઈ કરવું હોય તે છોકરીઓને કહે, નહિ તો એકાદ નોકરને ઉપર રહેવા કહે, એટલે તને આવજાવ કરવું નહિ પડે." એમ કહેતા. ત્યારે હું હા પાડી નીચે બેસતી; પણ મારા મનની સ્થિતિ વિલક્ષણ થઈ જતી. આખો દિવસ ઘણો ખરો વખત હું "પોતા"ની પાસે બેસી રહેતી, પણ બને ત્યાંસુધી બોલતી વખતે મોઢા સામું જોતી નહિ. નજરો નજર થવાની વખત આવવા દેતી નહિ. એ પ્રમાણે મારી સ્થિતિ હતી; પણ "પોતા"ના મનમાં પણ એમજ હશે એમ મને લાગતું. બધો વખત મનમાં દુષ્ટ કલ્પનાઓ આવવાને લીધે મારૂં મન અકળાઈ ગયું હતું. અને મને લાગતું કે કદાચિત નજરો નજર થાય તો "પોતા"ની હિંમત છુટી જશે; ખચીત ટકશે નહિ; પછી મારી તે શી વાત ? જેમ કોઇ ભમરો એકાદિ વળાને અંદરથી કોરી નાંખે છે તો પણ તે બહારથી મજબુત તથા સાબીત દેખાય છે, તેમ અમારા મનની અવસ્થા થઇ હતી અને બંન્ને જણાં ઘણા કષ્ટથી દિવસો કાઢતાં હતાં તો પણ હું કેટલી ઘેલી ! હજુ સુધી પણ આ મંદવાડ સારો થશે, એ આશાના નાદમાં ને નાંદમાં ઘણા કલાક કાઢતી અને તેમાં મને સુખ જણાતું. પણ ઈશ્વરેચ્છા જુદીજ હતી. તે વિષે મને કલ્પના પણ નહોતી. તેથી મારા અંતઃકરણને ભાંગી પાડે એવી ફિકરમાં પણ જે સ્થિતિને હું સુખ માનતી હતી તે સુખ પુરતા ચોવીસ કલાક પણ ટક્યું નહિ. જે દૈદિપ્યમાન, તેજોમય, સૌભાગ્ય સૂર્યના પ્રકાશમાં હું ઘણા ભૂષણથી અને આનંદથી સત્તાવીસ વર્ષ